# ધી
# પ્રેક્ટીકલ એસ્ટ્રોલૉજી




હી. શા. હોમીયાર,

# ધી

# પ્રેકટીકલ એસ્ટ્રોલૉજી

યાને

## દુઃખમાં દીલાસો, આફતમાં અગમચેતી,
## ભવિષ્યમાં ભુસકો, યાને અંગ્રેજી જ્યોતીષ.

(૨૦૦ વર્ષનાં પંચાંગ સાથે, ચાર ભાગમાં કમ્પ્લીટ.)

જેમાં

ભાગ પહેલો **"નેટલ"** યાને માનવીનું પોતાનું તથા બીજા માનવીનું સર્વે દુઃખસુખ, ભુત ભવિષ્ય તપાસવાની તમામ બાબદ.

ભાગ બીજો **"હોરારી"** યાને હરકોઈ વખતે પુછેલા સવાલનું ભુત ભવિષ્ય જોવાની બાબદ

ભાગ ત્રીજો **"મુન્ડેન"** યાને દેશ પરદેશ, પ્રજા સુખ, રેલ, આફત, આગ, ધરતીકંપ, ગ્રહણ, દુકાળ, લડાઈ વીગેરે બાબદ

ભાગ ચોથો **"મેડીકલ"** શરીર વ્યાધી અને રોગ માટે તથા મોતને લગતી સર્વે બાબદ.

**પ્રાચીન, અર્વાચીન, વિદ્વાનોની સાહદતો સાથે.**

---


રચનાર.

## દી. શા. હોમીયાર.

તે

સાઇકો ફલિકરોગ્રાફ, પ્રેકટીકલ સાઇકોલૉજી વીગેરેના કર્તા.

ઇંડસટ્રીયલ પ્રેસ, ૧૩, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે, પ્રીંટર,

બી. સી. પાવરીએ છાપ્યું છે.

આ ચોપડી દીનશા શાપુરજી હોમીયારે, નંબર ૪૯, મોદી સ્ટ્રીટ, કોટ
મધે પ્રગટ કીધી છે.

# બીહીર લાપીકા—દોહરા.

——:o:——

**દીન** દયાળ **પ્રભુ** તમો, કરજો **અતી** કૃપાય;
**નકી** તમ કૃપા **થકી**, ગ્રંથ **સંપુર્ણ** થાય. —૧

**શાસ્ત્ર** વર્ણવું જોતીષીતણું, જ્ઞાન ગંભીર સ્વરૂપ;
**હરકત** હરજો **ઈશ્વરા,** માગું છું હું મુખ. —૨

**સાચા** જોષી જગત્તમાં, મળે ન વારંવાર;
**પુરૂષ** કોક આવી મળે, સાચાંનો કેહનાર. —૩

**રદ** તેને કરનારનો, નથી જગત્તમાં પાર;
**જીતવા** જોષીજણને, સર્વ કોઇ તૈયાર. —૪

**હોય** હામતો આવજો, કરવા ખોટો ગ્રંથ;
**મીત્ર**તાથી વરતી કરી, સમજાવીશ હું તંત્ર. —૫

**યાદ** કરૂં દીન રાત હું, **પુરૂષ** પુરાણી એક;
**રૂટણ** નામ કરવા **થકી**, જગત્તમાં જીતે નેક. —૬

**પી. બે. બે.**

# અર્પણ પત્રીકા

મારાં કુટુંબનો

એક ગુમ થયલો ઝલકટો સેતારો

તે

## મરહુમ બાઈ જરબાઈ

તે હમારા ભાઈ

બરજોરજી શાપુરજી હોમીયારનાં ધણીયાણીનાં

## અકાળ મરણની દુઃખી યાદમાં

તથા

મરહુમની મારા કુટુંબ પ્રયતની અથાગ દીલસોજ લાગણી,

મારી ઉપરનાં **માત્રુભાવ** કાળજી અને પવિત્ર

પ્રેમની બીન બીન યાદમાં

આ ગ્રંથ

ઉપકારનાં ઉભરા અને અંતકરણપુર્વક માનની લાગણી સાથ

તેણીનાં અશો આત્તમાંને **શાંતિ** ચાહતાં

માનપુર્વક અર્પણ કરૂં છું.

**કર્તા.**

# પ્રસ્તાવના.

સર્વ શકિતમાન કુલ જગત્તનાં કર્તા પાક દાદાર અહુરમજદે આ જેહાંન પેદા કરી, તેને હરેક રચનાથી રચી, પોતાની અદભુત કારીગીરીના આ નમુનાને ગ્રહ મંડળનાં સાંચા કામ સાથ જોડી, તેનું સમતોલપણું, અને ગતિ વીગેરે હરેક બાબદ જેવીકે મોત, જીવત, સુખ દુઃખ, એ સર્વેની કળ કુંચી પોતાને સ્વાધીન રાખી, નિશ્વાર્થે આ જગત્ત લીલાને નીહાલી રહી, સત્યને હમેશાં જય આપતો, હરેક દુઃખ્યાનું ટાળણુ કરતો સર્વે જગ્યામાં વ્યાપી રહ્યો છે, તેવા અખંડ અને સર્વ ગ્નાની કુદરતનાં સાહેબ પાક દાદાર અહુરમજદની મદદ સાથ આ ગ્રંથ લખવાને મારી અદના કલમ આગળ લંબાઉં છું.

**જયોતીષ** વિધ્યા આજે હીણાયલી અને હીનપસ્તીમાં આવી પડવાનાં ઘણાક કારણો છે, અને તેવાં કારણો અર્થે પહેલે હું પણ એ વિધ્યા તરફ કાંઈક અણગમો દેખાડી, મારા બીજા વિધ્યાઓનાં અભ્યાસ વખતે આ વિધ્યાનાં સિધ્ધાંતથી વેગળો રહ્યો હતો, અને તેનું મુખ્ય કારણ લેભાગુ જોશીઓએ વરતેલી કેટલીક ખોટી પડેલી બાબદનું હતું. પ્રીય વાંચક એટલું તો યાદ રાખશો, કે હું **એક સાધારણ અભ્યાસી છું, મારા અભ્યાસથી જે કાંઈ મે જોયું જાણ્યું, અને જે ચીજ હું માનું છું તેજ અત્રે લખું છું**, પણ તેથી એમ નહીં સમજવું કે હું મોટો વિધ્વાન જોશી છું, યા તો મોટો પંડિત થઇ બીજાઓને જયોતીષ શીખાડનાર ગુરૂ મહારાજ છું, એવો જરાક પણ વિચાર લાવશો નહીં.

આ ગ્રંથ રચવા અગાઉ મારા કુટુંબમાં મારા ભાઇનો નાનો સાળો, કોલાબા મધે લાગેલી આગમાં બળી જવા પછી, બે માસમાં મારા ભાઇની ધણયાની પણ સ્વર્ગવાસ થઇ. આ સંજોગોએ મને ઘણોજ મુંજવણમાં નાખ્યો, કારણ કે તે બેહેસ્તનશીન બાઈ મારી ધર્મ માતા હતી; મારા પીતાજીનાં મરણ વખતે હું તદન બાળક હતો, અને મારી નાની બાળવયમાં મારી માતાની માંદગીનાં સબબે મને ઉછેરનાર મારાં મમાઇ તથા તે સાથ મને રમાડનાર મારી એજ ધર્મ

માતા હતી, જે સબબથી બાળવયથીજ એક બીજાંનો અતી પ્રેમ અને પડોશ હતો, કે જે તે મરનાર બાઇએ અંતની ઘડી સુધી રાખ્યો હતો. એવી એક ધર્મ માતુશ્રીનો મરણ વ્યોગ, મારી મોટી ઉમર છતાં મારાં અંત:કરણમાં જળતો અને જળતોજ છે. એવા સંજોગો વચ્ચે અનેક વારની તપાસમાં નીષ્ફળ નીવડેલા અનેક જોશીઓની ફરીને આ મરણ કારણ જાણવાની લાલચ થવે તપાસ લેવાનો વિચાર થયો, અને મોટી મોટી જાહેર છાપામાં જાહેરાત આપનારા, તથા ખુશામતથી મેળવેલી હજારો સરટીફીકેટ ધરાવનારાઓ માંહેલા કેટલાક પાસે હું ગયો, અને તેઓને મરનાર બાઇની જન્મ ઘડીપળ આપી અને જે કાંઇ સવાળ કરતો તેના એવા જવાબ મળતા કે મને કેટલીક વખતે ગુસ્સો, કેટલીક વખતે તેઓની મુર્ખાઇપર હસવું, અને ઘણીક વખત તેઓની ગજવું ભરવાની રૂઢી તરફ તીરસ્કાર, અને તેઓનાં અજ્ઞાનપણા માટે દયા પણ આવતી હતી. અત્રે મારે કબુલ કરવું જોઇયે કે **"હીંદી જ્યોતીષ" ઘણુંજ મહાભારત, અને શ્રેષ્ઠ છે,** પણ તેનો કાર્ય સાંધક ઉપ્યોગ કરવાને, તથા તે સંપુર્ણ રીતે સમજીને સમજાવવાને આજનાં મહાન ગણાતા જોશી માહારાજો શકિતવાન નથી, અને થશે પણ નહીંજ, કારણ જ્યાં જુવો ત્યાં હું મોટો પંડીત; બીજું તો શ્લોક વિધ્યાપર અર્થોની મારામાર; શ્લોક લખનારને રચનારનાં શું વિચાર હશે, અને શબ્દોની ગુઠણમાળામાં શું ભેદ તેને ગુંઠયા હશે, તે જાણવા વગર સીધ્ધું સાદું ભાષાંતર કરવું, અને મુખ્ય ભેદ, ભેદમાંજ ગયો; એ ઉપરાંત ગણીતમાં જો કોઇ સુધારો કરવા જાય તો કહેશે, "નહીં હમારા મુનેશ્વરો જે ગણત્રી આપી ગયા તેજ ખરી;" અને પશ્ચિમનાં વિધ્વાનોએ જે યંત્રો અને મોટી મોટી ઓબઝરવેટરી સ્થાપી તે તો નામની જોવાનીજ. વળી સૌથી નીચ કારણ તો એ કે ભોળાં લોકોને ગભરાવી, ભમાવી, પોતાના ધર્મથી ઉલટી ક્રિયાઓ કરવાનું સમજાવી, તેઓની ભોળાઇનો લાભ લઇ, પોતાનાં ગજવાં ભરવાની વિધ્યા સૌથી પ્રબળ લેખી છે. જ્યાં જોશો ત્યાં રાજજોશીઓ ઉભાઇ જાય છે, તો એ બધા રાજાઓનાં જોશીઓ મુંબઇમાંજ પઠંગો મારી બેઠા, તો બીચારા રાજાઓ પળે પળનાં મુરતો જોવાને ખોદા જાને પોતેજ ધન, મકર ને કુંભ કરતા હશે! જ્યાં જુવો ત્યાં ધુતારા રાજજોશીઓનાજ પાત્યાં, છાપામાં મોટી

મોટી સરટીફીકેટ સાથનીજ જાહેર ખબરો, અને તે જોઇ જાણીને તે ઉપર દોડાદોડી કરતાં ભોળા લોકોની મને ખરેજ દયા ઉપજે છે, તેઓને દોષ દેવો ફોકટ છે, દુઃખી માનવી, પોતાનાં દુઃખની રાહત અને દીલાસા માટે, અંતના ઉપાય તરીકે ખોદાને ત્યાનું ફરમાન ઉકલાવવા, આ કહેવાતા રાજજોશી મહારાજો આગળ નહીં જાય તો શું કરે. અને તેવાં ભોળાં નીરદોષ દુઃખીને નાચવીને ખીસું ભરનાર કોઇ રાજજોશી, કોઇ મહારાજજોશી કે કોઇ છત્રપતી જોશી, પેલા તપ, જપ, ને સમાધી પુફ જે મોટાં મોટાં દોર ઘાલી અમુક ફળની પ્રાપ્ટી માટે, અમુક ક્રિયા કરવાને બહાને જે ખીસું ભરવા માંડે છે, તે ભોળાંઓને ભમાવી, તેઓને પોતાનો શીકાર બનાવી, ખુલ્લી રીતે જાહેરાતમાં લુટ ચલાવે છે, તેઓ તરફ કયો સાચ્ચાં દીલનો શખ્સ તીરસ્કારની નજરથી નહીં જોશે. હશે કોઇક જોશી હશે, સાચ્ચું પણ વર્તતા હશે, સાચવતથી જે આપે તે મરજીનું પણ લેતા હશે, પણ તે લોકનો ધંધો તેઓને અંતે આ લાલચની જાલમાં ફસાવી ઉપર દરશાવેલા કહેવાતા રાજજોશીઓનીજ સંફમાં મળે છે. મેં ઘણાક દાખલાઓ મેળવ્યા છે, ને નજરે જોયા છે. કોઇ જોશી ફરજંદ પુરા પાડવાની શકિત ધરાવે છે. તો કોઇ લગનની રાસ જોઇ લગન સાંધી આપનારા છે, અને છાપામાં તેઓની જાહેર ખબર વાંચી અભાગણી ભોળી સ્ત્રીઓ પોતાનું નખ્ખોદ વાળે છે. સેંકડે રાસ જોવારી થયેલાં લગનમાં ૪૦ ટકા ટુંક વખતમાંજ મરણ પામે છે, ૪૦ ટકા દુઃખી નીવડે છે, જયારે ભાયગે ૨૦ ટકા કોઇ સુખી લગ્નો નીવડયાં હોય. વગર રાસનાં લગ્નોમાં સેંકડે ૬૦ ટકા સુખી હોય છે, કારણ કે તે લાંબા વખતની ઓળખ અને અરસપરસનાં પ્રેમથી જોડાયલો ગાંઠ છે, ૧૦ ટકા દુઃખી નીવડે છે કારણ કે, તે નાદાનીયતની ભુલ અને પહેલી નજરનાં પ્રેમબાનની મોહકાણુ છે, અને ૨૦ ટકા પોતાને નસીબે પડેલો ભાગીદાર ભલો કે ભુંડો પણ સાંખી લઇ પોતાનો સંસાર નીભાવે છે, જયારે ફકત ૧૦ ટકા અચબુચ મરણ કે, લાલચના ભોગથી ફસી પડનારાં લગ્નનાં દુઃખી સેતરમાં આવે છે.

આ સર્વે જે મેં ઉપર લખ્યું છે, એ મારા અભ્યાસનું અને તપાસનું પરીણામ છે, ભલે કોઇને તે ખોટું લાગે, ભલે કોઇનાં કાળાં

હૃદયમાં તેનો ગુસ્સો વ્યાપે, મેં અમુકને માટે નથી લખ્યું, પણ સર્વેને માટે જાહેર સાર ધાર્યો છે. વખતે હું ભુલતોબી હોઊં, દુન્યા કોઇ ચીજથી ખાલી નથી, વરસાદના વરતારાઓએ તો એ જોશી મહારાજોની પુરતી ફજેતી કરી છે, જ્યારે જોશી મહારાજ મેઘરાજને નહીં વરતી શકે તો ફરજંદની પ્રાપ્ટી તે કયાંથી આપવાનો હતો. ક્ષમા કરો બાપુ ક્ષમા કરો, એ બાબદનો તોળ કરવાનું વાંચક વર્ગનીજ મુનસફીપર છોડેલું ઠીક લેખાશે. આ કંઇ ફકત હીંદુ જોશીઓ માટેજ નથી, પણ બીજી જ્ઞાત અને જાતનાં અનેકો માટે છે. એ ટીકાથી કાંઇ એમ નથી ઠરતું કે હીંદી જયોતીષ ખોટું છે, ના, **હીંદી જયોતીષ તો એક ઉત્તમ ને શ્રેષ્ઠ છે,** પણ તે વિધ્યાનાં હાલના રક્ષકોએ મોટી ગોળાતી ખાધી છે. તેઓની ગ્રહ ગણીત પશ્ચિમની ગ્રહ ગણીતથી જુદી પડે છે, જે ગણીત તેઓ લાવે છે, તે પ્રમાણેનાં ગુણ દોષ કે દુઃખ દરદ માનવીને હોતાં નથી, પણ અંગ્રેજી ગણીત પ્રમાણે ગણવાથી **ગુણ દોષ ને શરીર વ્યાધી** ઉપરાંત ઘણીક બાબદોનો ખુલ્લો સત્ય જવાબ મળે છે, પશ્ચિમની રૂઢીનું શીક્ષણ સહેલ અને **કાર્યસાંધક** છે, પશ્ચિમનાં વરતારા મુખ્ય ભાગે ખરા પડે છે, જેના હજારો દાખલા છે, જ્યારે પુર્વનાં જ્યોતીષો તો હમેશાં પોતાની વિધ્યાને ઝાંખ લગાડતાજ આવ્યા છે.

આ ઉપળી સર્વે બાબદપર અજવાળું નાખવાને માટે, અંગ્રેજી વિધવાનોનાં પુસ્તકનો અભ્યાસ કરી, **તેનો અર્ક** વાંચનારી આલમ આગળ જ્યોતીષ વિધ્યાની સચ્ચાઈ, તેનું કાર્યસાંધકપણું, તેની અગમચેતી, તથા પોતાના ગુણ અવગુણ, દોષ, વીગેરેને પીછાણતાં શીખવાને બની આવે, એટલા માટે મારી અદનાં કલમથી, મારા અભ્યાસ દરમ્યાન જે જે સત્ય મળ્યું, તે સર્વે ખુલાસાવાર આ પુસ્તકમાં આપવાની તથા કોઈ પણ સચ્ચાઇના શોધકને તે વાંચવા પછી પ્રયોજય રીતે અમલમાં મુકી તેની તપાસ ચલાવી સત્યને જાહેરાત આપવાની, તથા નીચ અને લોભાગુ જોશીઓની જુઠી જાહેરાતોને, પોતે મેળવેલા સત્ય જ્ઞાન મારફતે તોડવાની, અને ભોળવાયલાંઓને, ભમાતું જોશીઓનાં હાથમાં ફસી પડતાં અટકાવી, ખુદ પોતાનેજ એ વિધ્યાનું જ્ઞાન મેળવવાની ટક આપવાની મકસદથી, કાંઇપણ લોભ લાલચ કે કમાની કરવાની આશ

વગર, પશ્ચિમની જ્યોતીષ રૂઢીનાં મુળતત્ત્વોને ખુલ્લી સાદી ગુજરાતી ભાષામાં, બોલે બોલ પ્રયોજ્ય રીતે સમજાવવાની મેં કોશેષ કરી છે.

ફરીથી એકવાર આગ્રહ સાથ ધ્યાન ખેંચું છું કે હું કોઈ જ્યોતીષોનો પંડીત નથી, યાતો કાંઇ વિધ્યા શિખવનારો કહેવાતો ઉસ્તાદ નથી, પણ ફકત **એક અદના અભ્યાસી છું.** મારા અભ્યાસથી મેળવેલો આ પુસ્તકમાં સર્વે અર્ક છે, કે જે મોટા મોટા વિધવાનોની શોધોનાં પરીણામોનાં સંગ્રહથી મેળવેલો છે, અને તેનું સત્ય તપાસેલું છે.

મારાં આ અને એ અગાઉ પ્રગટ થયલાં કાંઇપણ પુસ્તક માટે ખુશામતી સરટીફીકેટોનો હું લોભ રાખતોજ નથી, મારાં પુસ્તકોની ખુબી ખામી તથા ગુણો દરશાવવાનું કામ મારૂં નથી, પણ વાંચક મંડળનું છે, જેઓએ આ પુસ્તકનું તોળ પોતે કરી લેવું.

આ વિધ્યાની તપાસ અને અભ્યાસ અર્થે મેં ઘણા ગુજરાતી તેમજ અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો જેના થોડાંક નામો સ્વીકારમાં દરશાવ્યાં છે.

આ ચોપડીની ભાષામાં કાંઇ ભુલ ભરેલું જણાય અથવા બીજી હરકોઈ ખામી જણાય, અથવા કોઇ હીસાબી ભુલ માલમ પડે, તો તે સમજુ વાંચનાર ગુજરાતી ભાષાની કેટલીક નહીં મટે એવી અડચણો તથા આ અદના લખનારની અજ્ઞાનતા ધ્યાનમાં લઇને ક્ષમા કરશે એવી આશા રાખું છું.

આ પુસ્તક શરૂઆતના અભ્યાસ માટેજ ફકત રચવામાં આવ્યું છે, અને તેથી હરેક બાબદ શબ્દે શબ્દ પ્રયોજય બનાવવા માટે અલંકારીક અને અઘરી ભાષા વાપડવાની બીલકુલ કોશેષ ન કરતાં, ફકટ સાદી ભાષામાં તે સમજાવવાની કોશેષ કરી છે.

આ પુસ્તકને જાહેરાતમાં મુકવાને તે પરવરદેગાર મને આજે શકિતમાન કર્યો છે, કારણ કે આ પુસ્તક જાહેરમાં બાહેર પડશે એવો સંભવ હતો નહીં. મારી મુશકેલી વચ્ચે દુસ્મનાઈથી મારી મેનસક્રીપટો ચોરવામાં આવી હતી, જેથી લખાણો ફરીને રચવાને મને મહીનાઓ લાગ્યા હતા, એ અરસામાં મારી નોકરીની ફરજ મારે માથે બજાવવાની

હતી, પણ **મારા મહેરબાન શેઠો અને તેઓના ભાગીદારોએ** મને મારા કામ માટે જોઇતો પુષ્કળ વખત ફાજલ આપી **મને સર્વેથી મોટી મદદ કરી છે.** તે ઉપરાંત મારા બીજા **મીત્રો** તથા **સ્નેહીઓએ** આ પુસ્તક માટે જોઇતી શોધખોલ, અને તપાસ કરવા માટે, પોતાનાં પુસ્તકો આપી, તથા બીજી ચોપડીઓ મેળવી આપવાને જે મદદ કરી છે, તે માટે એ સર્વે મેહેરબાંનોનો આ જગ્યાએ અંતઃકરણથી આભાર માનું છું.

જો કે જયોતીષ વિધ્યાને લગતાં હજારો પુસ્તકો આજ અગાઉ પ્રગટ થઇ ચુકયાં છે, પણ અંગ્રેજી જયોતીષનો **આવો ચાર ભાગનો તમામ પ્રયોજય સારાંશ આજ સુધી કોઇએ જાહેરાતમા આપ્યો હોય એમ જણાયું નથી,** જેથી આ ગ્રંથ એ બાબદનો **પહેલો પ્રયોજ્ય ગ્રંથ છે.** મારા અભ્યાસ દરમ્યાન ઘણીક ગુજરાતી જયોતીષનાં ગ્રંથો મારા હાથમાં આવ્યા છે, પણ તે સર્વે વહેવારૂ વાંચક વર્ગને તદનજ નકામાં છે, કોઇકમાં તો ફકત શ્લોકોને તેનાં ધડ પુછડાં વગરનાં અર્થોથી પાનાંઓ ભરી પોઠા બનાવ્યા છે, તો કોઇકમાં અધડી ગુજરાતી ભાષામાં કાઇક સંસ્કૃત ભાષાના શબ્દો સાથે એવું દોહવી મુકેલું હોય છે કે, બાપડો વાંચનાર તેથી કંટાળી તે તજી દે છે, એ સર્વે ગુજરાતી પુસ્તકોમાં ભરૂચવાસી વકીલ શાકરલાલ શંભુલાલ દેશાઇનાં પુસ્તકો ગુજરાતી જ્યોતીષ શીખવાને ઘણી સારી સમજણ આપનારાં છે. આ જગ્યે વાંચક વર્ગનું ધ્યાન ખેંચીશું, કે ગુજરાતી જ્યોતીષ શિખવા આગમજ આ પશ્ચિમની સહેલ રૂઢીનો પહેલે અભ્યાસ કરવાથી ઘણીક બાબદનો સહેલથી ખુલાસો મળી શકશે. વળી અંગ્રેજી પંચાંગ અને તે માંહેલા ગ્રહ મોટી મોટી ઓબઝરવેટરીઓપરથી તપાસ કરીને પછીજ જાહેરમાં આવેલું સ્પષ્ઠ ગણીત છે, જયારે ગુજરાતી ગ્રહ ગણીત પોતાની કુંભકરણની ઉંઘમાંથી હજી સજાગ્રત થયું નથી, કારણ તેમાં મોટો ફરક અને મતભેદ છે, **એ સર્વે બાબદનું તોળ કરી સત્ય શું છે,** તે શોધી કાઢવાનું વાંચક મંડળની મુનસફીપરજ સોંપવું ઠીક થઇ પડશે.

આ પુસ્તક કાંઇ કહાંણી કીસ્સા જેવું રસીક તો નથીજ, પણ **જ્યોતીષ વિધ્યાની સચ્ચાઇની સાહેદતો અને દાખલા દલીલોથી** ભરપુર છે, અને જીજ્ઞાસુ વાંચક, એ પુસ્તકનો અભ્યાસ કરી ભોલવાયલાં લોકોને તેની સમજ આપતો રહેશે, તો મારી મેહનત અને રંજનો બદલો પુરતો વળી રહેશે.

મોદી સ્ટ્રીટ,
કોટ, મુંબઇ.

**દી. શા. હોશીયાર.**

# "Acknowledgment"

## સ્વીકાર.

આં ગ્રંથ રચતા માટે નીચલા ગ્રંથકારોનાં પુસ્તકનો ઉપયોગ કર્યો છે, તથા સમજણ માટે કેટલાક દાખલા દલીલો ફેરફાર સાથે દરશાવી છે, **તે સર્વે ગ્રંથકારોની ફીલસુફીઓનાં એકનો અંશ હાલની પ્રજાને અનુસરતી રીતે, તથા તદ્દન પ્રયોજ્ય (Practical)** અને કાર્યસાધક રીત રૂઢીથી સમજાવવાની કોશીષ કરવામાં નીચલા દાતાઓની **અમુલ્ય મદદ** મળી છે તે માટે તેઓ સર્વેનો અત્રે આભાર માનવાની રજા લઉં છું.

## List of Authors and Books consulted in the Preparation of this Work with personal notes, etc.

---:0:---

1. Raphael's Guide to Astrology.
2. „ Horary „
3. „ Mundane „
4 „ Medical „
5. Rosa Baughan's "Influence of the Stars."
6. William Lilly's "Grammar of Astrology."
7. Zadkiel's "Guide to Astrology."
8. Yarmo Vedra's Essentials of Solar Mentality.
9. Alan Leo's all Works and Manuals.
10. Alan Leo's Progressed Horoscope.
11. „ „ How to Judge a Nativity.
12. „ „ Astrology for all 2 Parts.
13. Old Moore's Manuals.
14. B. S. Row's Astrological Primer.

# SUMMARY OF CONTENTS.

## સાંકળયું.



## ભાગ બીજો—

## ભાગ ત્રીજો "મુંદન" એસ્ટ્રોલૉજી—



## ભાગ ચોથો—

ભાગ પહેલો.

# "નેટલ" એસ્ટ્રોલૉજી.

## જ્યોતીષ વિદ્યાનો ખુલાસો, કારણ અને સત્ય.

## ખુલાસો.

કેટલાક લેભાગુ જ્યોતિષીઓ, ભોલાં લોકોને જુઠ્ઠા અને ખોટા વહેમો આપી, તથા ખાસ કરીને સ્ત્રી જાતીને, ઘણોક ભારે વહેમ આપી, તે વહેમનાં આધારે, પોતાનાં ખીસાં ભરી, માનવીની ઓલાદની ઉન્નતીને ધોકો પુગાડી, દલીદ્રતા અને વહેમોનાં ઊંડા દરીયામાં દોલતાં કરી મુકયાં છે. જ્યારે માનવીને સુખ હોય છે ત્યારે, તેને જ્યોતીષીની કે બીજી કોઇપણ બાબદની ઇચ્છા થતી નથી, તથા તેનું મન મધન રહે છે, પણ જ્યારે માનવીપર સંકત આવી પડે છે, ત્યારે તે સંકતમાં દીલાસો શોધવાને માટે માનવીઓ, શું નાનાં કે મોટાં, દરેક મુખ્ય ભાગે જ્યોતિષીની પાસે જઇ ખુલાસો માંગે છે, અને તેવા દગાબાજ અને લેભાગુ જ્યોતિષીઓ, ગલી ગલીએ, અને રસ્તે રસ્તે **"ફાળ દેખનેવાલા"** અને **"સાચ્ચા પ્રશ્ન જોવાનાં અને કેહવાનાં"** એવી બુમો પાડતા, હરદમ નજરે આવે છે, કે જેઓ આગળ સ્ત્રી જાતીઓ, કોઇ હાથ દેખાડીને, કોઈ પ્રશ્ન પુછીને, અને કોઇ જનમોત્રી દેખાડીને સલાહ લે છે, અને એ સાધુનાં વેષમાં ફરતા તથા પેઢીઓ માંડી જાહેરાત આપતા ધુતારાઓ સાચ્ચી સલાહ ધર્મ, દેશ અને જ્ઞાન અનુસાર આપવાને બદલે, પુંજા, દાન, ધુપ અને દોરા ચીઠી, એવી બાબદોનાં વહેમો લગાડી તે બાંહણે, ગરીબડાંઓને દેખાદેખીત લુટે છે, એ સર્વે બાબદો આજલગણ આપણે જોતા આવ્યા છીએ. અલબત ઘણાક અભ્યાસી ને શીખેલ જ્યોતિષીઓ પણ છે, કે જેઓ પોતપોતાની અમુક રીતો અને રૂઢીઓ

તથા જ્ઞાન મારફતે સારો વરતારો કાઢી શકે છે, તેમજ રૂડી સલાહ પણ આપે છે. એ સર્વે બાબદ તરફ જોતાં તથા માનસીક વિધ્યાઓનો મને ઘણા વર્ષોનો અભ્યાસ હોવાથી, તથા માનસીક વિધ્યાને જયોતિષ વિધ્યા સાથે સંબંધ હોવાથી, કેટલોક વખત એ વિધ્યાનો અભ્યાસ ચાલુ રાખી, ગુજરાતી તેમજ અંગ્રેજી રૂઢીથી જયોતિષી તપાસ અને પ્રયોગો કરી, તેને લગતા ઘણાક પુસ્તકોનો ખંતથી અભ્યાસ ચલાવી, તે માંહેલી સર્વે સચ્ચાઈ, આ નાનાં પુસ્તકમાં એક જયોતિષ વિધ્યાનાં અરક તરીકે, સાદી ભાષામાં, અને સાધારણ જ્ઞાનવાલો માનવી પણ સમજી શકે તેવી સરલ ભાષામાં. તથા મુખ્યત્વે અંગ્રેજી રૂઢી અને હીસાબ પ્રમાણે. હરકોઈ માનવી, પોતાનાં જન્મ વખતનાં ગ્રહ મારફતે, પોતાની ખાસીયતો, સુખ દુ:ખ, લાભ ખોટ, વીગેરે સર્વે બાબદ જોઈ જાણી શકે, તથા વખતની કુંડલી પ્રમાણે, તથા પોતાનાં ગ્રહોની અસર પ્રમાણે, ચેતીને ચાલી શકે. અથવા આવી પડેલાં, અથવા આવી પડનારાં સુખ દુ:ખો માટે ચેતેલાં રહે, એટલા માટે આ પુસ્તક, જેમ બને તેમ પ્રયોજય બનાવવાની કોશેષ કરી છે. અત્રે જણાવવાની રજા લઉં છું કે મહેરબાન વાંચકોએ, વહેમ અને ધુતારાઓનાં હાથમાં ફસવા કરતાં, આ નજીવાં પુસ્તક માંહે, પોતાનાં સુખ દુ:ખની સલાહ પુછવી, યાને તમારી જનમોત્રીમાંથી ગ્રહોની તપાસ આ ચોપડી મારફતે કરી અનુમાન કરવું, અને તે ઉપર જો ભરૂસો નહીં બેસે તોજ, પછી કોઈ વિદ્વાન જયોતિષી પાસેથી ખુલાસો મેળવી, તમારાં બાંધેલાં અનુમાન સાથ સરખાવી, જે તમુને રૂચે તે ઉપર ધ્યાન પુગાડવું, કે જેથી ખોટા વહેમો અને જાદુઓનાં અને નજીસ વિધ્યાઓથી દુર રહી, તે તમારી ઉન્નતીને વધારી શકાશે, તથા ઠગારાઓને હાથ તમારો પૈસા લુંટાશે નહીં. આ નાનું પુસ્તક જોકે જયોતિષી વિધ્યાના આજ અગાઉ નીકલેલાં હજારો પુસ્તકોમાં એક નજીવું છે, છતાં, તેની અંદર પ્રયોજય રીતો અને ઘણીજ સાદી ભાષામાં અને સરલ રીતે જેટલું જ્ઞાન સમાવેલું છે, તેટલી બાબદ, બીજાં પુસ્તકોમાં જવલેજ સમાવેશ કરવામાં આવી હશે. એક "**નોવીસ**" યાને એ બાબદની અજ્ઞાનતા ધરાવનારો શખ્સ પણ, એક વખત આ ચોપડીનો અભ્યાસ કરવે, જયોતિષીઓની માફક સર્વ ફળ જોઈ જાણી શકે છે.

આ પુસ્તક બાહેર પાડવાની મતલબ એજ છે કે, ગરીબ બાપડી સ્ત્રી જાતી, અને તેવાજ નબલા વિચારવાલા અને રોગ તથા દુઃખથી વીપત્તીમાં આવી પડેલા, અને દુઃખથી કંટાલેલા શખ્સો, લુચ્ચા અને લેભાગુ જ્યોતિષીઓએ, તેઓનાં મગજમાં આપેલા જુઠ્ઠા વહેમોથી, પોતાનાં મનમાં, તે ને તેજ વિચારો ચાલુ રાખી (સાઇકીક સાયન્સ) યાને માનસીક વિધ્યાનાં ચોક્સ કાયદાઓ પ્રમાણે, પોતાનાં મગજની સ્થીતીને ખરાબ કરી, જે ચીજ નહીં બનવી ઘટારત તે ચીજને, તાંણી તોડીને વહેમથી, તથા ચાલુ તેનુંજ મનંન કરવાથી ઉત્પન્ન કરે છે. કે જેથી તેઓ સુખને બદલે દુઃખ સહેવતાં થાય છે, અને તેનું પરિણામ નીપજાવવાને માટે, મોટા ગુનેહગારો જોકે પેલા વહેમ આપનારા જ્યોતિષીઓજ છે, પણ તે સાથે ખુદ તે ધણી પોતે પણ, પોતાનાં દુઃખોનો કર્ત્તા લેખાય છે, તથા મનપર થયલી અસરથી માનવી પોતાનું શરીરિક, સંસારીક અને આત્તમીક સુખ ખોઇને દુઃખનાં દરીયામાં ડુબી મરે છે. એ તદન દાકતરી વિધ્યાથી, આત્મજ્ઞાનથી, તેમજ સાધારણ વિચારથી સત્યજ છે, તો તેવા અજ્ઞાન અને ભોલાંઓને ચેતેલાં રાખવાને, તેમજ તવંગર કે મુફલેસ સર્વેને માફક આવી શકે. તેવી તદન નજીવી કીમતે આ પુસ્તક પ્રજા સનમુખ બાહેર પાડવાની હીંમત કરી છે.

## (૨) જ્યોતિષ વિદ્યા ખરી છે કે ખોટી.

કેટલાક હાલના સુધારાવાલાઓ જ્યોતિષ વિધ્યાને ધુતારી તથા વાહીયાત અને ઠગારી છડે ચોક જાહેર કરે છે, પણ તે ભલા માણસો પોતાનાં મગજના ધુંધને ઠેકાણે રાખી વિચાર પુગાડશે, તો માલમ પડશે કે વિધ્યા યાને સાયન્સ, હમેશ સચ્ચાઇનાંજ પાયાપર રચાયલી હોય છે. જયાંલગણ વિધ્યાને ઉભું રેહવાને પાયો નહીં હોય તો પછી તે વિધ્યાજ શાની કેહવાય? દુન્યામાં માનવીની હસ્તીની સાથેજ એ વિધ્યાની શરૂઆત થયલી છે. ગયોમર્દ (Adam) ના વખતથી એ વિધ્યા શરૂ થયલી ગણાય છે, અને ત્યારથી અસલી પ્રજાઓ એ વિધ્યા જાણતા આવ્યા છે. પેગમ્બર હઝરત જરથોસ્ત સ્પેતમાન અનુસેહ રવાન કે જેઓ એ વિધ્યાનું સંપુર્ણ જ્ઞાન ધરાવતા હતા, અને જેઓની પાસે જ્ઞાન મેળવવાને બીજા મુલ્કે મુલકનાં વિદ્વાનો આવતા હતા, તેઓએ એકવીસ નુશકમાં એક

નુશક એ વિધ્યાનો પણ રચ્યો હતો, અને તેઓ પહેલો દરજ્જો ભોગવે છે, ત્યાર પછીથી તવારીખના પાંના ફેરવતાં એક પછી એક પ્રજાઓ, એ વિધ્યાનેજ મુખ્ય ગણી ગઈ છે. હીંદુઓમાં વિક્રમાદીત્ય, યાહુદીઓમાં જુસફ, બેરોશશ, ગ્રીકોમાં થેલ્સ (Thales B. C. 640) કે જેને પહેલવહેલું ગ્રહણ શોધી કાઢયું હતું, એ પ્રમાણે ગ્રીક યુનાની, તથા તેઓ આગમજ થઇ ગયલી ચેલદીયન અને મીદીયન પ્રજાઓ, બેબીલોનીયન પ્રજા અને ઇજીપશીયનસ વીગેરે એ વિધ્યાની માન્યતા ધરાવતા હતા, તથા તેઓએ એજ વિધ્યાની શોધખોલો મારફતે મહા-ભારત કામો કર્યાં હતાં, કે જે આજે પણ તવારીખમાં મોજુદ છે. મહાન ફીલસુફો જેઓનાં નામો નીચે પ્રમાણે છે, તેઓ સર્વે એ વિધ્યાના અભ્યાસી હોવાથીજ, માણસાઇ રીતી નિતી, ધર્મ અને જ્ઞાનનો ફેલાવો કરી, દાનાઇનાં મોતી આ દુન્યામાં, પોતાની કલમથી લખાયલાં પુસ્તકોનાં આકારમાં મેલી ગયા છે, તેઓ સર્વે જ્યોતિષને માનનારા, જાણનારા અને તે મારફતે હરેક ચીજનું તોલ કરનારા હતા. દુન્યાની શરૂઆતથી નીચલાં નામો, એ વિધ્યાને માનનારાઓના, ઇતીહાસ મારફતે જણાયલા છે :—

ગયોમર્દ નર અશોનાં વખતથી નીચે ઉતરતાં પેગમ્બર હઝરત જરથોસ્ત સ્પેતમાન અનુસેહ રવાંન (Zoroaster), મરકયુરીયસ ત્રીસમેજીસ્તસ (Mercurius Trismegistus), પાઇથેગોરાસ (Pythagoras), હીપોક્રેત (Hippocrates), થેલસ (Thales), એનેક્ષામાન્ડર (Anaxamander), એરીસતોતલ (Aristotle), સીસરો (Cicero), સોક્રેતીસ (Socrates), એરીપીદીસ (Euripides), ગ્લેન (Glain), કલૅાડીયસ પોતોલમી (Claudius Potolemy), જોસફ (Josephus), પોલીદોરસ (Polydoras Virgil).

આ ઉપલા ફીલ્સુફો ઇસ્વી સન પુર્વ થઇ ગયા છે, અને ત્યાર પછી :—

૮૪૪ ઇસ્વીમાં અબુમાજર (Albumager), ૧૨૮૦ માં રોજર બેકન (Roger Bacon), ૧૨૮૪ માં ગુઇદો બોનાસ (Guido Bonatus), ૧૪૮૬ માં સર હેનરી કોરનીલીસ એગ્રીપા (Sir Henry Cornelius Agrippa), ૧૪૯૭ માં ફીલીપ મેલેંચતોન (Philip Melanchthon), ૧૫૦૧ માં એચ. કારદન (H. Cardan), ૧૫૨૩ માં વેલનતાઇન નાબાદ (Valentine Nabod), ૧૫૩૪ માં તી. બો. કારદન

(T. B. Cardan), ૧૫૫૦ માં જે. કેપલર (J. Kepler), ૧૫૫૧ માં સર એડવર્ડ કેલી (Sir Edward Kelly), ૧૫૫૩ માં મીચેલ નોસ્ત્રદેમાસ (Michall Nostradamus), ૧૫૬૧ માં સર ક્રીસ્ટોફર હાઈદન (Sir Christopher Heydon), ૧૫૬૧ માં ફ્રાનસીસ બેકન (Lord Francis Bacon), ૧૫૭૪ માં રોબર્ટ હોલ (Robert Hall, Bishop), ૧૫૭૯ માં ડોકટર જ્યોફ્રી (Dr. Geoffry Le Neve), ૧૫૮૦ માં જેમ્સ યુશર (James Usher), ૧૫૮૩ માં જે. બી. મોરીનસ (J. B. Morinus), ૧૫૮૮ માં હોબ્સ (Hobbs), ૧૬૦૧ માં જોન બુકર (John Booker), ૧૬૦૨ માં રેવરંડ જોન હેન્ડરસન (Rev. John Henderson), ૧૬૦૨ માં વીલીયમ લીલી (William Lilly), ૧૬૧૬ માં ડૉકટર નીકોલસ (Dr. Nicholas culpepper), ૧૬૧૭ માં સર થોમ્સ ગ્રેશામ (Sir Thomas Gresham), જોન મીલતન, થીઓફ્રેસ્તસ, પેરેસેલસસ, સર રીચર્ડ સ્તીલ, સર જ્યોર્જ વાહરતન વીનસેન્ટ વીંગ (Vincent Wing), ૧૬૨૦ માં મરકેતર (Mercator), ૧૬૨૬ માં ડૉકટર બટલર (Dr. Buttler), ૧૬૨૬ માં રોબર્ટ ટરનર (Robert Turner), જોન ડ્રાઈદન (John Dryden, poet laureate), ૧૬૨૯ માં મી૦ જોન હાઈદન (Mr John Heydon), સર રોબર્ટ હોલબર્ન, સર કે. ડીગબી, મી૦ થોમસ સામસન, ૧૬૪૬ માં મી૦ ફ્લેમસ્ટેડ, પહેલા રાજ જ્યોતિષ (Mr. Flamstead, first Astronomer Royal), ૧૭૨૮ માં જ્યોરજ વીચેલ (Geo. Witchell, Astronomer Royal Portsmouth), ૧૭૫૧ માં ડૉકટર એબનેજર સીબલી (Dr. Ebenezer Sibley), ૧૭૫૬ મા જોન વરસડેલ (John Worsdale), ૧૭૫૭ મા મી૦ બ્લેક (Mr. Blake), ૧૭૫૯ માં રાઈટ ઑનરેબલ વીલીયમ પીત (Right Hon. Wm. Pitt), ૧૭૭૫ માં જે. પી. કેલરમેન (J. P. Kellerman, Due-de-Valney), ૧૮૦૦ મા ડોકટર વીલીયમ શામન, મી૦ ઓક્ષલી, ૧૮૪૮ માં ચરૂબેલ (Charubel).

એ ઉપરાંત દેશ પરદેશનાં ઘણાક ગ્રીક, લેતીન, અને જરમન સાવાંઓ, તથા બીજા હાલમાં જીવતા એસ્ત્રોલૉજીનાં પ્રોફેસરો જેવા કે ઝેડકીલ, રાફાએલ, એલનલીઓ, મરકયુરી, વીગેરે એ સર્વે ફીલસુફો જ્યોતિષ વિધ્યાની સચ્ચાઇની શોધખોલના કરનારા, તેને માનનારા, તથા તે મારફતે અદ્દભુત અગમચેતીઓ કરનારા, એવા હજારો થઈ ગયા છે; ને હાલમાં છે, કે જેઓનો મુખ્ય ભાગ યુરોપ, ઇરાન, હીંદુસ્તાન વીગેરેમાં હજી જલવાઇ રહ્યો છે, તેમજ પશ્ચીમમાં પણ તેઓ મોજુદ છે.

હવે જ્યોતીષ વિધ્યાને નહીં માનનારાઓને, એટલુંજ પુછીશું, કે ઉપર લખેલા શખ્સો માંહેલા પહેલી પંકતીનાં નરો. ફક્ત જ્યોતીષો નહી, પણ મોટા ફીલસુફો તથા પેગમ્બરો જેવા હતા, તો શું તેઓ

સર્વે એ વિદ્યા ફોકટ માટે જાણતા હતા. અથવા તો એ વિધ્યાને સ્વપના જેવી હસી કાઢનારા હતા ? જો તેમ હતે, તો તેઓ મોટી મોટી વિધ્યાઓ, ગણત્રીઓ, તથા માનવીના ખવાસો વીગેરેનાં સાહીત્યો શોધી કાઢવાને કદીપણ શક્તિવાન નીવડી શકતે નહીં. એક પણ એવો ફીલસુફ છે કે જે પુરવાર કરે, કે સેતારાઓને તથા તેઓની ચાલણને તથા ગતિને, આપણી દુન્યા તથા તે માંહેલી હરેક વસ્તુ સાથે સંબંધ નથી ? કોઇ લેભાગુ જુઠ્ઠી દલીલોથી વખતે ઘડીભર, ખરાં સત્યની ગેરહાજરીમાં, અજ્ઞાન માનવીઓને એવું સમજાવાને ફત્તેહમંદ પણ નીવડે, કે જયોતીષ તો વહેમ છે, અને ગ્રહ સેતારાને માનવી સાથે કશો સંબંધ નથી, પણ વિધ્યાનાં ધરખમ સત્ય ( Sterling facts ) મારફતે તે પણ આપણે ખુલાસો આગળ જતાં આપી સત્ય જાહેર કરીશું.

દરેક વિધ્યાઓની ઉતપત્તી આગમજ, આખી જગત્તમાં સર્વેથી સર્વોપરી, જયોતીષીજ વિધ્યા હતી, એમ મોટા મોટા અભ્યાસીઓએ દુન્યાની શરૂઆતની વસ્તીનાં ટાઇમથી તે લગભગ ૧૭મી સદીનાં મધ્ય સુધીનાં વર્ષોમાં એજ વિધ્યાને સર્વેથી વધુ માન અને મરતબો આપ્યો છે, તથા એ વિધ્યાએ ફક્ત એક માણસની નહીં, પણ હજારો માણસની બનેલી પ્રજાઓ, તથા રાજાઓની હાલતોને ફેરવી નાખી છે. દરેક પ્રજા કે જેની ઉતપત્તીનો ઈતીહાસ આજે મોજુદ હશે, તે દરેક પ્રજાની હીસ્તરીમાં પહેલવેહલી વિધ્યા તે "એસ્ટ્રોલૅાજી" યાને જયોતિષ વિધ્યાનુંજ જ્ઞાન છે. "જયોતિષ વિધ્યાની સચ્ચાઇ માટે જરા પણ બેવિશ્વાસ થવું એ ખુદ ખુદાની હસતી નાકબુલવા જેટલુંજ નાષ્ટાક ગણાય." (To doubt the influence of the stars is to doubt the wisdom and providence of God). કુદરતનાં ચૈતન્યમાંથી "નેબ્યુલસ મેટર" (Nebulous matter) ઉત્પન્ન થઇ, તેમાંથી સુર્ય, અને સુર્યમાંથી ગ્રહો સેતારાઓ, અને દુન્યાઓ ઉત્પન્ન થઇ, "ઇઠીરીઅલ નેચર" (Athereal nature) મારફતે આખી દુન્યાપર પંથરાયલી પંચભુતી વસ્તુઓ પેદા થઇ છે, અને તેઓને "એતોમીક" (Atomic) કાયદા પ્રમાણે એક બીજા સાથે સંબંધ છે, તથા તેઓ એક બીજાપર પોતાની ગતીને આધારે અસર કરતાં છે, જેમકે સુર્ય પોતાના ફરવા સાથે ફક્ત રૂતુનોજ ફેરફાર કરતો નથી, પણ હરેક

જીવદાર પ્રાંણી તેમજ વનસ્પતીનાં બીયાંને ઉત્રતી આપે છે, છોડવા-ઓની કલીને ખીલતી કરે છે, અને ઝરાનાં પાણીઓને સ્વચ્છ બનાવે છે, તથા તે ઉપરાંત પોતાની ગતીનાં બળથી, ઉજાસ, ગરમી, ભીણાસ, સુકાસ, અને ઠંડી એ સર્વેની ઉતપત્તીનું કારણ ભુત થાય છે. સુર્ય-માંથી નીકલેલા અનેક ગ્રહ, સેતારા અને દુન્યાઓ, જેમ સુર્ય પુર્વથી પશ્ચીમ ફરે છે, તેમ તેથી ઉલટી ગતિમાં પશ્ચીમથી પુર્વ તરફ ફરતા રહે છે, તથા તેઓની એ ગતિનાં ખેંચાણ, ધ્રુરજણી, તથા અસરો એક બીજાને આપતા રહે છે, તેમજ આપણી પૃથ્વી પણ એક ગ્રહ હોવાથી, તેવા સમાગમમાં આવે છે, તથા હરેક ગ્રહોની ગતિથી તેઓ-માંથી ઉત્પન્ન થયલા ચંદ્રો પણ ગતિ મેળવી ચાલુ ચૈતન્યમાં પોતાની ગતિનાં મોજાની ધ્રુરજણી કર્યાજ કરે છે, એવી રીતે આપણો ચંદ્ર, બીજા ગ્રહો કરતાં દુન્યાની નજદીક હોવાથી, તે ઉપર વધુ અસર કરે છે. ખગોળ વિધા, અને વાયુચક્રશાસ્ત્ર તથા ઓબઝરવેટરીઓ અને તે માંહેલાં અખુટ યંત્રો મારફતે, તથા ખુલ્લી આંખે, મોટા મોટા વિદ્વા-નોએ, પહેલે પોતાની ખાત્રી કરી, ભરૂસેદાર સચ્ચાઇની સાહદનો સાથ પુરવાર કર્યું છે, કે ઉપર પ્રમાણે ગ્રહોની અસરો થાય છે, તેમજ ચંદ્ર કે જે એક નજીવો દુન્યાનો ઉપગ્રહ, દરીયામાં ભરતી અને ઓટ થવાનું પોતાની ચાલણ અને ગતિ ઉપર રાખે છે, તો જે સાહેબો જ્યોતીષ વિધ્યાને માનતા નહીંજ હોય, તેઓને આપણે સવાળ કરીશું કે :—

"હજારો માઇલનાં વિસ્તારવાલા આપણી દુન્યાના દરીયાઓ તથા તે માંહે સમાયલાં હજારો ફેધંમ ઊંડા અને અબજોનાં અબજો તન વજણદાર ભારી પાણીને, ફકત પોતાની ચાલણ, ગતિ, અને હીલ-ચાલથી, ચંદ્ર જેવો નાનો ઉપગ્રહ, ઉછાલી અફાળી, તોફાન કરી, તથા ભરતી ઓટનાં મોજાઓથી, નહીં ધારેલી અદભુત ગતિ ઉત્પન્ન કરે છે, તો આપણ જેવાં એક નાચીજ માનવી, ઉપલા દરીયાઓનાં પાણીનાં જોર, વજન આગળ ઘાસનાં તનખાં સમાન પણ નથીજ, તો એજ ચંદ્ર પોતાની ગતિ અને પોતાની ધ્રુરજણીથી આપણને (માનવીને) આપણી તંદરૂસ્તી, શરીરિક--સંસારીક તેમજ આત્તમીક શકિતઓપર કેટલું દબાણ અને કેટલી અસર કરી શકે ?

આ સત્યનો એકજ જવાબ છે કે "ગ્રહ તથા સેતારાઓ હરેક ચીજપર અસર કરે છે, પંચભુતી તત્વથી કંઇ પણ ચીજ નીરાલી નથી, અને જો એ વાત ખરીજ છે, તો ગ્રહ તથા સેતારાઓને લગતી વિધ્યા યાને જયોતિષ વિધ્યા, હાલ ભણેલ (પણ કહરેલ નહીં) સુધારક શખ્સો કહે છે તેમ, હંબગ અને નોનસન્સ નહીં, પણ ખરીજ વિધ્યા છે, કે જે વિધ્યાની ઉતપત્તી પછીથીજ બીજી વિધ્યાને સાયન્સો જાહેરાતમાં એક પછી એક આવી છે. ગ્રહો એક કરતાં અનેક એક બીજાથી વધારે મોટા તથા ખુબી અને અસરોથી ભરેલા છે, અને તેઓ માનવીનો તેમજ આખી જગત્તનાં બંધારણને, તથા ખુદ કુદરતની ઉન્નતી તેમજ નાશની ચાવી સમાન છે, માટેજ એ ગ્રહો અને સેતારાઓની ઉપરજ, અસલી આર્યનો, તથા આખી દુન્યામાં સર્વેથી વધારે જાહોજલાલી ભોગવી ગયલી ખરી ઇરાંની, કયાંની પ્રજાઓ, તથા ત્યાર પછી ચેલડીયન ઇરાંની પ્રજાઓ, અને બાબીલોનીયનો, ઇજીપશીયનો, ગ્રીકો, તેમજ પુર્વ તરફ હીંદીઓ અને બીજા ધર્મવાલાઓનો મુખ્ય આધાર, ગ્રહ સેતારાની ચાલની ગણત્રી ઉપરજ હતો, અને છે. માટે જે શખ્સો તાસુબીથી એ વિધ્યાને ખોટી લેખતા હોય, તેઓ આ બાબદની ધરખમ સચ્ચાઇથી પોતાની ભુલ સુધારી શકશે, પછી તો વાંચનારના વિચાર અને મુનસફી ઉપરજ એ વિધ્યાનું ખરૂં તોલ કરવાનું સોંપી આગળ ખુલાસો લખવા માંડીશું.

## (૩) જ્યોતિષ વિધ્યા જુઠ્ઠી ઠેરવવાનું કારણ.

જ્યોતીષ વિધ્યા એ એક આત્તમીક વિધ્યા સાથ સંબંધ ધરાવનારી મુખ્ય વિધ્યા છે, અને જેને એક વિધ્યા તરીકેજ ગણવામાં આવે છે, તો તે ખોટી તો હોયજ નહીં. જ્યોતીષીઓથી કહેવામાં આવતી બાબદો ખોટી ઠરવાનાં પરીણામે આવું મત ઊચરાય છે કે :—"જ્યોતીષ જોવું એ હંબગ છે." પણ તે બીલકુલ વાજબી નથી. જ્યોતિષીઓથી કહેવામાં આવતી બાબદો ખોટી ઠરવાનાં ધણાંક કારણો છે, તેમાં મુખ્ય તો એ છે કે:—

૧. જ્યોતીષ વિધ્યાનું પુરૂં જ્ઞાન નહીં હોવાથી.

૨. જન્મ વખતનો ટાઇમ બરાબર નહીં હોવાથી.

૩. જ્યોતીષીએ ગણીતમાં ભુલ કરવાથી.

૪. જ્યોતીષનાં જ્ઞાન સાથે સાધારણ વેહવાર સંસારીક અનુભવ નહીં હોવાથી.

૫. જાત પ્રજાત, રીતી નિતી, ઊંચ નીચ, લાયકાત વીગેરેનો ખ્યાલ નહીં હોવાથી.

૬. પૈસા કમાવાની મતલબથી ઠગાઈ કરનારા લેભાગુ જ્યોતીષોથી.

૭. મતફેર અને જ્યોતીષોનાં માંહોમાંહે અદેખાઇ અને અંતસનાં મતભેદથી.

આ પ્રમાણે આ મુખ્ય સાત કારણોને લીધે, જ્યોતીષ વિધ્યા આજે સદંતર હીણાઇને જુઠ્ઠી ઠેડવવામાં આવે છે, પણ સત્યને કદી આંચ આવતી નથી.

હાલમાં હિંદુસ્તાનમાં ચાલતી જ્યોતિષ વિધ્યાની ગણત્રી તથા ગણીત સંસ્કૃત અને ગુજરાતી રૂઢીઓ જોકે **ઘણીજ શ્રેષ્ટ છે,** પણ તે સાધારણ રીતે અને સહેલાઇથી શીખી શકાય તેવી નથી, વળી જ્યોતીષીઓએ હીંદુસ્તાનમાં હજારો વર્ષની વાતપર ગ્રહોની કરેલી ગણત્રીનેજ આજ સુધી કાયમ રાખેલી છે, જેથી ગ્રહોની ગણત્રાનાં ફળ ધારેલી બાબદમાં મુખ્ય ભાગે નિર્થક કરે છે. વળી અસલના જ્ઞાનીઓ, પોત પોતાની મોહટાઇ જાલવી રાખવાને તથા પોતાના જ્ઞાનથી પોતાનો ટેક સર્વોપરી રાખવાને લીધે, એ વિધ્યા એક બીજાને ભેદી શ્લોકનાં આકારમાં, મોઢેથીજ શીખવવામાં આવતી, કે જેથી એક જ્ઞાનીના મરવા સાથે તેની અરધી ઉપર સમજ, તે જ્ઞાની કબરમાંજ લઇ જતો. ચેલો બીજા જ્ઞાનીઓને શીખવતો, તેપણ તેમાંથી થોડુંજ શીખવતો, ને બાકીનું કબરમાં સાથે જતું, એવી રીતે એ વિધ્યાનું શીક્ષણ નબળું પડતું ગયું. વળી ગ્રહોની ગણત્રી સ્થુલ થતી ગઇ, **રવીનાં મદાચમાં** ફરક થતો ગયો, અને આજે જે ગણત્રી ચાલુ છે, તે મુખ્ય ભાગે કઠણ, નહીં સમજી શકાય તેવી, તેમજ પુષ્કલ ગુંચવાડો કરનારી તથા એકમેકનાં મતોને ઉલટાં પાડી નાખનારી છે, જેથી મુખ્યત્વે ધારેલી બાબદનો ખરાં ગણીતની ગેરહાજરીમાં ગ્રહનું ફળાદેશ સાચ્ચું પડતું નથી.

મહાન પેગમ્બરોના પેગમ્બર અને ફીલસુફોનાં ફીલસુફ અશો જરથોસ્ત સ્પેતમાન અનુસેહ રવાંન સાહેબનાં જમાનાને હજારો વર્ષો વહી ગયા

પછી, હખામનીશ, અને સાસાનીયન ઇરાંની વંશજોએ, તે અસલ જમાનાની વિધ્યાને ફરીથી તાજી કરી, તેનાં પુસ્તકો "પરસી પોલીસ"ના તે વખતનાં સર્વેથી મોટાં કેતાબખાનાંમાં જાળવી રાખી હતી, પણ કમતાલેનાં શીકંદરે તેને બાલી નાંખ્યા પછીથી. જે કાંઇ કટકા ભુકલા બચ્યા હતા, તે બાબીલોનીયનો, અને ગ્રીકો તથા અરબોનાં હાથમાં આવ્યાથી, તેને પોતાની ભાષામાં ફેરવી નાંખી જાળવી રાખ્યા, કે જે જમાનાનાં વહેવા સાથે બીજા ફીલસુફોએ, પશ્ચીમ મુળક તરફ જાહેરાતમાં લાવી, સદી પછી સદીઓ સુધી, તેની ઉપર મુજાહેમત અને અખતરાઓ અજમાવી, પશ્ચીમની શોધો સાથે આગળ વધારી, તેને લગતી "ઓબઝરવેટરીઓ" સ્થાપી, તથા ચોપડીઓમાં પોતાના અખતરાઓનાં પરીણામો જાહેર કરી, આજે કંઇક ખરી ગણુત્રી ઉત્પન્ન કરી છે, કે જેને આધારે ગ્રહણ, ધરતીકંપ, રૂતુનાં ફેરફાર, તેમજ માનવીના ભવીષ્યની કંઇક બાબદો લગોલગ ખરી દેખાડવાને લગતાં સાંધણો મોજુદ રહ્યાં છે, જે સર્વે સાંધનોને સાથે, કડી પાછલ કડી જોડીને, આ નાનાં પુસ્તકમાં, તે મોટા પોથાઓનો અર્ક સમાવ્યો છે, તથા તેને ભાષાનાં સણગારની જરા પણ દરકાર વગર. એક સાદી સમજ પડે તેવી સરલ ભાષામાં, તથા સહેલથી અનુગ્રહ થાય તેવી રીત રૂઢીઓ સાથે લખી છે. મેં જે કાંઇ અત્રે લખ્યું છે, તે દુન્યાનાં સર્વેથી મોટા એ વિધ્યાનાં પ્રોફેસરોના પોથાઓ તથા જ્ઞાનોનો અર્ક, વાંચનારી પ્રજાને અનુસરતી રીતે મારા અભ્યાસ પ્રમાણે જાહેર કર્યો છે.

## (૪) માનવીનો ખવાસ અને જ્યોતિષ.

દુન્યાની સર્વેથી જુનામાં જુની અને પહેલામાં પહેલી આજ વિધ્યા હતી, એ આપણે ઉપર પુરવાર કર્યું છે, વળી તેની અસર પણ હરેક ચીજો ઉપર મવકલ છે, એ પણ દેખાડયું છતાં, હજી કંઇક સંશય હોય તો તે કાઢી નાંખવાને થોડુંક વધુ વિવેચન કરેલું વ્યર્થ જશે નહીં. દુન્યામાં સર્વે ઠેકાણે મુખ્ય ભાગે "અસંતોષ" (the great unrest) જમાનાઓથી ચાલુજ છે, માનવીની ઓલાદ કંઇક ક્રિયાએ પુગી એ બંધનમાંથી છુટવાને તરફડયાં મારે છે. દુન્યાની

આ પહેલી અને મુખ્ય વિધ્યાને તરછોડતાં, આજ સુધી આપણે હમણા વેપાર વર્ધાનાં તખક્રા ઉપરજ આવી પુગતાં સાથે, કંટાલી જઇ ફરીથી એજ વિધ્યાની સહાયતા લેતા, તથા સેતારાઓની ચાલને તપાસવા લાગ્યા છીએ. જ્યોતીષ વિધ્યા કંઇ બીજી ફાલ જોવાની હંબગ રૂઢીઓ જેવી ઠગ વિધ્યા નથી, પણ ફકત ગણીતશાસ્ત્રપર રચાયલી, સંપુર્ણ સત્ય ગણીત છે, કે જેનો પક્કો અભ્યાસ કરવાથી માનવીની ઓલાદની ઉન્નતી, અને સુધરતી દુન્યાની મોહટાઈ મેળવી શકાય છે. જ્યોતીષ વિધ્યા માનવીને સત્યના રસ્તો દેખાડે છે, અંધારા ખાડામાં એક દીવારૂપ છે, કે જે મારફતે જોઇ જાણી અગાઉથી સાવચેત રેહવાને ચેતવણી મળે છે. ખાસ કરીને આવી પડનારી અડચણોની સામે થવાને તેને વધુ હીંમત અને વધુ સખ્ત પગલાંઓ ભરવાની સવલતા થાય છે, કે જે મારફતે પોતાના વિચાર આચાર અને કાર્યથી, સુલીનું વધન કાંટે નીવેડન કરે છે. કેટલાક માનવી પોતાની લાયકાત ન હોવા છતાં, વિચારો અથવા તો વળણોથી દોરવાઇ જઇ કાંઇક કામ કરે છે, કે જે માટે તેનાં ભેજાંની શકતી, અથવા શરિરીક બાંધો અનુકુલ હોતો નથી, છતાં તે કામ કરવા માંડે છે, હીંમતથી ઘણો આગળબી વધે છે, પણ અંતમાં તે નીષ્ફલ જવે નાસીપાસ થઇ જાય છે, પણ આ વિધ્યા તો તમુને તમારી લાયકાત, તમારી નીષ્ફળતાઓને સુધારવાનો રસ્તો, તમારા રસ્તામાં પડેલી ઠોકરો, તમારા રાહઘાટમાં મલનારી મદદો, તમારી સામે થનારી નડતલો, અને તેને જીતવાના રસ્તાઓ એ સર્વે બાબદ કોઇપણ જાતની વેહમીલી, કે વાંમમારગી વિધ્યા સીવાય, ફકત ગ્રહ સેતારાની ચાલને આધારે, પોત પોતાને થયલાં એ વિધ્યાનાં જ્ઞાનનાં પ્રમાણમાં ખુલ્લી જાહેર કરી, જેમ કુદરતમાં રૂતુ, વરસાદ, ધર્તીકંપ, તોફાન, વીગેરે થવા આગમજ ફેરફારોથી અગમચેતી કરે છે, તેવીજ રીતે તમારી જીંદગીમાં થનારા શરિરીક, સંસારીક, અને આત્તમીક એ સર્વે ફેરફારોની સારી માહી અગમચેતી કરનારી છે. માનવીની ઓલાદ બાતેનનો ભેદ જાણવાને પહેલવહેલા પેદા થયલા "આદમ"નાં વખતથીજ વજવીજ કરી રહી છે, કે જેનાં દાખલા અસળવારેથી આજ સુધી થઇ ગયલી દરેક પ્રજાનમાં મોજુદ છે, અને ફકત જ્યોતિષ વિધ્યા મારફતેજ તેની કેટલીક શોધ કરી શકાય છે. જ્યોતિષનુ ખરૂં ગણીત અને સાયન્ટીફીક જ્યો-

તિષ વિધ્યા મારફતે, કેટલીક બાબદની તદન આગમજથી પુરેપુરી અગમચેતી કરવામાં આવે છે, કેટલીકમાં સાધારણ હદ સુધી અગમચેતી ખરી પડે છે, પણ જ્યોતિષની ખરી ગણીત વિધ્યાથી મેળવેલી હકીકત એક અટકલ નહીં, પણ વજુદદાર અગમચેતીજ લેખાય છે. જેમ એક ખગોળ વિધ્યાના પુરાવા અને રસાયણશાસ્ત્રનાં પ્રયોગો, જેવી રીતનાં ધરખમ પરિણામો નીપજાવે છે, તેમજ સાયન્ટીફીક જ્યોતિષ વિધ્યા તેટલેજ દરજજેની ધરખમ અગમચેતી આપેલી આજ અગાઉ હજારો વખત અને હજારો જાત પ્રજામાં નોધાયલી છે. આપણો પોતાનો અવિશ્વાસ—આપણો પોતાનો દુશ્મન બને છે (Our doubts are traitors), અને બાજે વખત એક ભલી ચીજની કોશેષ કરતાં અટકાવીને, આપણું સારૂં થતું પણ ભુંડું કરી નાખે છે. ફીલસુફો કહી ગયા છે કે:—

"*Know then thyself: Presume not God to scan;*
"*The proper study of mankind is man.*"

"ઓ માનવી તું પોતે પોતાને ઓળખતાં શીખ, કારણકે માનવીનાં ગુણદોષ જાણવાનો કોપ ખુદ માનવી પોતેજ છે."

દુન્યામાં માનવીઓ કોઇ કંઇ, અને કોઇ કંઇ કામે લાગેલા છે, કોઇને કંઇ શોખ છે, પણ તેને બદલે તે કંઇક બીજીજ ચીજપર મંડેલો છે; જે માનવીનો બાંધો તથા ભેજાંની શકિત અને જ્ઞાન, જે ચીજ માટે સરજાયલી છે, તેને બદલે તે ભલતીજ ચીજનું જ્ઞાન પ્રાપ્ત કરવાનાં ફાંફાં મારે છે, જેનું ભેજું ડાકટરી વિધ્યાને માટે નીપુંણ હોય, તે ધણી વકીલ થઇ, તે ધંધામાં ફાંફાં મારી નીષ્ફળ નીવડે છે, જે માનવીને મીલ કામદારને લગતી ફેકલટી હોય, તે પોતાની ફેકલટી તે કામમાં રોકવાને બદલે, લખેસરી લેખકમાં ખપવાની કોશેષો કરે છે, મોચી સુથાર થવાને ફાંફાં મારે છે, તો સુથાર પોતાના હુન્નરને ધીરધારી વેપારનાં ફાંફાં મારે છે. એવી રીતે માનવી પોતે પોતાને પીછાણ્યા વગર બીજા માનવીને પોતાનાં કામમાં આગળ વધેલો જોઇ, તે પાછળ મંડે છે. જો તેનું પંચભુતી તત્વ તેવાજ પ્રમાણનું બનેલું હોય છે, તો લાભ થાય છે, નહીં તો તે વધુ હેરાન થાય છે, એ પ્રમાણે માનવી પોતાને પીછાણવાને બદલે, ભલતા વેપારથી પોતાને હાંણીમાં

નાંખે છે, તેવે વખતે આ પુરાણી વિધ્યા તે માનવીનાં જન્મ વખતે, જેવો તે આ જગત્તમાં જીવદાર પ્રાંણી તરીકે, હવા પહેલવહેલી દમમાં લે છે, તેજ વખતે, ગ્રહ સેતારાઓ પોતાની જે ચાલમાં અસર કરતા હોય, તે ચાલનાં પ્રમાણુમાં તે માનવીની હરેક ફેકલટીનો હમેશનો પરવાનો મુકરર કરે છે, અને તે જાણી પીછાણી જે બાબદમાં તે માનવીની શકિત અનુકુલ હોય, તેને તેજ લાયકનાં કામમાં નાખવે સુખી નીવડે છે. ગ્નાનીઓ કહી ગયા છે કે:—"તું પોતે પોતાને પીછાણીને બેસી ના રહેતો, બીજાઓને પણ પક્કી રીતે પીછાણતાં શીખ કે પસ્તાવું નહીં પડે."

*"Know then thyself does not suffice*
*Know others-well, that's my advise."*

આ જીંદગીમાં જીવેલું શું ખપ લાગવાનું છે, કે જયારે આપણે જાણી નહીં શકયે કે, બીજાં માનવીઓમાં આપણો મીત્ર કોણ અને શત્રુ કોણ છે. આ દુન્યામાં કોઇ માનવી એશ આરામ અને વેપારની ફત્તેહમાં ડુબેલો છે, તો કોઇ સદાની કંગાલ્યતમાં ડુબેલો દેખાય છે, જોકે ડુબેલો શખ્સ, પહેલાં કરતાં વધુ ભણેલ તેમજ સર્વે વાતે શ્રેષ્ટ હોવા છતાં, તે પોતાને, પોતાનાં ગુણદોષને પીછાણી નહી શકવાથી, તેમજ બીજા માનવીનાં શત્રુભેદને નહીં સમજવાથી, એવી સ્થીતીએ પ્હોંચે છે, પણ આ વિધ્યા ખુલ્લી રીતે, સત્ય રીતે અને ખરી સાયન્ટીફીક રૂઢીથી શીખવામાં આવે તો, તે મારફતે માનવી પોતે પોતાને ઓળખતાં શીખે છે, પોતાનાં ગુણ અવગુણ અને લાયકાત જાણે છે, તેમજ બીજાઓને જાણી શકે છે, મીત્રો, શત્રુને પીછાણી શકે છે, પોતાની ઠોકરો માટે આગમજથી સાવચેત રહે છે, જેમ થતાં તે કેટલેક અંશે સુખી નીવડે છે. કુદરતનો ભેદ અજબ છે, કુદરતે પોતાનાં બંધારણનાં એકેએક અણુઓને (Atoms) એવી રીતે ગુંથી લીધાં છે, કે તે અણુઓનું ગ્નાન થતાં, તે મારફતે માનવી એક પછી એક કડી ઊમેરીને, ભેદની ચાવી મેળવવાને શકિતવાન થાય છે, જ્યારે આટલું બધું છે, તો શું જયોતીષ વિધ્યા ખપની નથી ? વહેમો આપી લુટનારા તેમજ મતલબીઆ અને દગાબાજ લોભીઓએ, એ વિધ્યાને ચુંથી નાંખી, તેમાં અનેક જાતની ખંધાઇ ને લુચ્ચાઇનો ભેળ કરી, પોતાની મતલબ કાઢી લઇ, ખીસાં ભરવાની મકસદથી, એ વિધ્યાને

નામોશીમાં નાંખી છે, પણ સત્યનાં શોધકો, એ વિધ્યાની ખરી હકીકત, રૂઢી અને ગણીતથી એટલી બધી તો પોતાની ખાત્રી કરી શકશે, કે જેથી તે પોતાને કંઇ પણ ગેરલાભ કરવાને બદલે, પુષ્કલ લાભ કરી સુખ મેળવી શકશે. માનવી ખોદાની પેદાયશનું સર્વેથી ઉમદા ઝવેરાત છે, જેની ઉતપત્તી પછી જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ તેના કૃત્યો પાછળ ભુતકાલનાં પડછાયા જેવાં વીસરાતાં જાય છે, પણ આગળ હવે પછી તેનું શું થવાનું છે, તે જાણવાની, તેના ભેદ ખોલી કાઢવાની, તથા તે ભેદ નહીં જાણવાથી ઉત્પન્ન થતી બીહીક, ધાસ્તી, ફીકર ચીંતા અને જીજ્ઞાસા તૃપ્ત કરવાની કાલજી વધે છે, અને દગાબાજ સંસારનાં ભવીષ્યના પરદા પાછળ, તેને માટે શું શું તૈયાર ઉભેલું છે, તે જાણવાને માટે ફક્ત આજ એક રસ્તો છે, કે જે સર્વ શકિતમાન ઇશ્વરે પોતાની જગત્તલીલા તથા માનવીની પેદાશ, ઉત્પન્ન કરતીજ વખતે ગ્રહો અને સેતારાઓની ચાલની જાહેરાત મારફતે, માનવીને હર પગલે ને હર ડગલે, પોતાનાં કૃત્યો સંપુર્ણ કરવાને આપી છે. આપણે રોજ જોઇયે છીએ કે આપણી પાસે અને આજુબાજુ ફરતાં હજારો લોકોમાં, કેટલાક માનવીઓ તો તદન સંસારથી કુએલાં, કોઇ મીત્રમંડળથી તજાયલાં, કોઇ વ્યસનમાં ડુબેલાં તો કોઇ કંઇ અને કોઇ કંઇ આફતમાં, સારી કે માઠી હાલતમાં હોય છે, કોઇ પોતાની શરિરીક નબલાઇમાંજ બદીવાન છે, તો કોઇ પોતાનાં જોરપર ઝાલેમ બને છે, કોઇ પોતાનાં પૈસાના જોરથી દરેક બાબદમાં ફાવી જાય છે, તો કોઇ પોતાની સાદાઇથી પોતાનો હરદમ બચાવ કરતો નજરે પડે છે, એવા એક આ દુન્યાવી નાટક તખ્તાપર તમુને શું શું પાદ ભજવી બતાવાનાં છે, તો તે જાણવાને શું આપણી પાસે કંઇ હથ્યાર નથી ? આ સવાળનો જવાબ ફક્ત એક અને એકજ વિધ્યા, કે જે વર્ષો બલકે સદીઓ આગમજનાં સર્વેથી મહાન પુરૂષો, કે જેઓની બરાબરી આજના વખતમાં કોઇ પણ સાથે સરખાવી શકાતી નથી, તેવા પંડીતોએ વખાણેલી, ઉપયોગમાં લીધેલી, અને તે મારફતે ભેદો જાણી, ઘણીક બાબદોનું અજવાળુ પાડયું છે, તે વિધ્યા તે જ્યોતિષશાસ્ત્ર છે, તો તેવી પ્રબળ વિધ્યા શીખવાને કોઇપણ જ્ઞાની અને સમજુ શખ્સ કદી પણ ના કહે એ બનવુ કઠણ છે. એ વિધ્યાનાં કેટલાક ઠગારાઓ અને પૈસાના લોભીઓની જુઠી ઠગબાઝીથી

એ વિધ્યા હાલ હીણાયલી છે, તેથી કાંઇ એમ ઠરતું નથી કે એ વિધ્યા ખોટી છે. સુખમાં ઝુલા ખાતો માનવી કદી એકવાર એ વિધ્યા સામે બેવિશ્વાસ થાય છે, પણ જ્યારે તેવા માનવીપર આફત આવી પડે છે, ત્યારે તેનાં વિચાર મંડળમાં એક મોજો એવો પણ આવી જાય છે, કે જ્યારે, તે જો ખોદાને નહીં યાદ કરતો હોય તોબી અંદરનાં અંતઃકરણનાં પુકારથી, તેની ગમે તેવી મગરૂરી, અહંકાર, અને તુમાખી છતાં "**ઓ ખુદા**" એવા શબ્દ નીકળે છે, અથવા તો "**ઓ નસીબ**" એવા શબ્દ બાહેર આવે છે, એ શબ્દરૂપ પડઘા અંતરથી કહે છે, કે નસીબ જેવી બાબદને પીછાણવાને, સેતારાની ચાલની ગણીત કરવી જરૂર છે. વળી કોઈ વિદ્વાન સાહેબો કહેશે, કે માણસનું નસીબ તો માનવી પોતે ખીલવે છે. માનવીનું સુખ દુઃખ માનવીના પોતાનાંજ હોય છે, ને નસીબ તથા ગ્રહની ચાલ જેવું કંઇ નથી. અલબત એ દલીલમાં કેટલીક વજુદ છે, કે માનવી પોતાની રીતી નીતીથી, અરસપરસની લાગણીથી, અને શીક્ષણથી, સહેજ તેવો ફેરફાર કરી શકે છે, પણ બીજી સંગીન રીતે જોતાં તે દમ વગરનું ગણાય છે. જો નસીબને સર્વે માણસ પોતપોતાની મરજી માફક કેળવી શકતું હતે, તો આ જમાનામાં સૌ કોઇ પોતાનું નસીબ સારૂં બનાવવાનીજ કોશેષ કરતે, ને તેથી જો હરેક ચીજનું સારૂંજ થતે, અને સૌ કોઇ પોતાને તવંગર બનાવી દેતે. સૌ કોઇ તાબેદારીમાંથી મુક્ત થવા માંગતે, દુઃખીઓ કોઇ રહેતે નહીં, અને એકમેકની ગરજ કોઇને પડતે નહીં, તો આ દુન્યાની રચના ચાલતેજ કયાંથી ? અલબતાં વિધ્યા પુરવાર કરે છે કે માનવી પોતાનાં તકદીરને કેટલેક દરજ્જે, પોતાની અક્કલ હુશીયારી અનુભવ વીગેરે મારફતે, સુધારી શકે છે, મગર તેથી કાંઇ એમ ઠરતું નથી, કે નસીબનો પાયોજ તેઓ પોતે રચનાર છે. ગુપ્ત વિધ્યાથી સીદ્ધ થયું છે, કે માનવીનાં કૃત્યો પ્રમાણે તેની ઉપાધી ફેરવાતી જાય છે. તેનાં કર્તુકો પ્રમાણે તેની રૂવાંની ફેરવાતી જાય છે, અને તેજ પ્રમાણે તેનાં શબ્દો અને કાર્યોનો બીજાઓ તોલ કરતા જાય છે, એ સર્વેને ગ્રહ સેતારાઓનાં માહા મોટાં લોહચુંબીક આકર્ષણ સાથે સંબંધ છે. એ સંબંધ એવી રીતે જોડાયલો છે. ધારો કે એક બચ્ચું જનમતાં તેનો બાપ

મરી જાય, તેની માય વિધવા થતાં જલાપો કરે, અને તે બચ્ચું માતાનાં હાથમાં હસી હસી ખુશાલીનાં ઉછાલા મારે, તે નિરદોષ્ટાનો નમુનો, શું પોતાનું એવું હીણભાગ્ય પોતે બનાવવા બેઠું હતું કે? શું તે વિધવા સ્ત્રીએ પોતાનું નસીબ, પોતાનાં ધણીનાં મરણથી શોકમાં લાવી મુકવાને, તથા પોતાનું ગુજરાન કરનારા છત્રરૂપી ધણીને મરી જવા જેવું નસીબ પોતે બનાવેલું કે? કદી નહીં, એ બનાવો બનવાનાં ભેદ પાછળ કુદરતે **વખત** અને **સંજોગ,** સંજોગ તે કાંઇ સાદા સંજોગો નહીં, પણ મહાન ગ્રહોનાં આકર્ષણથી ઉત્પન્ન થયલા **સંજોગો** છે. ખુદ જગત્ત, નેબ્યુલીમાંથી સુર્ય, અને સુર્યમાંથી સર્વે ગ્રહ અને દુન્યા પેદા થઈ છે, અને દુન્યાવી માનવી તથા હરેક ચીજોને એ રીતે ગ્રહોનાં આકર્ષણ સાથે સંબંધ છેજ. સુખીઓ દુઃખીઆની વાત જાણતો નથી, તે પોતે પોતાનાં સુખોથી એમજ સમજે છે કે, તેનામાં કાંઇ ખામી નથી, અને ગ્રહની કાંઇ અસરથી નહીં પણ પોતાની બુદ્ધી બળથીજ તે સુખી છે. તે કહે છે કે:—

*"I shall not be moved for I shall never be in adversity."*

"મને જરા પણ અળવળ લાગવાની નથી, કારણ હું કદી પણ કોઇ જાતની નાચારી અને દુઃખમાં આવી પડવાનો નથી."

આ શબ્દો કેટલા અહંકારથી ભરેલા છે, પણ કહેવત છે કે:— સદા ઝડપથીજ શરત જીતાતી નથી, જોરથીજ લડાઇ જીતાતી નથી, અક્કલમંદજ ભુખો મરે છે, અક્કલની દોલતવાલાને પૈસા મલતા નથી, હુન્નરનીજ કાંઇ સદા કદર બુઝાતી નથી, પણ ફકત **"વખત અને ચાન્સજ"** તેઓમાં ફેરફાર કરે છે, યાને એ સર્વે બાબદોનો સારો તેમજ માઠો **ચાન્સનો** એક **વખત** આવે છે. ગ્રહ સેતારાની અસરથીજ તમામે તમામ કાર્ય માનવીઓ કરે છે, અથવા બનાવો બને છે, એવું ચોક્કસ અનુમાન થયું નથી. સત્ય તો એજ છે કે ગ્રહ તથા સેતારાઓ પોતાનાં ખવાસ અને તે વખતનાં વાઇબ્રેશનો પ્રમાણે, તે માનવીને તેવા વિચારો તરફ દોરવે છે, અગર માનવી જો સત્યને ચાહી સારી અથવા તો નાબ્દીક થઇ બુરી બાજુઓપર ઢળે છે, તો તેનો જવાબદાર તે પોતે છે. સત્ય એ છે કે:—

*Stars act or incline but never compel.*

# ( ૫ ) રાશીઓની સમજણ.

રાશી મંડલ યાને બાર રાશીનાં વરતુલને અંગ્રેજીમાં **જોડીક** કહે છે. એ બાર રાશીઓનાં ચકરાવાની ૩૬૦° ડીગ્રી યાને અંશ છે, અને તેને બાર ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા છે, તે દરેક ભાગને ઘર અથવા ભુવન કહે છે, એ બારે રાશીનો કોઠો નીચે પ્રમાણે જુદી જુદી ભાષાનાં તેનાં નામો સાથનો છે.

## બારે રાશીઓના નામો.

| | ગુજરાતી. | અંગ્રેજી. | સંસ્કૃત. | ફારસી. | અરબી. | ઝંદ. | દશાતીર. | લૅટીન. | અંગ્રેજી નીશાન. | શરીરનાં ભાગ. | ઇજીપશીયન. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઘેટું | એરીસ | મેષ | બરે | હમલ | ફરવરદીન | ચમકાટ | મીનરવા | ♈ | માથું મોઢું | Cohiac. |
| ૨ | ગાય | ટૉર્સ | વરખ | ગાવ | સૌર | અરદીબહેશત | ગામ | વીનસ | ♉ | ગળું | Tybi. |
| ૩ | જોડમુર્તિ | જીમીની | મિથુન | દોપેકર | જોવઝ | ખોરદાદ | દામરીર | સૅાલ | ♊ | ફેફસાં તથા હાથ | Mechir. |
| ૪ | કરચલો | કૅનસર | કર્ક | ખરચંગ | સરતાન | તીર | મરચંગ | મરકયુરી | ♋ | આંચળ | Phamenoth. |
| ૫ | સીંહ | લીઓ | સિંહ | શીર | અશદ | અમરદાદ | સાર | જ્યુપીટર | ♌ | હોજરી હાર્ટ | Pharmonti. |
| ૬ | કન્યા | વીરગો | કન્યા | ખુશે | સોમબોલ | શહેરેવર | અદશેહ | સીરસ | ♍ | આંતરડાં અને પેટ | Pashons. |
| ૭ | કાંટો | લીબરા | તુલા | ત્રાજુ | મીજાંન | મહેર | તુલાર | વલકન | ♎ | કમ્મર અને ગુરદા | Payni. |
| ૮ | વીચ્છુ | સ્કોરપીઓ | વૃશ્ચિક | કઝદુમ | અકરબ | આંવાં | કાઝામ | માર્શ | ♏ | છુપી ઇંદ્રી | Epiphi. |
| ૯ | કામઠું | સૅગીતેરીસ | ધન | કમાન | કૌશ | આદર | ગમાર | દીએનાં | ♐ | જાંગ | Mesori. |
| ૧૦ | જંગલી બકરો | કેપ્રીકૉર્ન | મકર | બોઝ | જધ્ય | દેહે | મઝદ | વેસ્તા | ♑ | ગુડણ | Thoth. |
| ૧૧ | ડોલચું | એકવીર્શ | કુંભ | દુલ | દલવ | બહુમન | દાલ | જુનો | ♒ | પગનાં ટેટાં | Paophi. |
| ૧૨ | માછલી | પીશીશ | મીન | માહી | હુત | અસપંદારમદ | રમીમ | નેપચુન | ♓ | પગનાં તળીયાં | Athyr. |

ગુજરાતી પંચાગો વીગેરે સાધારણ વપડાસમાં હાલનાં સમે આપણે સંસ્કૃત નામો સાધારણ રીતે વાપડયે છીએ, જેથી આ પુસ્તકમાં સર્વ ઠેકાણે રાશીઓનાં નામ **મેષ, વરખ, મિથુન, કર્ક, સીંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન**, એ પ્રમાણે રાખ્યાં છે.

## બારે રાશીઓનાં રૂપ, રંગ, ખાસીયત, વીગેરે.

| | રાશી નામ | જાત. | ખવાસ. | વખતનું અનુમાન. | અસર. | રંગ. | પંચાંગમાં નીશાન. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ | મરદ | આતશી | ટુંકો | ચર | સફેદ | ♈ |
| ૨ | વરખ | ઓરત | ખાકી | ટુંકો | સ્થીર | સફેદ અને પીળો | ♉ |
| ૩ | મિથુન | મરદ | પવન | ટુંકો | નપુષ્ક, દ્રિસ્વભાવ | લાલ | ♊ |
| ૪ | કર્ક | ઓરત | પાણી | લંબાણ | વૃધી કરનાર, ચર | લીલો અને ભુરો | ♋ |
| ૫ | સિંહ | મરદ | આતશી | લંબાણ | નપુષ્ક, સ્થીર | લાલ અને લીલો | ♌ |
| ૬ | કન્યા | ઓરત | ખાકી | લંબાણ | નપુષ્ક | કાળો અને બલુ | ♍ |
| ૭ | તુલા | મરદ | પવન | લંબાણ | ચર | લાલ અથવા કીરમજો | ♎ |
| ૮ | વૃશ્ચિક | ઓરત | પાણી | લંબાણ | વૃધી કરનારી, સ્થીર | ભુરો રંગ | ♏ |
| ૯ | ધન | મરદ | આતશી | લંબાણ | દ્રિસ્વભાવ | પીળો અને લાલ | ♐ |
| ૧૦ | મકર | ઓરત | ખાકી | ટુંકો | ચર | કાળો બ્રાઉન | ♑ |
| ૧૧ | કુંભ | મરદ | પવન | ટુંકો | સ્થીર | બલુ | ♒ |
| ૧૨ | મીન | ઓરત | પાણી | ટુંકો | વૃધી કરનાર, દ્રિસ્વભાવ | સફેદ | ♓ |

રાશીઓ માટે આગળ જતાં વધુ ખુલાસો તથા ફળાદેષ લખ્યો છે.

## (૬) ગ્રહો તેનાં જુદી જુદી ભાષામાં નામો.

| | ગુજરાતી. | અંગ્રેજી નીશાન. | અંગ્રેજી. | ફારસી. | દશાતીર. | અરબી. | સંસ્કૃત. | હીબ્રુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | નેપચ્યુન | ♆ | નેપચ્યુન | ......... | ......... | ...... | ...... | ......... |
| ૨ | હરશલ | ♅ | હરશલ | ......... | ......... | ...... | ...... | ......... |
| ૩ | શની | ♄ | સેટર્ન | કેવાન | સનાશીર | ઝોહલ | મંદ | અશ-શેબો |
| ૪ | બ્રેષ્પટી | ♃ | જ્યુપીટર | અહુરમઝદ | બરહસ્ત્રી | મોશતરી | ભુસ્પતિ | કીમ-અંશ |
| ૫ | મંગળ | ♂ | માર્શ | બેહરામ | બલરામ | મરીક | ભોમ્ય | અશ-લીશ |
| ૬ | સુર્ય | ☉ | સન | ખોરશેદ | હરામીદ | શમ્સ | અદીત્ય | અશ-શેદ |
| ૭ | શુક્ર | ♀ | વીનસ | નાહીદ | બનીદ | ઝોહરે | ભ્રુગુ | અશ-ઇશ |
| ૮ | બુધ | ☿ | મરકયુરી | તીર | કલંગ | ઓતારદ | સૌભ્ય | અર-રાએ |
| ૯ | ચંદ્ર | ☽ | મુન | માહ | ફામશીદ | કમર | ઈંદુ | અશ-તીમ |
| | રાહુ | ☊ | મુનસનૉડ | ......... | ......... | ...... | ...... | ......... |
| | કેતુ | ☋ | મુનશટેલ | ......... | ......... | ...... | ...... | ......... |

રાહુ તથા કેતુ કાંઇ ગ્રહો નથી પણ ફકત પૃથ્વીનાં ઉત્તર તથા દક્ષીણ ભાગનો કાલ્પત છાંયો છે.

## ગ્રહોનો વીસ્તાર.

| ગ્રહ. | સુર્યથી છેટો મૈલ. | વીસતાર મૈલ. | કેટલા દીવસનું ગ્રહની ચાલનું વર્ષ. | ગ્રહનો એક દીવસ કેટલા કલાકનો હોય છે. | પોતાની ઓરબી-તમાં કલાકની ચાલ. | ગ્રહોનાં ઉપગ્રહ અથવા ચંદ્રો. |
|---|---|---|---|---|---|---|
| | | | | કલાક મી૦ | રેવોલ્યુશન | |
| બુધ | ૩૫૩૯૨૦૦૦ | ૩૦૫૮ | ૮૮ દીવસ | ૨૪—૫ | ૧૦૫૦૦૦ | ૦ |
| ગુરૂ | ૪૭૫૬૯૨૦૦૦ | ૮૪૮૪૬ | ૪૩૩૩ ,, | ૯—૫૫ | ૨૮૭૪૪ | ૪ |
| શુક્ર | ૬૬૧૩૪૦૦૦ | ૭૫૧૦ | ૨૨૫ ,, | ૨૩—૨૧ | ૭૭૦૫૦ | ૦ |
| શની | ૮૭૨૧૩૭૦૦૦ | ૭૦૧૩૬ | ૧૦૭૫૯ ,, | ૧૦—૨૯ | ૨૧૨૧૧ | ૯ |
| મંગળ | ૧૩૯૩૧૧૦૦૦ | ૪૩૬૩ | ૬૮૭ ,, | ૨૪—૩૭ | ૫૩૦૯૦ | ૨ |
| હરશલ | ૧૭૫૩૮૬૯૦૦૦ | ૩૩૨૪૭ | ૩૦૬૮૭ ,, | ૯—૩૦ | ૧૪૯૬૮ | ૪ |
| નેપચ્યુન | ૨૭૪૫૯૯૮૦૦૦ | ૩૭૨૭૬ | ૬૦૧૨૭ ,, | ............ | ૧૧૯૫૮ | ૧ |
| દુન્યાં | ૯૧૪૩૦૦૦૦ | ૭૯૨૬ | ૩૬૫$\frac{1}{4}$ ,, | ૨૪—૦ | ૬૫૫૩૩ | ૧ |

ગ્રહોની બીજી વધુ વીગતો તથા ગુણદોષ અને ફળાદેષ આગળ આપી છે.

## ગ્રહોની દ્રષ્ટી યાને "એસપેકટસ."

આ ઉપર દરશાવેલા કોઠાવો માંહેલી ગ્રહોની અંગ્રેજી નીશાન તથા રાશીઓની અંગ્રેજી નીશાનો વીગેરે, તેમજ આ નીચે દરશાવેલી **એસપેકટસોની** નીશાની તથા સમજણ વીગેરે સર્વે બાબદ અભ્યાસીએ ઘણી ધ્યાનથી ગોખી રાખવી, કે જેથી કરીને, તેને આગળ જતાં તે યાદ રહેવાથી દરેક બાબદ તુરત સમજ પડે, કારણકે એ નીશાનીઓ મારફતેજ અંગ્રેજી પંચાંગ વાંચી શકાય છે, તથા ગ્રહોનાં અંશ અને તેની દ્રષ્ટીઓ જાણવાથીજ સર્વે ભુત ભવિષ વર્તી શકાય છે, માટે એ બાબદ પુષ્કલ ધ્યાનમાં ગોખી રાખવાની જરૂર છે.

# (૭) ગ્રહોની એસપેક્ટસો.

## રાશી તથા ગ્રહોની ડીગ્રી (અંશ) તથા તેની દૃષ્ટી યાને એસપેક્ટસનો કોઠો.

| એસપેક્ટસ. | દૃષ્ટીની ડીગ્રી. | પંચાગમાં નીશાન. | ફળ. | કેટલાં ભુવણનો તફાવત. |
|---|---|---|---|---|
| સેમી-સેક્ષતાઇલ | ૩૦° | ⊻ | હમેશાં સારૂં | ૧ |
| સેમી-કવીનતાઇલ | ૩૬° | ⊥ | જરાક સારૂં | ૧ ૧/૫ |
| સેમી-સ્કવેર | ૪૫° | ∠ | હમેશ બુરૂં | ૧ ૧/૨ |
| સેક્ષતાઇલ | ૬૦° | * | હમેશ સારૂં | ૨ |
| કવીનતાઇલ | ૭૨° | Q | જરાક સારૂં | ૨ ૧૨/૩૦ |
| સ્કવેર | ૯૦° | □ | મહા બુરૂં | ૩ |
| ત્રાયન | ૧૨૦° | △ | ઘણું જ સારૂં | ૪ |
| સેક્ષવી કવોડરેટ | ૧૩૫° | ⚼ | ખરાબ | ૪ ૧/૨ |
| બાયકવીનતાઇલ | ૧૪૪° | ± | સહેજ સારૂં | ૪ ૨૪/૩૦ |
| કવીનકયુન | ૧૫૦° | ⊼ | અસંભવીત | ૫ |
| ઓપોઝીશન | ૧૮૦° | ☍ | મહા બુરૂં | ૬ |
| કંજંકશન | ૩° | ☌ | સારૂં તેમજ માઠું ગ્રહનાં ગુણ પ્રમાણે | સમાગમ |
| પેરેલલ | | P | | એકજ અંશે સામંત્ર થાય. |

### આ એસપેકટસો બાબેની સમજણ નીચે પ્રમાણે છે :—

રાશી મંડલનાં વરતુલને અંગ્રેજીમાં "**જોડીક**" કરીને કહે છે, અને તેના ચકરાવાને **બાર ઘર** અથવા **ભુવન** કહેવામાં આવે છે. એ આખ્ખા ચકરાવાની ૩૬૦° (અંશ) છે, યાને દરેક ઘર ત્રીસ અંશનું હોય છે. પહેલાં ભુવનથી બીજું ભુવન તેને "સેમી-સેક્ષટાઈલ" (Semi-sextile) કહે છે, (જુવો ઉપલો કોઠો) તેમાં એ ૩૦નાં આંકને અંગ્રેજી નીશાન ⊻ મારફતેજ ઓળખવામાં આવે છે, તે પ્રમાણે અમુક ડીગ્રીનાં જુદાં જુદાં નામો અને નીશાનો ઉપલા કોઠામાં લખેલાં છે, જેનો ઉપ્યોગ આગળ જતાં સમજાવીશું, તેટલા તે ખુબ ધ્યાનમાં ગોખી રાખવાની જરૂર છે.

**પેરેલલ** (Parallel)=કોઇ પણ ગ્રહ બીજા ગ્રહની સીધી લીટીમાં, ઉત્તર તરફ અથવા તો દક્ષીણ તરફ જતો, એક સરખે અંશે (યાને એક સરખી ડીગ્રીની લેતીત્યુડમાં આવે) તેને **પેરેલલ** કહે છે.

**કંજંકશન** (Conjunction) એની અંગ્રેજી નીશાન ☌ આવી છે. એને સમાગમ અથવા સંયુતી કહે છે, જ્યારે સમાગમ થાય છે, ને તેમાં એક ગ્રહ બીજા ગ્રહની વરતુલની હદમાં આવે છે, ત્યારે તે લોકનો સમાગમ અથવા સંયુતી થાય છે, જે કેટલીક વખતે સારા ગ્રહો સાથે હોય છે, તો અતી સારૂં ફળ આપે છે, અને બુરા ગ્રહો વચ્ચે થાય છે, તો નેહેષ્ટ ફળ આપે છે. કંજંકશનો મુખ્ય કરીને નેહેષ્ટ ફળ આપે છે, અને સારાં કંજંકશનો તો ફકત થોડાજ છે, જે નીચે લખ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| ગુરૂ | સાથે | હરશલનું | કંજંકશન. |
| ગુરૂ | ,, | રવી | ,, |
| ગુરૂ | ,, | શની | ,, |
| ગુરૂ | ,, | શુક્ર | ,, |
| ગુરૂ | ,, | બુધ | ,, |
| ગુરૂ | ,, | ચંદ્ર | ,, |
| શુક્ર | ,, | બુધ | ,, |
| શુક્ર | ,, | ચંદ્ર | ,, |
| બુધ | ,, | ચંદ્ર | ,, |

આ ઉપર લખેલાં કંજંકશનો સીવાય બીજાં હરેક કંજંકશનોનું ફળ ઘણુંજ ખરાબ જાણવું, અથવા સહેજ કોઈ વાર લાભ કરતુંબી હોય છે.

ઉપલા કોઠાની **એસપેકટસો** યાને દ્રષ્ટીઓમાં "**ઓપોઝીશન**" (Opposition) યાને સામસામી દ્રષ્ટીનું ફળ હમેશાં ઘણુંજ ખરાબ ગણવું, ઓપોઝીશનથી ઉતરતું ફળ હરેક જુદી જુદી એસપેકટસોનું છે, તેમાં મેષ, કર્ક, તુલા, મકર, આ ચાર રાશી માંહેલી કોઇબી રાશીમાં, કોઈપણ સારી કે માંઠી દ્રષ્ટી યાને એસપેકટસ કે સમાગમ

થાય, તેનું બળ સર્વોપરી, તેનાં સારા કે માઠાં ગુણ પ્રમાણે આપે, તેથી ઉતરતું ફળ વરખ, સીંહ, વૃશ્ચિક, કુંભ એ રાશીઓનું છે, અને તેથી પણ ઉતરતું ફળ મીથુન, કન્યા, ધન, મીનનું છે. દાખલા તરીકે "સ્કુવેર" યાને ૯૦° અંશની એસપેકટ જો મેષ, કર્ક, તુલા, કે મકર રાશીમાં થઇ હોય તો તેનું ફળ, મીથુન, કન્યા, ધન, મીનમાં થયલાં "ઓપોઝીશન" ની ખરાબમાં ખરાબ અસરની બરાબરી કરી શકે છે.

એક ગ્રહ બીજા ગ્રહથી કેટલી ડીગ્રી અથવા અંશ અને કેટલાં ઘરને તફાવટે છે, તે તપાસવાનો દાખલો :—

જેમ કે મેષ રાશી ૫° અંશની છે તો ત્યાંથી વરખ રાશી ૫° અંશની હોય તો, ૩૦° યાને એક ઘરનો તફાવત થયો, તો તેને સેમી-સેક્ષટાઇલ કહે છે. તેમજ વરખ રાશી ૨૦° અંશે હોય તો, ત્યાંથી ચોથી રાશી કન્યાં ૨૦° અંશે, ૧૨૦° અંશ અથવા તો ચાર ભુવનને તફાવતે છે, તેને "ત્રાયન" કહે છે, એ પ્રમાણે ગ્રહો કેટલે તફાવતે એક રાશીથી બીજી રાશીમાં બેઠા છે, અને તેનું ફળ તે સારૂં અથવા નઠારૂં આપશે, તે પીછાણવા માટે ઉપર લખ્યા પ્રમાણે ઉપળા કોઠામાં જણાવેલી એસપેકટસોનો ઉપ્યોગ કરવો, તથા તે ખુબ ધ્યાનમાં રાખી વિવેચન કરવું.

**કંજંકશન** (Conjunction) યાને એક ગ્રહ બીજા ગ્રહ સાથે સમાગમમાં કેટલે અંશે આવેલા હોય ત્યારે યુત્તી કરે, તેની ગણત્રી રાશીનાં અંશ ઉપર નહીં, પણ ગ્રહનાં પોતાનાં અંશબળ યાને ડીગ્રી ઉપર રહે છે. હરેક ગ્રહનાં કંજંકશન માટેનો તેની લાઇટનો છેટો તથા વરતુલ જુદો જુદો હોય છે, જે વરતુલનાં પ્રકાશને **"ઓરબ્સ"** (Orbs) કહે છે, હરેક ગ્રહનાં કંજંકશન માટેના તફાવટની ડીગ્રીનો **"ઓરબ્સ"** (Orbs) યાને, તે ગ્રહની લાઇતનાં વરતુલનો ઘેરાવો જુદો જુદો રહે છે. તે નીચે પ્રમાણે છે :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| હરશાચલ | ૮° | અંશ | બુધ | ૮° | અંશ |
| શની | ૮° | ,, | ગુરૂ | ૧૦° | ,, |
| મંગળ | ૮° | ,, | રવી | ૧૭° | ,, |
| શુક્ર | ૮° | ,, | ચંદ્ર | ૧૨° | |

જન્મપત્રીકા માટે જન્મ કુંડલી કાટે છે, તે વખતે દરેક રાશીની ડીગ્રીનો અંશ કાઢવા ઉપરાંત ગ્રહનો પણ અંશ યાને ડીગ્રી કાઢેલી હોય છે, જેમ હરેક રાશી ત્રીસ અંશ બળ ધરાવે છે, તેમ હરેક ગ્રહ પણ ત્રીસ અંશ બળ ધરાવે છે, હવે કંજંકશન કયારે થાય છે, તેનો દાખલો :—

જ્યારે એક ગ્રહ ફરતો ફરતો બીજા ગ્રહની નજદીકમાં આવે છે, ત્યારે તેઓની લાઇટનો ઓળો એક બીજાપર પડે છે તેને કંજંકશન કહે છે, હવે ધારો કે જન્મ કુંડલીમાં સુર્ય ૧૭° અંશનો છે, અને બુધ તેની નજદીક આવીને કંજંકશન કરે છે, તો ઉપર લખેલા ગ્રહનાં "ઓરબ્સ" (Orbs) પ્રમાણે, સુર્યની ૧૭° હોય છે, તેની સાથે બુધની ૮° એ બેઉનો સરવાળો કરવો, તો ૧૭° × ૮° = ૨૫° થયાં, હવે એને અરધા કરી નાખવા, અથવા બે એ ભાગી નાખવા, તો સાડાબાર ડીગ્રી અથવા અંશ થઇ, હવે જ્યારે બુધ ફરતો ફરતો સુર્યથી સાડાબાર ડીગ્રી જેટલે છેટે, નજદીક આવી લાગે, ત્યારે કંજંકશન શરૂ થયલું કહેવાય અને સાડાબાર ડીગ્રીથી વધારે ડીગ્રી જ્યારે આગળ અથવા પાછળ જે કોઇ ગ્રહ જાય, ત્યારે **"સેપરેશન"** (Separation) યાને કંજંકશનનો છુટકારો થયલો જાણવો, એજ પ્રમાણે જેબી કોઈ ગ્રહ એક બીજા ગ્રહની પાસે આવી કંજંકશન કરતો હોય તો, **તે બેઉ ગ્રહના ઓરબ્ની ડીગ્રીઓનો સરવાળો કરી, તેના અરધા ભાગે, જ્યારે તે ગ્રહ નજદીકમાં આવે, ત્યારે કંજંકશન થયલું જાણવું.**

**ચેતવણી :—**આગળ આપેલી **હરેક નીશાનો** અને કોઠાઓ, તથા સર્વે બાબદો, વાંચનારે પકી રીતે અભ્યાસ કરી મનમાં ઠસાવી મેળવી, કારણકે આગળ જતાં એ બાબદો વારંવાર આવ્યા કરશે, તે વખતે એક બાબદ અને એક ગુણ, બીજી બાબદ અને બીજાજ ગુણમાં ભેલમભેલ નહીં થઇ જવા પામે, તથા જ્યોતીષીથી ભવિષ્ય બરાબર રીતે જોવાઈ શકાય, માટે એટલી બાબદોની **"ટેકનીકલ"** નીશાનો તથા તેનાં ગુણદોષની તથા આગળ આપેલાં રાશી અને ગ્રહ તથા એસપેકટસોના કોઠાઓની પુરતી માહીતી મેળવ્યા પછી,

આગળ અભ્યાસ વધારવો, નહીં તો પાછળ ઘણી ગુંચવણો ઉપજવાનો સંભવ રહેશે, માટે એ બાબદો ખુબ ધ્યાનમાં ઉતારી લેવાની જરૂર છે.

## (૮) જ્યોતીષ કુંડલી તથા તેનાં બાર ભુવનો.

જન્મપત્રીકામાં હાલની રૂઢીએ ઘણીક ચીજો લખેલી હોય છે તેમાં મુખ્ય પહેલે તો જન્મ દીવસ, વાર, જન્મનો વખત વીગેરે લખેલો હોય છે, એ કુંડલી અંગ્રેજી પ્રમાણે એ ઢપની બનાવવામાં આવે છે, અને તેમાં બાર ભુવનો યાને બાર ઘરો દેખાડવામાં આવે છે, એ કુંડલીનાં વીસ્તારમાં જન્મો જન્મથી ગ્રહો ફરતા રહેલા છે, તથા માનવીના જન્મ વખતે, તેઓ જે જે ભાગમાં હોય, તે ભુવનમાં તેમની હકુમત થાય છે, કુદરતમાં ગ્રહો એ આસમાંનનાં બારે બુરજોમાં પોતપોતાની માલેકી ધરાવે છે, અને ઘણીક વખતે ફરતાં ફરતાં તેઓ પોતાના ભુવન અને ત્યાંથી નીકળી, મીત્ર તથા શત્રુ ભુવનોમાં ફરીને, પોતાનો ફેરાવાનો ચક્ર પુરો કરે છે, એ પ્રમાણે આકાશને બાર ભાગમાં વ્હેંચી નાંખી તેને રાશી મંડલ યાને "જોડીયાક" એવું નામ આપ્યું છે, તે રાશી મંડલનાં દરેક ભાગને તેની રાશીનું મથક ઠેરવેલું છે, જે રાશીઓને લગતો કોઠો વાંચવાથી માલમ પડશે. એ રાશીઓનો જે નકશો જન્મ વખતે બનાવવામાં આવે છે, તેને હોરોસકોપ યાને ટપકો કહે છે, તેનાં બે આકાર હોય છે, કોઇ સવળતા માટે ગોળ અને કોઈ ચોરસ રીત પસંદ કરે છે, અત્રે સવળતાને અર્થે ગોળ કુંડલી પસંદ કરવામાં આવી છે.

**કુંડલીની સમજણ:**—આવી રીતે ગોળ કુંડલી દોરવાથી વધારે સવળતા પડે છે. વચલા મધ્ય કુંડાલામાં જન્મનો વખત લખવામાં આવે છે, તેની સાથેજ તારીખ તથા વર્ષ અને બની શકે તો નામ પણ લખવામાં આવે છે, તેની આગળનાં ચક્રમાં ૧ થી ૧૨ સુધીનાં અંક છે તે બારે ભુવન દેખાડે છે, તેની પછીનાં મોટા ભાગનાં ચકરાવામાં ગ્રહો લખવામાં આવે છે, અને સૌથી બાહેરનાં ગોળ ફેરાવાની અંદર દરેક લાઇન કે જે દરેક ભુવનનો કશ ગણાય છે, તે કશની લાઇનને છેડે રાશીઓ લખાય છે.

# આકૃતિ પહેલી.




આ ઉપર પાડેલી આકૃતિમાં બાર વિભાગ કર્યા છે, જ્યારે રોજ પુર્વમાં સુર્યનો ઉદય થાય છે, ત્યારે તે પહેલા નંબરવાલા ઘરમાં, બારમાં અને પહેલાં ભુવન વચ્ચે જે આડી દબલ લીટી છે, તેને પહેલાં ભુવનનું **કશ** કહે છે, ત્યાં ઉગે છે, અને દુન્યાનાં ફરવા સાથે તે આપણને આગળ વધતો બારમાં ઘરપર દેખાય છે, પછી અગ્યારમાં અને પછી જ્યારે દશમાં ભુવનમાં આવે છે ત્યારે મધ્યાંન બપોર યાને **મેરીડીયન** ઉપર આવે છે, અને એજ પ્રમાણે સુર્ય સાંજે અસ્ત

પામતી વખતે, સાતમાં ભુવનમાં યાને પશ્ચિમ દીશામાં આવે છે, તે રાતનાં બાર વાગે બરાબર ઉત્તર એટલે ચોથાં ઘરમાં હોય છે, અને સહવારે પાછો પુર્વ તરફ આગળ વધતો, પહેલાં ઘરમાં જેવો દેખાય છે, તેવો સુર્ય ઉદય થયો એમ કહેવાય છે. જોકે દેખાઇતી રીતે તો જાણે સુર્ય ફરતો અને ભુવનો બદલાતો માલમ પડે છે, પણ ખરી રીતે તો આપણી દુન્યાનાં ફરવાથી એમ લાગે છે. હવે બાળકનાં જન્મ વખતે, જન્મ કુંડળી કાઢવા અથવા તો કોઈ એકાએક કંઈ જ્યોતીષીને સવાળ પુછે, તે વખતની કુંડળી અટકલે કાઢવા માટે ઉપલી રીત સાધારણ અને સરળ છે, પણ તેમાં ચોક્કસ અંશ કે ડીગ્રીનું પ્રમાણ મળી શકતું નથી, પણ સહેજ સાધારણ ગ્રહો અમુક સ્થાને છે, એટલુંજ માલમ પડી શકે છે. ધારો કે એક બચ્ચાંનો જન્મ સહવારે દશ વાગે થયો, તો રવી તે વખતે આ દશ ભુવનમાં કેવે ઠેકાણે હોવો જોઇયે. જ્યારે સહવારે રવી ઉદય થાય ત્યારે ઉદયના વખતથી બે કલાક સુધી, તે પોતે જે રાશીનો હોય તે રાશી સાથે પહેલાં ભુવનમાં બે કલાક રહે, પછીથી બે કલાક બારમાં ભુવનમાં અને પછીથી અગ્યારમાં ભુવને રહે અને મધ્યાંન થતાં બરાબર બારને ટકોરે મધ્ય આસમાનમાં કુંડલીનાં દશમાં ભુવનમાં આવે જ્યાંથી બે કલાક રહી આગળ જતાં, એવી રીતે ચોવીસ કલાકમાં તે પાછો પોતાનાં ઉદય થવાની જગ્યાએ આવી, બીજે દીવસે ઉદય થાય છે. એ બાબેની સમજણ આગળ જતાં વધુ ખુલાસાથી આપીશું. એ બારે ભુવનો યાને ઘરો શું શું બાબદો દરશાવે છે, તથા તે ભુવનો મારફતે શું શું બાબદો જોવી તેની સમજણ પહેલાં લેવાની જરૂર છે, જે નીચે પ્રમાણે છે :—

## (૯) બાર ભુવન અને તેની સમજણ.

**પહેલું ભુવન:—**આ ઘરની હકુમત જે કોઈ માણસની જન્મ કુંડલી અથવા ટપકો હોય, તેનું પોતાનું શરીર, સ્વરૂપ, વીગેરે દરશાવે છે. વળી એ ઘરમાં જેમ સુર્ય દુન્યામાં ઉગે છે તેમ માનવીનો સુર્ય યાને જીવ જન્મ રૂપ લે છે, અને જેમ સુર્ય મધ્યાંનમાં જાય છે તેમ તે માનવી પોતાની કીર્તીએ ઉંચાણમાં ચઢે છે, જ્યારે સુર્ય જેમ અસ્ત થાય છે, તેમ માનવીની જીંદગીનો પણ અસ્ત થઈ અંત આવે

છે, ત્યારે તે માનવી મરણ પામે છે. એ ભુવનની હકુમત તેનાં ખવાસ, મનશક્તિ વીગેરેપર પણ અસર કરે છે, અને ખાસ કરીને એ ભુવનને **જન્મ લગ્ન** કરીને પણ કહે છે, તથા "તનુભુવન" કહે છે, યાને શરીરને લગતું ભુવન પણ કહે છે. એ ભુવનમાં જન્મકાળે જે રાશી આવે, તે રાશીનાં જે ગુણદોષ આગળ આપ્યા છે, તેવા ખવાસવાળું, અને રીત રૂઢી તથા વિચાર આચારવાળું, તથા કદ સાઇઝ વીગેરે તે રાશીનાં જણાવેલા ગુણ પ્રમાણેનુંજ હોય છે, પણ જો કોઇ ગ્રહ તે રાશીમાં બેઠેલો હોય છે, ત્યારે તે ગ્રહને લગતી ખાસીયતો, તે માનવીમાં ઉતરે છે, જે તે રાશીમાં આવેલા ગ્રહને લગતી જે બાબદો આગળ આપી છે. તેપરથી જોવી. વળી કોઇ પાપ ગ્રહ જેવો કે શની, મંગળ, રાહુ એવા ગ્રહ જો પહેલાં ભુવને જન્મકાળે આવે તો, મોઢાંપર કે માથાંપર કંઈ તળ નીશાન, ઘા, અથવા લાછન હોય છે, એ પ્રમાણે અમુક રાશીમાં અમુક ગ્રહ જે અસરો આપે છે, તે પાછળ લખ્યું છે. એ ભુવન મારફતે, રૂપ, લક્ષણ, રંગ, સ્વભાવ, ગુણ અને સુખ દુઃખ, તથા પોતાની દેહને લગતી સર્વે હકીકત, અકસ્માત, વીગેરેને લગતા જવાબો મળે છે, તે ઉપરાંત ભાઇઓનાં મીત્ર, રાજાઓનાં બાપ, દુશમનો અથવા ભાગીદારોની સ્ત્રી, નોકરનું મોત, પોતાનાં ફરઝંદની લાંબી મુસાફરી, ભાઇઓનાં દોસ્તો, અને ખુદ પોતાનાં વીચારો વીગેરે બાબદને લગતી સર્વે બાબદનું ભવીષ્ય એ ભુવનથી વર્તી શકાય છે, એને અંગ્રેજીમાં **એસેનડંત** કહે છે.

**બીજું ભુવન:—**આ ઘર પૈસા સંબંધીનું છે, એ મારફતે ધન દોલત, કુટુંબ, મુખ, વાણી, જમણી આંખ, વિદ્યા, તેમજ ગરીબાઇ, ખોટ, લાભ, ધીરધાર, દુશમનોની દોલત, તથા ખોટ, ભાઇ બેનનાં ખાનગી દુશમનો, બાપનાં મીત્રો, વેપાર, અને બચ્ચાંઓની આબરૂ, બૈરીનું મોત, ધણીનો ભાગ્યો અથવા જાહેર દુશમન વીગેરે બાબદોને લગતા સર્વે જવાબો મળે છે, એ ભુવનને **"ધન ભુવન"** કહે છે.

**ત્રીજું ભુવન:—**આ ભુવનમાં વડા ભાઇ ભાંડું, પાર પડોશી, પ્રાક્રમ વીષે, ઔષધ વિષે, સહાયતા વીષે, ગળાં અને છાતી વીષે, જમના કાન વીષે, ટુંક મુસાફરીઓ, કાગજ પત્રનાં વહેવાર વીષે,

અક્ષ્વા વીષે, ખુવાબ વીષે, દેવ દેહડાં, મહેતા મુનશી વીષે, દોસ્તદારનાં બચ્ચાં વીષે, પોતાનાં બચ્ચાંનાં મીત્રો વીષે, કાસદ ખેપ્યા વીષે, નોકરના રોજગાર વીષે, રાજાઓની માંદગી વીષે, તથા બાપનાં ખાનગી દુશ્મનો વીષે, જોવામાં આવે છે, તથા તેને લગતા સર્વે ખુલાસાનો જવાબ મળે છે, એ ભુવનને "ભાંડુસ્થાન" અથવા "પ્રાક્રમભુવન" પણ કહે છે.

**ચોથું ભુવન:**—આ ભુવનમાં ઘર ખેતર બાપ (અંગ્રેજી પ્રમાણે આ ભુવનમાં બાપને લગતું અને ખાસ કરીને બાપને અસર કરનારૂં લેખવામાં આવે છે) સ્થાનક વૃધ્ધી વીષે, ભોજન વીષે, ગાડી ઘોડા પાલખીનાં સુખ વીષે, હરૂદય વીષે, આસન અથવા બેઠક વીષે, સુખ વીષે, જમીન ખેતર, શહેર, ગામ, છુપો ખજાનો, બાગ બગીચો, તેમજ દરેક કાર્યનું શું સેવટ આવશે તેનો જવાબ, પહેલા ભાઇ અથવા પહેલી બેનની દોલત, પોતાનાં બચ્ચાંનાં છુપા દુશમનો, વર અથવા બાયડીનાં જાહેર દુશમન, તથા વેપાર, વારસો હીસ્સો અથવા મુવેલાંનો માલ, દોસ્તોની માંદગી, નોકરોનાં મીત્ર, વીગેરે બાબદોનો ખુલાસો મળે છે. એને "સુખ ભુવન" કહે છે.

**પાંચમું ભુવન:**—પુત્ર વીષે, બુદ્ધી વીષે, મંત્ર વીષે, ભોજન વીષે, હૃદય વીષે, ગર્ભ વીષે, બાપની દોલત વીષે, પહેલાં ફરઝંદની તંદરૂસ્તી તથા દેખાવ વીષે, ખેપ્યા અથવા કાસદની ફત્તેહ વીષે, મોજ મજાહ વીષે, ચાલચલણ વીષે, સોરતી સટ્ટા વીષે, જુગાર વીષે, ઘોડાની અથવા દોડવાની સરત વીષે, ગાણુતાણુ, વાજીંત્ર વીષે, ઢોંગીલાપણા, રમુજ, નાટક, પાનાંની રમત વીગેરે વીષે, બીજા ભાઇ વીષે, અથવા બીજી બેન વાષે, રાજાઓનાં મોત વીષે, અને નોકરોનાં ખાનગી દુશમન વીષે, દરેક ખુલાસો મેળવી શકાય છે. એને **પુત્રસ્થાન** પણ કહેવામાં આવે છે.

**છઠું ભુવન:**—આ ભુવનમાં રોગ, શત્રુ, દુ:ખ દરદ, મોશાળ પક્ષ, ચોર, વીંઘન, કલેશ, ઘા લાગવા વીષે, ખાધાનાં ટેસ્ત વીષે, નોકર ચાકર, તથા હાથ નીચેનાં માણસો વીષે, હલકા માણસો વીષે, નાનાં જાનવરો વીષે, કાકાઓ વીષે (ગુજરાતી પ્રમાણે મામાઓ વીષે), કાકીઓ વીષે, ભાડુત વીષે, ખેડુત વીષે, પહેલાં ફરઝંદની પૈસા

સ્થીતી વીષે અને દરેક મજદુરી વીષેનાં સવાળોનાં જવાબ આ ઘર મારફતે મેળવી અને જાણી શકાય છે. એને **રોગ શત્રુનું** ઘર પણ કહે છે.

**સાતમું ભુવન:**—આ ભુવનમાં લગ્ન વિવાહ, સ્ત્રી, જવા આવવા વીષે, ખોવાયલી ચીજ વીષે, કોર્ટ દરબારનાં કજ્યા વીષે, દરેક પ્યારની બાબદ વીષે, બૈરી અથવા વરની ખાસીયત અને ગુણ વીષે, ચોરી ચગારી વીષે, નાસભાગ વીષે, મોટાબાવા વીષે, કન્ત્રાકટ, ભાગીદારી, દંડ, શેર સટ્ટાની દલાલી વીષે, કેસ કોણ જીતશે તે જોવા વીષે, લડાઇ વીષે, ત્રીજા ભાઈ અથવા બહેન વીષે, બીજા ફરઝંદ વીષે, ડોકટર વીષે, જે માણુસ સાથે કંઇબી વહીવટ કે બાબસતા રાખ્યે તેના વીષે, જાહેર દુશમનો વીષે, ભાઇનાં બચ્ચાં વીષે, બાપનાં ઘરબાર વીષે, ગરીબ લોક અથવા નોકરોની એરંકેયામત વીષે, રાજાઓનાં માન વીષે, દોસ્તોનાં ધર્મ વીષે, અને દોસ્તોની લાંબી મુસાફરી વીષે, સર્વે બાબદનો ખુલાસો મળે છે. એને **સ્ત્રી ભુવન** કહે છે.

**આંઠમું ભુવન:**—આ ભુવનમાં મોત વીષે, કષ્ટ દુઃખ વીષે, વારસા હીસ્સા વીષે, જીંદગીની લંબાઇ વીષે, છુપા ભાગ વીષે, મોતનાં કારણુ વીષે, મોતની જગ્યા વીષે, આપઘાત વીષે, બૈરીનાં પૈસા વીષે, વીલ, ભાગીદારની દોલત, નોકર ચાકરનાં ભાઇ બેન વીષે, ત્રીજા ભાઇની દોલત વીષે, પહેલા ભાઇ કે બેનની માંદગી વીષે, ધર્મગુરૂનાં દુશમનો વીષે, રાજાના મીત્રો વીષે, જડજ અને મોટાં માણુસ અથવા શેઠનાં મીત્રો માટે, ખાનગી દુશમનોના ધર્મ માટે અને બીજી બાબદોનાં જવાબ મેળવી શકાય છે. એને **અષ્ટમેષ** અથવા **આયુષ્યસ્થાન** પણ કહે છે.

**નવમું ભુવન:**—આ ભુવનમાં ભાગ્ય, ધર્મ દાન, તથા ગુરૂ, લાંબી મુસાફરી, પરદેશ, ધર્મગુરૂ, ચોપડી, લાભ, છાપકળા, ઈન્શયુરન્સ, વિદ્યા, સાયન્સ, ભક્તિ, ખુવાબ, અપસગન, પોતાનો ધર્મ, ત્રીજું ફરઝંદ, તથા પહેલા ભાઇના જાહેર દુશમનો, કોર્ટ કજ્યા, ભાગીદારી અને બાપની માંદગી, બાપનાં નોકર ચાકર કે ભાડુત, સાળા કે સાળી, નોકર ચાકર કે ભાડુતનું સુખ, જાહેર દુશમનોનાં ભાઇ વીષે, દોસ્તદારોના મીત્રો વીષે, રાજાનાં ખાનગી દુશમનો વીષે, અને એવીજ બીજી બાબદોનો ખુલાસો જણાય છે. એ ભુવનને **ભાગ્ય ભુવન** પણ કહે છે.

**દશમું ભુવન:**—આ ભુવનમાં રાજા, જડજ, સરકાર, કર્મ, કીર્તિ, માન ઇજત, આબરૂ, રાજયલાભ, ધંધો રોજગાર, નોકરી, માતા વીષે (અંગ્રેજી પ્રમાણે માતા અને ગુજરાતી પ્રમાણે બાપનું એ ભુવન લેખાય છે). રાજા, અમીર, સસરા, ચોરો જે કાંઇ ચોરી લઈ ગયા હોય તે વસ્તુ, સાતમાં સ્ત્રી ભુવનનાં બાપ અથવા ઘર વીષે, બાપનાં જાહેર દુશમનો વીષે, પહેલા ભાઇ અથવા બેનનાં મોત વીષે, નોકર કે ભાડુતનાં પહેલાં ફરઝંદ વીષે, પોતાનાં પહેલાં ફરઝંદની માંદગી વીષે, મીત્રોનાં ખાનગી દુશમનો વીષે, તેમજ પોતીકા ખાનગી દુશમનોનાં મીત્રો વીગેરે, સર્વે બાબદ જોવામાં આવે છે. એ ભુવનને **કર્મ ભુવન** પણ કહેવામાં આવે છે.

**અગ્યારમું ભુવન:**—આ ભુવનમાં લાભ, આશા, અકસ્માત, સંજોગ, ઇચ્છા, પગ, ડાબો કાન, મોટાઈ, મીત્રો, સલ્લાહકાર, રાજાની દોલત, પહેલા ભાઇ કે બેનનો ધર્મ વીચાર, પોતાની પાંચમી બહેન અથવા ભાઇનું રૂપ રંગ, ખવાસ, બાપનું મોત, પોતાનાં છોકરાંના જાહેર દુશમનો, પોતાનાં દીકરાની સ્ત્રી, તથા ભાગ્યો વિગેરે, સાવકાં બચ્ચાં, ભાઈ અથવા બેન અથવા પાર પડોશીની લાંબી મુસાફરી વીગેરે સર્વે બાબદોનો ખુલાસો આ ઘર મારફતે મેળવી શકાય છે. એને **લાભ ભુવન** પણ કહે છે.

**બારમું ભુવન:**—ખરચ, નુકસાન, હાંની, ખાનગી દુશમન, દંડ, કેદ, ચોર લુટારાનો ભય, દોજખ, ડાબી આંખ, સુવાનું ઠેકાણું, બેઉ પગના તળીઆં, દલગીરી, આફત, અદેખાઇ, દુશમની, આપઘાત, રાજદ્રોહી, ખુન વીગેરે, તેમજ પહેલા ભાઇનો ધંધો, બૈરી અથવા વરની સીકનેસ, બાપનાં ધર્મ વીચાર, બચ્ચાંનું મોત, રાજાનાં ભાઇ-બંધો, બાપની લાંબી મુસાફરી વીગેરે સર્વે બાબદોનો ખુલાસો આ ઘર મારફતે મેળવી શકાય છે. એને **ખર્ચ ભુવન** કહે છે.

એ પ્રમાણે ઉપલાં બાર ભુવનો મારફતે સર્વે જાતનાં સવાળો જોવામાં આવે છે, તથા તેનું ભવીષ્ય વર્તવામાં આવે છે.

પહેલું ભુવન તન સુખ, બીજું પૈસા, ત્રીજું ભાઇબંધ, ચોથું માબાપ, પાંચમું ફરઝંદ, છઠું માંદગી, સાતમું સ્ત્રી, આંઠમું મોત, નવમું ભાગ્ય, દશમું કર્મ, અગ્યારમું લાભ અને બારમું ખર્ચ ભુવન છે, તે **જન્મકાળે** જે માનવીની જન્મ કુંડળી કાઢવે તે માનવીને માટે સર્વે બાબદો જોવી, જેમકે જન્મેલાં બાળકની જન્મ ઘડી પળ પ્રમાણે કુંડળી કાઢી, ગ્રહ વીગેરે સર્વે તેમાં ગોઠવ્યા પછી બચ્ચાંની જીંદગી માટે જોવાનું છે, તો પહેલું ભુવન તે બચ્ચાંનું શરીર, આંઠમું તે મોત અને છઠું તે માંદગી એ ત્રણે ભુવનનો વીચાર, તેમાં રહેલા ગ્રહ રાશી વીગેરે તથા તેઓને થતી **એસપેકટસો** મારફતે જોવું. એ પ્રમાણે ધારો કે તેના મીત્ર માટે જોવું છે, તો અગ્યારમું ભુવન જાણવું, જો તેના ખાનગી દુશમન જોવા હોય તો બારમું, જો બચ્ચાંનું સુખ જોવું હોય તો પાંચમું, ધંધો જોવો હોય તો દશમું અને પૈસા સંબંધી જોવું હોય તો બીજું ભુવન, એ પ્રમાણે જોવું. **પશ્રનકાળે** જેબી કાંઇ ચીજ અથવા સવાળ પુછયો હોય તો, જે પહેલું ભુવન તે ખુદ. સવાળનું તન યાને બંધારણ, બીજું ભુવન તે, તે સવાળ સંબંધી પૈસાની સ્થીતી, ત્રીજું ભુવન તે સવાળની બાબદ માટે કરવામાં આવેલાં લખાણપત્ર, એ પ્રમાણે સર્વે બીના **હોરારી એસ્ટ્રોલોજીમાં** આપી છે, તે પ્રમાણે જોવું.

એ પ્રમાણે કુંડળીમાં દેખાડેલાં બાર ભુવનો, હરેક માનવીની જન્મ કુંડળીમાં હોય છે, અને તેમાંથી તે માનવીને લગતી સર્વે, ઉપર દરશાવવા મુજબ, ઉપલાં બાર ભુવનમાં દરશાવેલી બાબદોનો ખુલાસો, તે ભુવનોમાં રહેલી રાશીઓ, તેમજ તે ભુવનોમાં રહેલા ગ્રહો, તથા તે ગ્રહોની દૃષ્ટી અથવા **એસપેકટસોના** સારાં નરસાં ફળ પ્રમાણે કહેવામાં આવે છે. એ સર્વે બાબદ કેમ જોવાની તે આપણે આગળ સવાળનાં પ્રકરણમાં લખીશું, તેમજ **હોરારી** સવાળોનાં જવાબોમાં ભાગ બીજામાં જોવું.

## (૧૦) બાર ભુવનોનાં નામની સમજણ.

પહેલું, ચોથું સાતમું અને દશમું, એ ભુવનોને **કીનદ્રસ્થાન** (Angles) કહે છે અને તેઓ એક બીજાથી ૯૦° અંશપર આવેલાં

છે. એને અંગ્રેજીમાં **એનગલ્સ** કહે છે, અને એ ઘણાં બળવાન ભુવનો છે, ખાસ કરીને પહેલું તથા દશમું ભુવન ઘણુંજ જરૂરનાં છે.

પહેલું, પાંચમું અને નવમું એ ત્રીકોણ યાને ૧૨૦° અંશપર એક બીજાથી છે કારણકે પેહેલા ઘરથી પાંચમું ૧૨૦° અંશે છે, અને પાંચમાંથી નવમું ૧૨૦° અને નવમાંથી પહેલું ૧૨૦° અંશ એમ ૩૬૦° નું આખ્ખું જોડીકનું સરકલ પુરૂં થાય છે.

ત્રીજું, છઠું નવમું અને બારમું, એ ભુવનોને **અપોકલીમ** ભુવન કહે છે, તથા અંગ્રેજીમાં એને **કેદંતસ** (Cadents) કહે છે.

બીજું, પાંચમું આંઠમું અને અગ્યારમું, એ ઘરોને **પણફર** યાને અંગ્રેજીમાં **સકસીદનટસ** (Succeedents) ભુવનો કહે છે.

પહેલું, ચોઠું, સાતમું અને દશમું, એ ઘરોમાં જો સારા ગ્રહો જેવા કે ગુરૂ, શુક્ર, ચંદ્ર, બુધ બેઠા હોય તો સારૂં ફળ આપે, ને પાપગ્રહ હોય તો સારા નહીં. ચોથામાં શુક્ર અથવા ચંદ્ર બળવાનગણાય છે.

છઠું, આઠમું અને બારમું. એ ખાડાનાં ઘર ગણાય છે, એને નેહેષ્ટ સ્થાન કહે છે, અને એમાં ગ્રહો પડેલા ફળ આપતા નથી. સાતમાં ભુવને શની બળવાન કહેવાય છે, દશમાં ભુવને મંગળ તથા રવી ઘણાંજ બળવાન ગણાય છે.

પહેલું, પાંચમું અને નવમું, એ સારા ગ્રહો સારૂં ફળ આપે છે, દશમું ભુવન, જેને મેરીદીયન યાને મધ્ય આકાશ કહે છે, અને જે કોઇ ગ્રહ આકાશનાં મેરીદીયનની નજદીમાં હોય તેટલો સારો ગણેલો છે. પાપગ્રહ પણ સારૂં ફળ થોડો વખત આપે છે ને પછી પડતી દશા કરે છે.

## (૧૧) ગ્રહોનું ઊંચ નીચ બળ.

દુન્યાનાં રાશી મંડળનાં બાર ભુવન છે, તે બારે રાશીઓનાં માલેક યાને ધણી ગ્રહોને નેમવામાં આવેલા છે, તે ગ્રહો, ચોક્રસ ભુવનનો ચોક્રસ ગ્રહ માલેક છે, અને એ ગ્રહો પોતાનાં ભુવનથી સાતમે ભુવને જે રાશીમાં આવે તે રાશી તેઓના શત્રનું ભુવન ગણાય જેથી તેઓ ત્યાં ખાડામાં પડેલા જેવા જાણવા. દરેક ગ્રહને પોતાને માટે બે ભુવનો આપેલા છે, ફકત રવી અને ચંદ્રને એકેકુંજ ભુવન છે. જુવો કોઠો :—

# ઊંચ નીંચનો કોઠો.

| રાશી. | ઊંચના ગ્રહ. | માલિક ગ્રહ. | ત્રીપ્લીસીટી. | ટર્મ્સ ( Terms. ) | | | | | ફેસીસ ( Faces. ) | | | અસ્ત. | નીંચ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | રવી ૧૯° | મંગળ | રવી ગુરૂ | ગુરૂ ૬° | શુક્ર ૧૪ | બુધ ૨૧ | મંગળ ૨૬ | શની ૩૦ | મંગળ ૧૦ | રવી ૨૦ | શુક્ર ૩૦ | શુક્ર | શની ૧૫° |
| વરખ | ચંદ્ર ૩° | શુક્ર | શુક્ર ચંદ્ર | શુક્ર ૮ | બુધ ૧૫ | ગુરૂ ૨૨ | શની ૨૦ | મંગળ ૩૦ | બુધ ૧૦ | ચંદ્ર ૨૦ | શની ૩૦ | મંગળ | કેતુ ૩° હરશાચલ |
| મીથુન | | બુધ | શની બુધ | બુધ ૭ | ગુરૂ ૧૪ | શુક્ર ૨૧ | શની ૨૫ | મંગળ ૩૦ | ગુરૂ ૧૦ | મંગળ ૨૦ | રવી ૩૦ | ગુરૂ | |
| કર્ક | ગુરૂ ૧૫° | ચંદ્ર | મંગળ મંગળ | મંગળ ૬ | ગુરૂ ૧૩ | બુધ ૨૦ | શુક્ર ૨૭ | શની ૩૦ | શુક્ર ૧૦ | બુધ ૨૦ | શની ૩૦ | શની | મંગળ ૧૭° |
| સીહ | | રવી | રવી ગુરૂ | શની ૬ | બુધ ૧૩ | શુક્ર ૧૯ | ગુરૂ ૨૫ | મંગળ ૩૦ | શની ૧૦ | ગુરૂ ૨૦ | મંગળ ૩૦ | શની | |
| કન્યા | બુધ ૧૫° | બુધ | શુક્ર ચંદ્ર | બુધ ૭ | શુક્ર ૧૩ | ગુરૂ ૧૮ | શની ૨૪ | મંગળ ૩૦ | રવી ૧૦ | શુક્ર ૨૦ | બુધ ૩૦ | ગુરૂ | શુક્ર ૯° |
| તુલા | શની ૨૧° | શુક્ર | ચંદ્ર બુધ | શની ૬ | શુક્ર ૧૧ | ગુરૂ ૧૯ | બુધ ૨૪ | મંગળ ૩૦ | ચંદ્ર ૧૦ | શની ૨૦ | ગુરૂ ૩૦ | મંગળ | રવી ૧૯° |
| વૃશ્ચિક | હરશાચલ | મંગળ | મંગળ મંગળ | મંગળ ૬ | ગુરૂ ૧૪ | શુક્ર ૨૧ | બુધ ૨૭ | શની ૩૦ | મંગળ ૧૦ | રવી ૨૦ | શુક્ર ૩૦ | શુક્ર | ચંદ્ર ૩° |
| ધન | | ગુરૂ | રવી ગુરૂ | ગુરૂ ૮ | શુક્ર ૧૪ | બુધ ૧૯ | શની ૨૫ | મંગળ ૩૦ | બુધ ૧૦ | ચંદ્ર ૨૦ | શની ૩૦ | બુધ | રાહુ ૩° |
| મકર | મંગળ ૨૮° | શની | શુક્ર ચંદ્ર | શુક્ર ૬ | બુધ ૧૨ | ગુરૂ ૧૯ | મંગળ ૨૫ | શની ૩૦ | ગુરૂ ૧૦ | મંગળ ૨૦ | રવી ૩૦ | ચંદ્ર | ગુરૂ ૧૫° |
| કુંભ | | શની | શની બુધ | શની ૬ | બુધ ૧૨ | શુક્ર ૨૦ | ગુરૂ ૨૫ | મંગળ ૩૦ | શુક્ર ૧૦ | બુધ ૨૦ | ચંદ્ર ૩૦ | રવી | |
| મીન | શુક્ર ૨૭° | ગુરૂ | મંગળ મંગળ | શુક્ર ૮ | ગુરૂ ૧૪ | બુધ ૨૦ | મંગળ ૨૬ | શની ૩૦ | શની ૧૦ | ગુરૂ ૨૦ | મંગળ ૩૦ | બુધ | બુધ ૧૫° |

શની ને મકર તથા કુંભ એ ભુવનો, ગુરૂ ને ધન તથા મીન, મંગળ ને મેષ તથા વૃશ્ચિક, શુક્ર ને વરખ તથા તુલા, બુધ ને મિથુન તથા કન્યા એ પ્રમાણે એક રાતનું ઘર અને એક દીવસનું ઘર એ પ્રમાણે બબે રાશીઓ ગ્રહોને આપી છે. હવે ગ્રહોને ઊંચની પદવી આપી છે, જે કોઠામાં ઊંચની કોલમ હેઠલ જોવામાં આવશે, કે જ્યારે મેષ રાશીમાં રવી ૧૯°નો થાય ત્યારે તે સંપુર્ણ ઊંચનો ગણાય. ૩° ચંદ્ર વરખનો થાય ત્યારે સંપુર્ણ ઊંચનો કહેવાય, એજ પ્રમાણે કોઠામાં નીચનાં ગ્રહોની કોલમ આપેલી છે, જેમાં મેષ રાશીમાં જ્યારે શની ૧૫° યાને અંશનો થાય ત્યારે સંપુર્ણ નીંચનો ગણાય, એ પ્રમાણે શુક્રનો ગ્રહ જ્યારે મેષ રાશીમાં આવે ત્યારે તે બળહીન ગણાય, કારણકે શુક્રનું પોતાનું ઘર તુલા રાશીનું છે, ને મેષ રાશી બરોબર તેનાં ઘેરની સામે ૧૮૦° અંશને છેટે ઓપોઝીશનમાં હોવાથી, શુક્ર પોતાનાં શત્રનાં ભુવનનો કહેવાય, કે જ્યાં દુશમનનાં ઘરમાં તેનું કાંઈ જોર ચાલી શકે નહીં. ત્યાર પછીની કોલમમાં **ત્રીપ્લીસીટી** યાને અગ્ની (Fiery) ખાસીયતની ત્રણ રાશી મેષ, સીંહ ને ધન એ અગ્ની તત્વવાલી; વરખ, કન્યા, મકર એ ખાકી (Earthy) તત્વવાલી; મિથુન, તુલા, કુંભ, એ પવન (Airy) તત્વવાલી અને કર્ક, વૃશ્ચિક ને મીન એ પાણીનાં (Watery) તત્વવાલી **ત્રીપ્લીસીટીઓ** છે. હવે ત્રણ રાશીનાં ત્રીકનો માલેક હોય છે, કોઇનાં બે અને કોઇનો એક જેમકે કોઠામાં આપવા પ્રમાણે કર્ક, વૃશ્ચિક અને મીન રાશીની ત્રીપલીસીટીનો માલેક એકલો મંગળ છે, દીવસે તેમજ રાત્રે એ રાશીની ત્રીપલીસીટીઓપર ફકત મંગળનોજ અમલ છે, એ પ્રમાણે વરખ, કન્યા, મકર રાશીની **ત્રીપ્લીસીટીનો** માલેક શુક્ર દીવસનો અને ચંદ્ર રાતનો છે, એમ હરેક ત્રગડી માહેલી હરકોઇ રાશીનાં જુદા જુદા નેમેલા છે, તે ત્રીપલીસીટીની કોલમમાંથી જોઇ લેવા, તેની પછીની કોલમમાં **ટર્મ** (Term) યાને ચોક્કસ અંશે ચોક્કસ રાશી થાય ત્યારે તેની ઉપર ગ્રહ લાગુ થાય છે, જેમકે મેષ રાશી ૬ અંશે થાય ત્યારે ગુરૂનો અમલ ખલાસ થાય, યાને એક અંશથી ૭ અંશ સુધીમાં મેષ રાશીનો ઉપરી ગુરૂ, ૬ થી ૧૪ અંશ સુધીનો શુક્ર અને ૧૪ થી ૨૩ નો બુધ તથા

૨૧ થી ૩૦ નો શની એમ જાણવો. વલી એ ટર્મસને લગતા કોઠામાં જે અંશ આપેલા છે, તથા જે ગ્રહ લખેલા છે, તે ગ્રહો એ ટર્મસનાં અંશ જેટલા અમુક રાશીમાં થાય, ત્યારે તેવો નીંચનાં કે બળહીન ગણાંતા નથી, પણ સેજ બળ મેલવે છે. તે પછીની કોલમમાં **ફેસ** (Face) યાને જ્યારે મેષ રાશી ૧૦ અંશ સુધી હોય ત્યારે તેનો ફેસ (Face) મંગળનાં જેવો, દશથી વીસમાં રવીનાં જેવો, અને વીસથી ત્રીસમાં શુક્રનાં જેવો જાણવો, યાને મેષ રાશીનાં અંશનાં ત્રણ ભાગ કરી તે દરેક ભાગ ઉપર ચોક્કસ ગ્રહોની હકુમત આપી છે. ત્યાર પછીની કોલમમાં **ડેટ્રીમેન્ટ** (Detriment) યાને નીરબળતા અથવા શત્રુનાં ભુવનમાં જઇને ગ્રહનું બેસવું, જેમકે મેષમાં શુક્ર, વરખમાં મંગળ વીગેરે નીંચનાં ગ્રહ જાણવા, તે પછીની કોલમમાં **અસ્તનાં ગ્રહ** યાને મેષમાં શનીનો સંપુર્ણ અસ્ત તથા નીંચબળ થાય છે વીગેરે ઉપલા કોઠામાંથી જોઇ જાણી લેવું, કે ગ્રહો ઉંચનાં હોય તે તથા પોતાની માલેકીની રાશીમાં સવગ્રહી થઈ રહ્યા હોય તે પુરતું સારૂં ફળ આપે, તેથી ઉતરતું ફળ **ત્રીપ્લીસીટી** (Triplicity) અને તેથી ઉતરતું ફળ **ટર્મ** (Term) તેથી ઉતરતું ફળ ફેસ (Face) આપે, બાકી પછી તો નીંચનાં અને બળહીન હોય તે કાંઈ ફળ આપતા નથી, ખરાબી કરે છે. એ પ્રમાણે ઉપલા કોઠા ઉપરથી સર્વે જાણવું.

**રાશીનો માલેક**=જે રાશી, જે કોઇ ભુવને જન્મકાળે અથવા પ્રશ્નકાળે આવી હોય, તે રાશીનો કોઠામાં જણાવેલો માલેક જો કુંડળીમાં પોતાનીજ રાશીનો થઇને બેઠો હોય તો તે ઘણો સારો જાણવો.

**ઊંચનો ગ્રહ**=કોઠામાં દેખાડવા પ્રમાણે જે ગ્રહ પોતાની રાશીનો નહીં પણ ઊંચનો થઇને રહ્યો હોય, જેમકે રવી મેષનો, ચંદ્ર વરખનો, ગુરૂ કર્કનો, બુધ કન્યાનો, શની તુલાનો, હરશચલ વૃશ્ચિકનો, મંગળ મકરનો, શુક્ર મીનનો તો તે ગ્રહ, જે ભુવનમાં બેઠો હોય, તે ભુવનને લગતું સંપુર્ણ સુખ આપે, પણ જો કોઇ બીજા પાપગ્રહનાં સમાગમમાં આવે તો તે પ્રમાણેનું ફળ વધુ ઓછું સારૂં નરસું તેનાં ગુણ પ્રમાણે થાય, એમ જાણવું.

**નીંચનો ગ્રહ**=જે ગ્રહ કોઠામાં નીંચનો જણાવ્યો છે, યાને કુંડળીમાં નીંચનો થઇને બેઠો હોય, જેમકે મેષનો શની, વરખનો હરશચલ, કર્કનો મંગળ, કન્યાનો શુક્ર, તુલાનો રવી, વૃશ્ચિકનો ચંદ્ર, મકરનો ગુરૂ, મીનનો બુધ નીંચનો કેહવાય છે. જે રાશીમાં જે ગ્રહ ઊંચનો ગણાય તે રાશીથી સાતમે સામાં ઓપોઝીશનની રાશીમાં તેજ ગ્રહ નીંચનો ગણાય છે.

**ખાડાનો બળહીન ગ્રહ**=જે ગ્રહ પોતાની માલેકીની રાશીથી સાતમી રાશીએ આવે, યાને શત્રુની રાશીનો થાય ત્યારે તે તદન બળહીન થાય છે.

ઊંચનો ગ્રહ સારૂં ફળ આપે, નીચનો ગ્રહ કમજોર ગણાય, પણ ખાડાનો ગ્રહ તો સૌથી વધારે નીર્બળ ગણાય છે.

**ફાયદો કરતા ગ્રહ**=જેમકે કર્કનો શુક્ર, ધન અને સીંહનો મંગળ, તુલા અને કુંભનો બુધ, તુલા અને કુંભનો ગુરૂ, કુંભનો શની, તુલાનો હરશચલ, ધનનો રવી, મીનનો ચંદ્ર એ પ્રમાણે જ્યારે ગ્રહો બેઠેલા હોય તો, તે ગ્રહો સહેજ સારા ગણાય છે, કારણકે તેઓ જે જે રાશીમાં બેઠેલા છે, તે તે રાશીઓ, તેઓના ખુદ ગુણદોષ તથા અસરને બરોબર મળતી હોવાથી ફાયદો કરતા ગણાય છે.

**અચુક ઊંચપણું**=ચોક્કસ ભુવનમાં ગ્રહ આવવાથી તેનું બળ વધે છે, તેને અચુક ઊંચ ગ્રહ કહે છે, પહેલું તથા દશમું ભુવન સૌથી વધારે બળવાન છે, તેથી ઉતરતું સાતમું, અગ્યારમું અને ચોથું છે. સર્વેથી નીંચનું અને ખાડાનું ઘર તે છઠ્ઠું ભુવન છે, એ પ્રમાણે ભુવનોમાં ગ્રહો આવે તો તેઓ પોતાનાં ભુવનની જગ્યાનાં બળથી વધુ બળવાન બને છે, વળી કેટલીક વખતે ચોક્કસ ગ્રહો ચોક્કસ પોઝીશનમાંજ વધારે બળવાન બને છે, જેમકે રવી, મંગળ, ચંદ્ર અને ગુરૂ દશમાં ભુવનમાં, શની અને બુધ પહેલા ભુવનમાં, બુધ ને ત્રીજું ભુવન પણ ઘણું સારૂં છે, શુક્ર સાતમાં ભુવને અને હરશચલ નવમાં ભુવને ઘણાં સારાં લેખાય છે.

## બાળકનાં જન્મ ટાઇમનો વખત.

બાળકનો જન્મ થતાંજ તેનો વખત જોઇને, તે વખતે રાશી મંડલમાં ગ્રહો કેઇ કેઇ રાશીમાં હતા, તેની એક કુંડળી ગણીત

મારફતે ગણી કાઢવામાં આવે છે, તેને જન્મ કુંડળી કહે છે, હવે એ બાબદ માટે ઘણું ચોક્કસ રહેવાની જરૂર છે. મુંબઇમાં જો જન્મ થયો હોય તો, મુંબઇનાં ટાઇમ પ્રમાણે ગણીત કરવાની જરૂર છે, વળી ટાઇમ જન્મ વખતે આપણાં ઘડીયાલમાં બરાબર હતો કે નહીં, તેની તપાસ અત્રેની જાણીતી ઘડીયાલીની મોટી અંગ્રેજી પેહડી લુન્ડ એન્ડ બલોકલીને ત્યાંથી બરોબર ચોખ્ખો વખત હર કોઇ મુળકનો મળી શકે છે, માંટે બાળકનો જન્મ થતાં આપણાં ઘડીયાલ પ્રમાણે ટાઇમ જોઇ, તુરત ઉપલી પેઢીવાળાને ત્યાં જઇ ટાઇમ સરખાવી, ચોખ્ખો ટાઇમ મેળવવાની જરૂર છે, વળી બાળકનો જન્મ થયો તેનો કયો ચોક્સ ટાઇમ લેવો, તે ઉપર ધ્યાન આપવાની જરૂર છે, કારણકે બાળક કોઇ વખતે જન્મતાં વીસ ત્રીસ મીનીટ લે છે, કોઇ બચ્ચું ગર્ભસ્થાનમાં અટકી રહે છે, કોઇ બચ્ચાનાં પગ પહેલા બાહેર નીકળે છે, ને માથું ઘણેક વખતે બાહેર આવે છે, એવા ઘણા અનધારીઆ સંજોગો બને છે, તે વખતે બચ્ચાંનાં જન્મનો ટાઇમ લેવામાં ઘણી ભુલ પડે છે. માટે સર્વેથી સહેલો અને ખરો ઇલાજ એજ છે કે બચ્ચું આખું બાહેર આવ્યા પછી **તુરત રડે છે. એ રડવાનાં પહેલા અવાજનો વખત, તે બાળકનાં જન્મનો ખરો વખત જાણવો,** કારણ કે વિધ્યા મારફતે એવું સીદ્ધ થયલું છે કે, બાળક જેવું પેદા થઈ, આ જગત્તમાં અજવાળું જોઇને, **જે પહેલો દમ ખેંચે છે, તે પહેલા દમ સાથેજ, તે ઘડી પળનાં સીતારા-ઓનાં વાઇબ્રેશનો યાને અસર, તે બચ્ચાંમાં આમેજ થાય છે, એવી રીતે વિધ્યાને આધારે ઉપળી રીત ઘણી ચોખ્ખી** અને ખરી છે.

હવે જન્મ કુંડલી કાઢવા માંટે પંચાંગની જરૂર છે, માંટે દર સાળનું અંગ્રેજી પંચાગ યાને "એફીમરી" (Ephemeris) અંગ્રેજી પુસ્તકવાળાઓને ત્યાંથી મેળવવી જોઈયે.

એ "એફીમરી" યાને અંગ્રેજી પંચાંગમાં ઘણી બાબદો છે, જે પંચાંગ અંગ્રેજીમાં છાપેલું હોય છે, પણ તે વાંચવાની સમજણ હમો આગળ આપીશું, જેથી ગુજરાતી વાંચનાગઓ પણ, જો તેઓએ આ પુસ્તકમાં આગળ લખેલી રાશી ગ્રહ તથા અસપેકટસોની નીશાનીઓ

ધ્યાનમાં પુખ્ત રીતે ઉતારી હશે, તેઓ તે પંચાગ, અમારી લખેલી સમજણ પ્રમાણે ઉકલાવી શકશે.

## (૧૨) એફીમરી (Ephemeris) યાને અંગ્રેજી પંચાંગ.

અંગ્રેજી પંચાંગ ઘણા જ્યોતીષોના આવે છે, જે માહેલાં ઝેડકીલ અને ગફ્રાએલના સૌથી સરસ લેખાય છે, અને ખાસ કરીને રાફ્રાએલની એફીમરી જે અત્રે બુકસેલરોને ત્યાં મળે છે, જે જ્યોતીષનો શોખ ધરાવનારને તથા સાધારણ માણસને પણ ઘણી ઉપયોગી થઇ પડે છે; અને જે વાપડવાને અત્રે ભલામણ કરવામાં આવે છે. એ બુક અંગ્રેજીમાં છાપેલી છે, અને તેની સમજણ અત્રે સંપુર્ણ રીતે આપી છે, જેથી અંગ્રેજી નહીં જાણનારા પણ ફક્ત તે માંહેલા અંગ્રેજી આંકડાઓ જોઇને પોતાનું કામ ચલાવી શકે તેમ છે.

એ એફીમરીમાં અંગ્રેજી ઓબઝરવેટરીમાંથી તપાસ કરીને **ગ્રીનીચની** લેટીત્યુદ પ્રમાણેનાં ગ્રહોની ચાલ, ગતી વીગેરે તથા લેટીત્યુદ, લૉંજીત્યુદ અને દેકલીનેશન વીગેરે, સર્વે નોંધેલું હોય છે. એ ચોપડી વગર કદીપણ જ્યોતીષની ગણત્રી કોઇબી રીતનાઃ થઇ શકતી નથી, માટે દરેક માણસે દર વર્ષે એક એફીમરી ખરીદવાની જરૂર છે, જે તેને ઘણીજ ઉપયોગી થઇ પડે છે.

### એફીમરીની સમજણ.

રાફ્રાએલની એફીમરીનાં પહેલાં પાનામાં મથાલે નેપચ્યુન, હરશચલ, શની, ગુરૂ, મંગળ, શુક્ર, બુધ તથા રાહુ વીગેરે ગ્રહોનાં દેકલીનેશન અને લેટીત્યુદનાં દરેક તારીખનાં અંશ યાને ડીગ્રી નોંધેલી છે. તથા આખ્ખા માસમાં તેઓ એક બીજા સાથે શું એસપેકટસમાં આવે છે, તે સર્વે બાબદ નોધેલી છે, પણ તેની સાથે સાધારણ શીખાઉને કશું કામ નથી, માટે તે પડતું મુકી, તેની જે મ્યુચીઅલ એસપેકટસ (Mutual aspects) છે, તે જોવામાં કામ લાગે છે, કારણકે ગ્રહો એક બીજા સાથે જે એસપેકટસ કરે છે, તે જાણવી જરૂર છે, એસપેકટસો તેની અંગ્રેજી નીશાન પ્રમાણે ટુંકમાં જમણી સાઇડે મથાલે નોધેલી છે. વળી દેકલીનેશન પણ ગણત્રીમાં લેવાને કામ લાગે છે. એ પાનાનાં નીચલા ભાગમાં પહેલી કોલમમાં મહી-

નાની દરેક તારીખ, બીજી કોલમમાં અઠવાડીયાનાં દીવસો, ત્રીજી કોલમમાં **સાઈડીરીયલ ટાઇમ**, ચોઠી કોલમમાં **રવીની** લૉંજીત્યુદ, રાશી, અને અંશ, પાંચમી કોલમમાં **રવીનું** દેકલીનેશન, છઠ્ઠી કોલમમાં **ચંદ્રની** લૉંજીત્યુદ, રાશી, અંશ, સાતમી કોલમમાં ચંદ્રની લેતીત્યુદ, આંઠમી કોલમમાં ચંદ્રનું દેકલીનેશન, નવમી તથા દશમી કોલમમાં ચંદ્રનું મધરાતનું દેકલીનેશન તથા લૉંજીત્યુદનાં અંશ આપેલા છે, તેની પાસેના પાનામાં ચાલુ પહેલી કોલમમાં તારીખ, બીજી કોલમમાં નેપચ્યુન પલેનેટની લૉંજી-ત્યુદનાં અંશ, ત્રીજી કોલમમાં હરશચલ, ચોઠી કોલમમાં શની, પાંચમી કોલમમાં ગુરૂ, છઠ્ઠી કોલમમાં મંગળ, સાતમી કોલમમાં શુક્ર, આઠમી કોલમમાં બુધ એ પ્રમાણે ગ્રહોની લૉંજીત્યુદ યાને રોજની ચાલનાં અંશ ડીગ્રીઓ તથા રાશીઓ જણાવેલા છે, એ રાશીઓમાંની કોલમમાં જે ઠેકાણે (R) લખેલો હોય તે ગ્રહ **રીટ્રોગ્રેડ** (Retrograde) યાને **વકરી** સમજવો, અને જ્યાં (D) લખેલો હોય, ત્યાં **દાઇરેકટ** (Direct) યાને સીદ્ધી ચાલનો થયલો જાણવો નવમી કોલમમાં **લ્યુનર એસપેકટસ** (Lunar aspects) આપેલી છે, જેમાં ચંદ્ર દરેક ગ્રહો સાથે પોતે તે દીવસે કેવી કેવી એસપેકટસ અને દૃષ્ટી કરે છે, તે તુરત માલમ પડે છે, સાઇડ્રલ ટાઇમ ગ્રીનીચનાં બપોરનાં મધ્યાન બાર વાગાનો આપેલો હોય છે, જેથી દરેક મુળક-વાળાએ પોત પોતાનાં ટાઇમ પ્રમાણે તેમાં કલાકોનો ફરક ઉમેરી કે બાદ કરીને કુંડળી કાઢવાનાં ઉપયોગમાં લેવામાં આવે છે, જે આગળ સમજાવીશું રવીની કોલમમાં તેનાં અંશ અને રાશી. દેકલીનેશનનાં અંશ તેમજ ચંદ્રની કોલમમાં ચંદ્રની રાશી અંશ જોવા, તથા ચંદ્રની મધરાતની કોલમનું અભ્યાસીને ઘણું કામ નથી, કારણકે **લૉગેરીથમ** (Longarithms) નું કોષ્ટક આપ્યું છે, તેમાં દીવસના ચંદ્રની કોલમ પ્રમાણેનાં અંશ લઈ કોઇ પણ વખતનો ચંદ્ર કેઇ રાશીમાં છે, તે ગણી કાઢી શકાય છે, બીજી કોલમમાં બીજા ગ્રહોનાં અંશ રાશીઓ જોઇ લેવી, કે જેથી કુંડળીમાં તમો ગ્રહો તેની અમુક જગ્યા અને રાશી પ્રમાણે ગોઠવી શકો.

એફીમરીનાં ૨૬માં પાનામાં દર મહીનાની દરેક તારીખે મુખ્ય ગ્રહોની કેટલી **ગતિ** હતી, યાને આખ્ખા ચોવીસ કલાકમાં તેઓ

કેટલી ડીગ્રી ચાલ્યા તે નોંધેલું છે, ૨૯ માં પાનામાં ગ્રહો ઇકવેતર યાને દુન્યાની મધ્યરેખાથી, કેટલા દુર છે, નજદીક છે, વીગેરે (**ફીનોમીના** Phenomena) દરશાવેલું છે. પાને ૩૦માં દરરોજની કલાકે કલાકની ગ્રહોની **એસપેકટસ** નોંધેલી છે, જે હરપલનાં મુરતો તથા સારૂં માઠું જોવાને ઘણી ઉપ્યોગની છે, જે કલાકે G લખેલો હોય છે, તે ઘણું સારૂં સમજવું, નાનો g લખેલો હોય તો સહેજ સારૂં સમજવું, મોટો B લખેલો હોય તો ઘણું બુરૂં જાણવું, નાનો b લખેલો હોય તો સહેજ બુરૂં જાણવું. હવે જો દશ વાગે એક એસપેકટ સારી થતી હોય અને ત્યાં મોટો G લખેલો હોય અને તેની પછી સાડા દશ વાગે એક ખરાબ એસપેકટસ થતી હોય ને ત્યાં મોટો B લખેલો હોય, તો જાણવું કે જેખી કાંઇ કામ દશ વાગે કરવા ધારેલું હોય તેનો અંજામ બુરો આવશે. હવે એ પ્રમાણે મુરત જોવું, પણ એ તો સાધારણ દુન્યાવી, દરરોજનાં ગ્રહની ચાલનું મુરત થયું, જેથી કાંઈ હરેક વખત તેમાં જોયલું ઠીક પડે નહીં, વખતે મુરત જોનારનાં જન્મકાળનાં ગ્રહો કાંઇ સારી અસર તે વખતે કરતા હોય તો ફળ આપવામાં ફરક પડે, માટે વિચાર પુગાડીને કામ કરવું. ૩૮માં પાનાંમાં, ચંદ્ર તથા રવી કેઇ તારીખે, કયા મહીનામાં, કેઇ રાશીમાં, કેટલે વાગે દાખલ થાય છે, તેનો કોઠો આપેલો છે. ૩૯માં પાને મોટી એસપેકટસો જેવી કે કંજંગશનો તથા ઓપોઝીશનો લખેલાં તથા તેઓ કેટલો વખત અમલ કરશે, તે જણાવેલું છે. ૪૨માં પાનેથી લંડન, લીવરપુલ, ન્યુયોરક વીગેરે મુળકોની કુંડળી કાઢવાનું **લગ્નપત્રુ** લખેલું છે અને બીજા મુળકોનાં **લગ્નપત્રુઓની** ખાસ રાફાએલે બીજી ચોપડી પ્રગટ કરેલી છે, જેમાં મધરાસ, કલકત્તા, વીગેરેની પણ લેટીત્યુદના લગનપત્રુઓ આવે છે, છેલ્લાં પાનાંમાં **લૉગેરીથમનું** કોષ્ટક આપેલું, જે અત્રે હમોએ આ પુસ્તકમાં પણ વધારા સાથે આપ્યું છે, કે જે મારફતે ગ્રહ અમુક વખતે કયા સ્થાનમાં અને કેટલા અંશે હતો તેનો હીસાબ કરી શકાય છે, જે આગળ સમજાવીશું.

આ પ્રમાણે અંગ્રેજી પંચાંગનો ખુલાસો છે, જે ખુલાસો ખુદ પંચાંગમાં વટીક આપવામાં આવ્યો નથી, જેથી અત્રે લખવાનું વાસ્તવીક વીચાર્યું છે. એ પંચાંગ દરેક માણસે પોતાની પાસે નોંધ

બુકમાં રાખવાથી હર વખતે સારૂં નરસું વાર વખત જોઇ શકાશે. હીંદુસ્તાન માટે ૨૨°-૩૩′ અંશાશનું **લગ્નપત્ર** અત્રે આ પુસ્તકમાં આપેલું છે.

## (૧૩) જન્મ કુંડળી કાઢવાની રીત.

પહેલે રાફાએલની એફીમરીમાંથી અથવા કોઇ બીજી એફીમરીમાંથી જે દીવસ, ને જે મહીનાની કુંડળી કાઢવી હોય તેનો **સાઇડ્રીઅલ** ટાઇમ શોધીને જુદો માંડવો, પછી જો જન્મ બપોરના બાર વાગ્યાની આગમજ થયો હોય તો, બાર વાગવાને જેટલો વખત હોય તેટલો વખત સાઇડ્રીઅલ ટાઈમમાંથી બાદ કરવો, અને જો બપોરનાં બાર વાગ્યાની પછીનો જન્મ હોય તો, બાર વાગ્યાથી જેટલા કલાક વધુ થયા હોય, તેટલા કલાક સાઇડ્રીઅલ ટાઈમમાં ઊમેરવા. જો બાદ કરતી વખતે બાદબાકી નહીં થતી હોય તો, ૨૪ કલાક વધુ લેવા યાને ઉમેરવા ને તેમાંથી પછી બાદ કરવું, વળી ઉમેરતાં જો ૨૪ કલાક કરતાં વધુ થાય તો, તેમાંથી કલાક ૨૪ બાદ કરીને બાકી રહે તે ખપમાં લેવું.

દાખલા તરીકે:—તારીખ ૨૧મી માર્ચ ૧૯૧૧ને દીને સુર્ય અસ્ત થયા પછી રાત્રે ૧૦ કલાક ને ૪૬ મીનીટે એક બાળકનો જન્મ થયો, તેની કુંડળી નીચે પ્રમાણે ગણવી:—

| | ક૦ મી૦ સે૦ |
|---|---|
| તા૦ ૨૧મી માર્ચ ૧૯૧૧ ને દીને પંચાંગમાં સાઈડ્રીઅલ ટાઇમ. | ૨૩–૫૧–૩૨ |
| હવે બપોરના બાર પછી ૧૦–૪૬ કલાકે જન્મ થયો તેથી બપોરના બારથી ૧૦–૪૬ સુધીનો તફાવત ઉમેરીઓ. | ૧૦–૪૬– ૦ |
| *હવે સાઇડ્રીઅલ ટાઇમ અને જન્મનાં મીનટાઇમ વચ્ચે કલાકનો દશ સેકન્ડનો ફરક છે જેથી તે ફરક ઉમેરી સાઇડ્રીઅલ ટાઇમ બરોબર કરવો. | ૦– ૧–૪૪ |
| | ૩૪–૩૯–૧૬ |
| હવે ૩૪–૩૯–૧૬ કલાક ચોવીસ કલાકથી વધુ છે જેથી ૨૪ કલાક બાદ આપ્યા. | ૨૪– ૦– ૦ |
| RAMC=(રાઇટ એસેનશન ઓવ ધી મેરીડીયન) જન્મનો સાઇડ્રીઅલ ટાઇમ થયો. | ૧૦–૩૯–૧૬ |

* ઉપલી ગણીતમાં ફરક ઉમેરીઓ છે તેનો ખુલાસો આગળ આપ્યો છે. જો પુર્વનાં મુલક હોય તો ફરક **બાદ** કરવો, અને પશ્ચીમનાં મુલક હોય તો ફરક **ઉમેરવો.** વધુ ખુલાસો **ટાઇમ** બાબદનાં પ્રકરણમાં જુવો.

હવે જન્મનો સાઇડ્રીઅલ ટાઇમ લગ્નપત્રનાં સાઇડ્રીઅલ ટાઇમનાં કયા અંકમાં સમાય છે તે શોધવું. દેશેદેશ ને મુળકે મુળકની લેટીત્યુદ પ્રમાણેનાં લગ્નપત્રુની બુક જુદી મળે છે, પણ સવળતાને માટે આ પુસ્તકમાં પહેલા ભાગના છેડે અત્રે હીંદુસ્તાન માટે સાઇડ્રીઅલ ટાઇમ કલકત્તાનાં ૨૨°-૩૩′ અંશાશનું લગ્નપત્રુ આપેલું છે તેમાં જોવું કે, આપણે ઊપર શોધી કાઢેલો જન્મનો સાઇડ્રીઅલ ટાઇમ ૧૦°-૩૯′-૧૬″, લગ્નપત્રુના કયા અંકમાં સમાય છે. જે અંકમાં તે સમાય, તે અંકની સીધી લાઇનિમાં જે કોલમો છે, તે માંહેથી જોઇને બાર ભુવનવાલી કુંડળી પાડી તેમાં લગ્ન (યાને પહેલાં ભુવનની રાશી) વીગેરે માંડવું.

એ લગ્નપત્રુનાં ૧૦°-૪૨′-૨૫″ અંકમાં, આપણે ઉપજાવેલો જન્મનો સાઇડ્રીઅલ ટાઈમ ૧૦°-૩૯′-૧૬″ સમાય છે, જેની પાસેની કોલમમાં ૧૦ માં ભુવનને માટે રાશી ને તેનો અંશ (કન્યા ૯°) લખેલો છે, પછી તેની પાસેની કોલમમાં ૧૧ માં ભુવનમાં આવેલી (તુલા ૧૧°) રાશી તથા તેનો અંશ, પછીની કોલમમાં ૧૨ માં ભુવનની રાશી (વૃશ્ચિક ૯°) અને તેનો અંશ, તેની પછીની કોલમમાં (Ascendent) એસેનદંત યાને **જન્મ લગ્ન**, પહેલાં ભુવનની રાશી (ધન ૩°-૩૧′) અને તેનો અંશ લખેલો છે, તેની પછીની કોલમોમાં બીજા તથા ત્રીજા ભુવનની રાશી (મકર ૪° તથા કુંભ ૫°) તથા તેનાં અંશ લખેલા છે, જે નીચે પ્રમાણે એ ૭ ભુવનોની રાશી તથા અંશ કુંડળીમાં માંડવા, અને તેની સામેનાં ૭ ભુવનોમાં તેની સામેની ૭ રાશી તેટલાજ અંશે માંડવી, જેમકે પહેલાં ભુવનની રાશી ધન ૩°-૩૧′ છે, હવે પહેલાં ભુવનની સામે સાતમું ભુવન આવે છે, માટે સાતમાં ભુવનમાં ધન રાશીની સામેની રાશી એટલે મિથુન રાશી તેટલાજ અંશની માંડવી, એજ પ્રમાણે બીજાં ભુવન સામે આંઠમું, ત્રીજા સામે નવમું, ચોથા સામે દશમું, પાંચમા સામે અગ્યારમું, અને છઠાં સામે બારમું ભુવન જાણવું, અને પહેલાં એક, બે અને ત્રણ તથા દશ, અગ્યાર અને બાર એ ૭ ભુવનોમાં લગ્નપત્રુ પ્રમાણે રાશી તથા અંશો માંડી, તેજ અંશો તેની સામેનાં ભુવનોનાં માંડવા. નીચલી આકૃતિમાં રાશીઓ બાહેરનાં પહેલા કુંડાળામાં માંડી છે.

## આકૃતિ બીજી.

દક્ષિણ.
MC




N
ઉત્તર.

આ પ્રમાણે તા૦ ૨૧મી માર્ચ ૧૯૧૧ની રાતનાં ૧૦–૪૬ કલાકે જન્મેલાં બાળકની કુંડળીનું લગ્ન આવ્યું. ગુજરાતી ટપકાઓમાં મથાલે પહેલું ભુવન ગણવામાં આવે છે, પણ અંગ્રેજી પ્રમાણે જ્યાં પુર્વ કરીને લખ્યું છે ત્યાંથી પહેલું ભુવન શરૂ કરતાં જમના હાથ તરફ હેઠે ઉતરતાં ભુવનો ગણવામાં આવે છે.

હવે એ પ્રમાણે જો સહવારનાં ૧૦ ક. ૪૬ મી. નો જન્મ થયો હતે તો, સાઇડ્રીઅલ ટાઇમમાંથી બપોરનાં ૧૨ અને ૧૦–૪૬ વચ્ચેનો તફાવત યાને ૧–૧૪' બાદ કરતે અને જે આવતે, તે આંક

લગ્નપત્રમાં જોતે. વર્ષો વર્ષનો સાઇડ્રીઅલ ટાઇમ એકજ હોય છે, તેમાં ફેરફાર થતા નથી ; કોઈપણ દીવસનો સાઇડ્રીઅલ ટાઇમ શોધવાનો કોઠો નીચે પ્રમાણે છે :—

## સાઈડ્રીઅલ ટાઈમ એફીમરી વગર જાણવાનો કોઠો.

ગ્રીનાચ સાઇડરીઅલ ટાઇમ દરેક એફીમરીમાં આવે છે, અને દર-રોજનો તે લખેલો હોય છે. તે જો વખતે નહીં લખ્યો હોય તો, કોઈપણ મહીનાની કોઇપણ તારીખે સાઇડ્રીઅલ ટાઇમ શું છે તે જાણવા માટે નીચલો કોઠો મુકયો છે.

| તારીખ તથા મહીનો. | સાઇડ્રીઅલ ટાઇમ. | તારીખ તથા મહીનો. | સાઈડ્રીઅલ ટાઈમ. |
|---|---|---|---|
| | ક. મી. સે. | | ક. મી. સે. |
| ૨૨ મી માર્ચ | ૦–૦–૦ | ૨૧ મી સપટેમ્બર | ૧૨–૦–૦ |
| ૨૨ મી એપ્રીલ | ૨–૦–૦ | ૨૧ મી અકટોબર | ૧૪–૦–૦ |
| ૨૨ મી મેહે | ૪–૦–૦ | ૨૧ મી નવેમ્બર | ૧૬–૦–૦ |
| ૨૨ મી જુન | ૬–૦–૦ | ૨૨ મી ડીસેમ્બર | ૧૮–૦–૦ |
| ૨૨ મી જુલાઇ | ૮–૦–૦ | ૨૧ મી જાનેવારી | ૨૦–૦–૦ |
| ૨૨ મી આગષ્ટ | ૧૦–૦–૦ | ૨૦ મી ફેબ્રુઆરી | ૨૨–૦–૦ |

આ ઉપલા કોઠામાં આપેલી તારીખોએ કોઇપણ વર્ષનો સાઇડ્રીઅલ ટાઇમ હોય છે, એ તારીખો પછી જેટલા દીવસ વધુ હોય તેટલા દીવસ માટે, **દર એક દીવસની ૪ મીનીટ વધારવી.** આ કોઠો એફીમરીની ગેરહાજરીમાં અટકલે સાઇડ્રીઅલ ટાઈમ ગણવા માટે ઉપયોગી થઇ પડશે. કેટલીક વખતે કુંડળીમાં રાશીઓ ગોઠવતાં એક ભુવ-નમાં બે રાશીનો અમળ સાથે આવે છે, જેને **ગલીતભાવ** કહે છે, તેવે વખતે જે રાશી **કશ** ઉપર નહીં આવે, તે રાશી તે ભુવનનાં મધ્યમાં મુકવી, એમ થવાનું કારણ એ છે કે નોર્થ લેટીત્યુદ તરફની ડીગ્રીનું લગ્ન કાઢતાં મોટે ભાગે બે રાશીનો અમળ એક ભુવનમાં આવી પડે છે. એ પ્રમાણે જન્મ લગ્ન માંડયા પછી જન્મ કુંડ-ળીમાં ગ્રહો ગોઠવવા.

## (૧૪) જન્મ કુંડળીમાં ગ્રહો ગોઠવવાની સમજણ.

ગ્રહો ગોઠવવાને માટે જે મુળકને લગતી કુંડળી હોય, તે મુળકનો ટાઇમ લેવાની જરૂર છે, કારણકે એફીમરીમાં ફકત ગ્રીનીચ ટાઇમથી ગ્રહો ગણેલા હોય છે, અને દેશ પરદેશનાં ટાઇમમાં ફરક હોવાથી દેશ પરદેશનાં ટાઇમનો જે કોઠો આપેલો છે, તે પ્રમાણે તે મુળકનાં ટાઇમને ગ્રીનીચ ટાઇમમાં ફેરવવો જોઇએ. ઘણું કરીને એફીમરીમાં લખેલા તે દીવસનાં ગ્રહોનાં અંશમાં એથી સહેજ સહાજ ફરક પડે છે, પણ ખાસ કરી ચંદ્ર કે જે બીજા ગ્રહો કરતાં ચાર ઘણી વધારે ઝડપથી ચાલે છે, તેથી તેનો ફરક વધારે હોય છે, ચંદ્ર આખા દીવસમાં ૧૩° થી ૧૪° અંશ ચાલે છે, અને દર કલાકે લગભગ ૩૨ કલાક જેટલો ચાલે છે. રવી અને બીજા ગ્રહો કાંઈ ઘણો ફરક આપતા નથી, જેથી સાધારણ હરેક બાબદ માટે ગ્રીનીચનાંજ ગ્રહો જે એફીમરીમાં લખ્યા હોય તેટલી ડીગ્રીનાં કુંડળીમાં નોધવામાં કાંઇ હરકત નથી, સીવાય કે ચંદ્ર. હવે ખાસ ચોખ્ખા ગ્રહની ગણીત કરવાને માટે ગ્રહનું ગણીત કરવું પડે છે. એફીમરીમાં ગ્રીનીચ ટાઇમથી ગ્રહોની લેટીત્યુદ, લૉંજીત્યુદ અંશ વીગેરે સર્વે ગણીને તૈયાર આપેલું છે, જે ગ્રીનીચ બપોરનાં મધ્યાન બાર વાગ્યાનાં વખતનું છે, જે ઉપરથી ત્રીરાશી કરીને જોઈએ વખતનાં ગ્રહ ગોઠવવા હોય તે ઘણી સહેલ ગણત્રીથી ગોઠવી શકાય છે.

પહેલે જે દીવસનાં જે કલાકની ગ્રહ ગણીત કરવી હોય, તે દીવસનાં જો બપોરના બાર વાગ્યાની અગાઉનો ટાઇમ હોય અથવા જન્મ થયો હોય તો, તે દીવસની આગમજનાં દીવસનાં ગ્રહોની લૉંજીત્યુદ જન્મ દીવસનાં ગ્રહની લૉંજીત્યુદમાંથી બાદ કરવી, જે ફરક આવે, તે, તે ગ્રહની તે દીવસના ૨૪ કલાકની ગતી સમજવી, જો બપોરનાં બાર વાગ્યા પછી જન્મ થયો હોય તો, જન્મનાં દીવસનાં ગ્રહની લૉંજીત્યુદનાં અંશ, જન્મ પછીનાં બીજા દીવસનાં ગ્રહની લૉંજીત્યુદનાં અંશમાંથી બાદ કરવા, જે ફરક આવે તે ૨૪ કલાકની તે દીવસની ગતી સમજવી. દાખલા તરીકે તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ની રાતનાં કલાક ૧૦°–૪૬′નાં વખતની આપણે કુંડળી ઉપર કાઢી છે, હવે ૧૦°–૪૬′ રાતનાં હોવાથી ઉપર લખવા પ્રમાણે તા. ૨૨ મી માર્ચનાં

રવીની લૉંજીત્યુદનાં મેષ રાશીનાં ૦°–૪૪′–૫૩″ અંશમાંથી તા. ૨૧મી માર્ચનાં રવીની લૉંજીત્યુદનાં મીન રાશીનાં ૨૯°–૪૫′–૨૦″ અંશ બાદ કરતાં, બાકી ફરક ૦°–૫૯′–૩૩″ કલા વીકલાનો આવ્યો, જે તા. ૨૧ મીના રવીની ૨૪ કલાકની ગતી થઇ. (જે જો ગણુવા બદલ આઇતીજ રીતે મેળવવી હોય તો, એફીમરીમાં ૨૬ માં પાનેથી ૨૮માં પાનાં સુધીમાં મુખ્ય ગ્રહોની ગતી આખ્ખાં વર્ષની દરેક તારીખની તૈયાર આપેલી છે તેમાંથી જોઇ લેવું.) હવે ગ્રહ ગણુવાને માટે ત્રીરાશી માંડવી, કે ૨૪ કલાકમાં ૦°–૫૯′–૩૩″ ગતી છે, તો ૧૦°–૪૬′–૦″ કલાકમાં કેટલી? જવાબ ૦°–૨૬′–૨૧″; જે તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ નાં દીવસે રવીની લૉંજીત્યુદનાં અંશ ૨૯°–૪૫′–૨૦″ **મીન રાશીમાં,** ત્રીરાશીથી મેળવેલી (અંશ, કલા, વીકલા) ૦°–૨૬′–૨૧″ ઊમેરતાં, તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ રાતનાં ૧૦°–૪૬′ કલાકે **મેષનો રવી** ૦°–૧૧′–૪૧″ અંશનો ચોખ્ખો થયલો જાણુવો. એ પ્રમાણે ચંદ્ર, તેમજ બીજા બધા ગ્રહોની પહેલે ૨૪ કલાકની ગતી શોધી કાઢીને ત્રોરાશી મારફતે જેટલી ગતી બાર વાગ્યાની અગાઉ અથવા પછીથી વધુ કે ઓછી થઇ હોય, તે પ્રમાણે જાણુવી. ચોક્કસ ખરી ગણીત માટે ઉપલી ત્રીરાશીની રીતજ હમેશાં લેવી પણુ ચાલુ ઉતાવળ માટે જ્યોતીષની ખરી અંગ્રેજી ગણીત યાને **લૉંગેરીથમની** સહેલ રૂઢી છે તે વાપડવી.

## (૧૫) લૉંગેરીથમ (Longarithm).

લૉંગેરીથમ (Longarithm Proportion) કે જેનો કોઠો પહેલા ભાગનાં છેલ્લા પાનાંઓપર આપવામાં આવ્યો છે, તે કોઠાની ગણુત્રીથી તદન સ્પષ્ટ ગ્રહ મીનીટે મીનીટનાં મેળવી શકાય છે, જે ચોક્કસ જ્યોતીષ ગણુત્રી કરવાને માટે, તે મારફતે ગણેલા ગ્રહો સ્પષ્ટ હોય છે. જે રીત નીચે પ્રમાણે છે:—

એ માટે જુવો **પ્રોપોરશનલ લૉંગેરીથમનો** કોઠો, એ કોઠામાં મથાળે ૦ થી ૨૩ નો અંક લખેલો છે, જે આંક **ડીગ્રી** અથવા **કલાક** સમજવા. પેહેલી તેમજ સર્વેથી છેલ્લી કોલમો જેની ઉપર **મીનીટ** લખી છે, તે આંક ૫૯ સુધી છે, તેને **મીનીટ** અથવા **કલા** સમજવી.

હવે આપણે તા. ૨૧ મી માર્ચની રવીની ગતી ૫૯′-૩૩″ કલાની યાને ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડની જે ગણીને મેળવી છે, તે એ કોઠામાં જોઇને તેને લગતો આંક જુદો માંડવો. જેમકે ૫૯ મીનીટ કોઠાની સૌથી છેલ્લી લીટીમાં છે, હવે એ કોઠામાં ઉપર કલાકો આપેલા છે પણ આપણને તો કાંઇ કલાક માટે જોવું નથી, પણ ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડ માટે જોવું છે, હવે ૩૦ સેકન્ડ જ્યારે હોય ત્યારે તે ગણવી નહીં પણ જો ૪૦ ની ઉપર સેકન્ડ હોય તો તેને એક મીનીટ ગણવી, એ પ્રમાણે આપણને ૫૯ મીનીટ ને ૩૩ સેકન્ડને બદલે ૫૯ મીનીટ પુરી લેવી પડે છે, હવે કોઠામાં ૫૯ મીનીટનું લોગેરીથમ જોવાનું છે, જેથી મીનીટની ઉભી કોલમને છેક છેડે ૫૯ મીનીટ છે, તથા એના કોઇ કલાક નથી, જેથી મથાળેની આડી કોલમમાં જ્યાં કલાકો છે. ત્યાં ૦ વાલી કોલમમાં જ્યાં ૫૯′ નો આંક છે, ત્યાં એ મથાલેનાં ૦ તથા જમણા હાથનાં ૫૯′ એ બન્ને વચ્ચે જે આંક આવેલો છે (૧·૩૮૭૫) તે જુદો માંડવો, જો ૬૦ મીનીટ કરતાં વધારે હોતે તો આપણે એક કલાકવાલી બીજી કોલમમાં જોતે, ને તે આંક લેતે, પણ અત્રે તો ફક્ત ૫૯ મીનીટ હોવાથી ઉપલો આંક લેવો, હવે એમાં જેટલા કલાક જન્મ થયો હોય તેનો આંક કોઠામાંથી મેળવવો, જેમકે રાતનાં ૧૦°-૪૬′નો ટાઇમ છે, હવે કોઠામાં પહેલી લાઇનમાં કલાકો છે, તેમાં દશ નંબરની કોલમમાં જુવો અને ઉભી લીટીમાં મીનીટ છે, તેથી ૪૬ મીનીટવાલી કોલમમાં જોતાં ૧૦°-૪૬′ નો આંક ·૩૪૮૧ છે, એ બેઉ લોગેરીથમનાં આંકનો સરવાળો કરો જેમકે :—

૧·૩૮૭૫ + ·૩૪૮૧ = ૧·૭૩૫૬ થયા

હવે એ સરવાળો કરતાં મેળવેલા આંક ૧·૭૩૫૬ તે પાછો લૉગરીથમનાં કોઠામાં જુવો, કે એ (૧·૭૩૫૬) કયા અંકમાં સમાય છે, અને તેના કલાક અથવા ડીગ્રી, અને કલા અથવા મીનીટ કેટલાં છે, જુવો કોઠાની બીજી કોલમમાં, ૨૬ મીનીટની પાસે ૧·૭૪૩૪ છે, તેને મથાલે છેક ઉપર ૦ અંશ છે, અને એ આંકમાં આપણો સરવાળો ૧·૭૩૫૬ સમાય છે, જેથી ૨૬ કલા આવેલી જાણવી, હવે એ ૨૬′ કલા યાને મીનીટ, જે સુર્યના તે દીવસની લૉંજીટ્યુડનાં રાશી

**અંશમાં ઉમેરી દેવા,** અને જે આવે તે રાશી અંશ કુંડળીમાં જોઇને માંડવો એ પ્રમાણે દરેક ગ્રહની પહેલે **ગતી** કાઢવી અને પછી **લૉગેરીથમથી** અથવા તો **ત્રીરાશીનાં** પદ માંડીને જન્મ વખત અને બપોરનાં બાર વાગ્યાના ગ્રીનીચ ટાઇમ વચ્ચે, જેટલો ફરક હોય તેટલા ફરકમાં, તે ગ્રહ કેટલો ચાલ્યો તે મેળવી, એફીમરી યાને પંચાંગના તે દીવસે આપેલા તે ગ્રહનાં અંશ કલામાં ઉમેરી દેવાથી સ્પષ્ટ ગ્રહ **થશે. મોત** અને અગત્યનાં સવાળ સીવાય સાધારણ કામ માટે લૉગેરીથમ ગણીત ઘણું સહેલ ને સારૂં છે, ચોક્કસ ગણીત માટે તો ત્રીરાશીથી દરેક, કલા, વિકલા, પણ મેળવવી જરૂરની છે. અત્રે આ ચોપડીમાં જે દાખલાઓ, અને ગણીતો આપી છે, તે ફકત પ્રાઇમરી શીખાઉને સમજ પાડવાને માટે છે, **જેથી તે તદ્દન સ્પષ્ટ કરવામાં આવી નથી.** અંગ્રેજી શાસ્ત્રમાં વીકલા જો ૩૦ થી ઉપર ગઇ હોય તોજ તેનો અડસટો લેવામાં આવે છે. એ ઉપળી સમજણ પ્રમાણે લૉગેરીથમનાં કોઠામાંથી અત્રે દરશાવેલી ૧૦°-૪૬′-૦" કલાકની રાતની કુંડળીને લગતા ગ્રહો નીચે પ્રમાણે ગણેલા છે:—

ક. મી. સે.

* **રવી** તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ ની રાત્રે ૧૦°-૪૬′-૦″

કલાક = ·૩૪૮૧ લૉગેરીથમ.

તા. ૨૧ મી માર્ચ ૧૯૧૧ રવીની **ગતી**

૫૯′-૩૩″ = ૧·૩૮૭૫ ,,

---

૧·૭૩૫૬ ,,

આ આંક ૦°-૨૬′ ૦″ વાલા લૉગેરીથમમાં સમાય છે, હવે એ દીવસે રવી બપોરે ગ્રીનીચ ટાઇમ મીન રાશી ૨૯°-૪૫′-૨૦″ અંશનો હતો, તેમાં લૉગેરીથમ ૦°-૨૬′-૦″ ઉમેરતાં, મેષ રાશી ૦°-૧૧′-૨૦″ થયા. હવે આપણે રવીનાં અંશ ગ્રીનીચ ટાઇમનાં એફીમરીમાંથી લીધા છે, અને ગણુત્રીનો જન્મ ટાઇમ તો લોકલ મીન ટાઇમ છે, યાને ઘડીયાલનો વખત છે, જેથી લોકલ મીન ટાઇમ અને ગ્રીનીચ ટાઇમ એ

* અતરે આપેલી ગ્રહ તથા રાશી વીગેરેની સર્વે ગણત્રી, શીખનારને સમજણ આપવા માટે, સાધારણ તેની **રૂઢી** દેખાડવા ગણીત કરી છે, જે **સ્પષ્ટ નથી.** વધુ વીગત આગળ સમજાવી છે.

બન્ને વચ્ચે દર કલાકની લગભગ દશ સેકન્ડનો તફાવત છે, જેથી આગળ સમજાવ્યા પ્રમાણે જન્મનાં ટાઇમ ૧૦°–૪૬′–૦″ નો ગ્રીનીચ ટાઇમ કરવા માટે કલાકની દશ સેકન્ડ લેખે, અત્રેનાં મેળવેલા રવીનાં અંશમાંથી ફરક ૧૦૮ સેકન્ડ બાદ કરવી જેમકે :—

લૉગેરીથમથી ૧૦°–૪૬′-૦ નો મેળવેલો રવી, મેષ રાશી ૦°–૧૧′–૨૦″
તેમાંથી બાદ લોકલ મીન તથા ગ્રોનીચ ટાઈમનો ૧૦–૪૬′-૦″

કલાકનો ફરક ૦– ૧′–૪૮

ક. મી. સે.

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ની રાત્રે ૧૦–૪૬′–૦″ રવી મેષનો ૦-૯-૩૨ થયો.

એજ પ્રમાણે બીજા ગ્રહો ગણવા જેમકે :—

ચંદ્ર ક. મી. લૉગેરીથમ.
વખત ૧૦–૪૬′= ·૩૪૮૧
ગતી ૧૧°–૪૯′–૫૦″=·૩૦૭૧

·૬૫૫૨= ૫°–૧૮′–૦″

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ ચંદ્ર બપોરે ધન રાશી ૧૩–૧૬–૪૬

૧૦°–૪૬′ ચંદ્ર થયો ૧૯– ૪–૪૬
ટાઇમનો ફરક બાદ ૦– ૧–૪૮

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ ચંદ્ર ૧૦–૪૬ રાત્રે ૧૯°–૨′ ૫૮″ ધન રાશીનો થયો.

મંગળ
વખત ૧૦°–૪૬= ·૩૪૮૧
ગતી ૦°–૪૫′=૧·૫૦૫૨

૧·૮૫૩૨= ૦°–૨૨′–૦″

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ બપોરે મંગળ કુંભ રાશી ૫° ૩૩–૦

,, રાત્રે ૧૦°–૪૬ ,, ૫–૫૩–૦
ટાઇમનો ફરક બાદ... ૦–૧–૪૮

તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ મંગળ ૧૦–૪૬ રાત્રે ૫–૫૧–૧૨ થયો.

બુધ

વખત ૧૦–૪૬ = ·૩૪૮૧
ગતી ૨°–૦–૦" = ૧·૦૭૯૨

૧·૪૨૭૩ = ૦°–૫૩–૦"
મંગળ બપોરે મેષનો ૦–૪૩–૦

૧૦–૪૬ રાત્રે મેષનો ૧–૩૬–૦
વખતનો ફરક બાદ ૦–૧–૪૮

તા. ૨૧–૩–૧૧ બુધ મેષ રાશી ૧–૩૪–૧૨ થયો.

ગુરૂ વખત ૧૦—૪૬ = ૩૪૮૧
(વકરી) ગતી ૦—૩' = ૨·૬૮૧૨

૩·૦૨૯૩ = ૦°–૧'—૦"

હવે ગુરૂ વકરી છે, અને લૉગેરીથમનાં કાયદા પ્રમાણે જે ગ્રહ વકરી હોય તો જે તેની ચાલ આવે તે બપોરનાં ૧૨ વાગ્યાનાં તેનાં અંશ કલામાથી બાદ કરવા, કારણ કે વકરી ચાલ હમેશાં ઉલતી ચાલે છે, જેથી :—

ગુરૂનાં તા૦ ૨૧મી માર્ચ ૧૯૧૧ બપોરે વૃશ્ચિક રાશી ૧૩°-૫૫'-૦" વકરી છે
તેમાથી બાદ ગતી ૦–૧—૦

તા૦ ૨૧મી માર્ચ ૧૯૧૧ ને ૧૦°–૪૬ રાત્રે ગુરૂ વૃશ્ચિક રાશીનો ૧૩°–૫૪–૦
વકરી થયો મીન ટાઇમનો ફરક બાદ ૦–૧·૪૮

તા. ૨૧–૩–૧૧ ગુરૂ વૃશ્ચિક રાશીનો ૧૩°–૫૨'–૧૨"

શુક્ર વખત ૧૦'–૪૬' = .૩૪૮૧
ગતી ૧'–૧૩'–૦" = ૧.૨૯૫૦

૧·૬૪૩૧ = ૦–૩૨'–૦
બપોરે શુક્ર મેષનો ૨૬—૫૯૦

રાત્રે ૧૦–૪૬ શુક્ર મેષનો ૨૭°–૩૧'–૦"
વખતનો ફરક બાદ ૦—૧—૪૮

તા. ૨૧–૩–૧૧ શુક્ર મેષનો ૨૭–૨૯–૧૨ થયો.

હવે **શની, હરશચલ,** અને **નેપચ્યુન,** વીગેરે ગ્રહો ૨૪ કલાકમાં ઘણાજ જુજ ચાલે છે, જેથી તેઓ એફીમરીમાં જેટલા અંશે તે દીવસે લખેલા હોય તેટલા અંશે ગોઠવી દેવા. હવે રાશી માંડેલી આગળ બતાવેલી કુંડળીમાં ગ્રહો ગોઠવી દેવા, જેમકે **રવી** મેષ રાશીનો છે, અને મેષ રાશી કુંડળીનાં પાંચમાં ભુવનનાં કશપર ઉપર ૧૧° અંશની છે, હવે રવી અત્રે મેષ રાશીનો ૦"–૯'–૩૨" નો છે, જેથી ઓછો હોવાને સબબે ચોઠા ભુવનેમાં રવીને મુકવો, ને તેનાં અંશ તેની બાજુએ લખવા **ચંદ્ર** ધન રાશીનો ૧૯–૨–૫૮ નો છે, અને પહેલાં ભુવનનો **કશ** ફકત ૩° અંશનો છે, એટલે ચંદ્ર પહેલાં ભુવનનો અંશ કુંદાવીને તે ભુવનમાં આગળ વધેલો છે, તેથી ચંદ્ર પહેલાં ભુવનમાં મુકવો, એ પ્રમાણે સર્વે ગ્રહ ગોઠવવા. હવે જેઓને બીલકુલ ગણીત કોઇબી જાતનું કરવા ને આવડતું હોય નહીં, તો તેવાઓને ફકત મોઢેથી ગણી લેવા માટે ગ્રહોની ચાલ દર કલાકનો આશરો નીચે પ્રમાણે લખ્યો છે, રવી દર કલાકે ૨॥ મીનીટ જેટલો લૉંજીત્યુદમાં ચાલે છે, ચંદ્ર દર કલાકે ૩૦ થી ૪૦ મીનીટ જેટલો લૉંજીત્યુદમાં ચાલે છે બીજા ગ્રહો માટે એફીમરીમાં જોવાની તથા ગણવાની જરૂર છે કારણ કે તેઓ કેટલાક વખતે સ્થુલ થાય છે, વકરી થાય છે અને પાછા હઠે છે, ખાસ કરીને મોઢેનો હીસાબ એ રાખવો કે જે ૨૪ કલાકમાં એક અંશ ચાલે તે દર કલાકે અઢી **કલા** યાને મીનીટ ચાલે, જે અરધો અંશ ૨૪ કલાકે ચાલે, તે દર કલાકે સવા **કલા** ચાલે, જે બે અંશ ૨૪ કલાકે ચાલે તે, પાંચ **કલા** એક કલાકમાં ચાલે, એ પ્રમાણે અડસટો લેવો.

જુવો આકૃતિ બીજીમાં સર્વે ગ્રહો તેનાં અંશ સાથે ગોઠવીને માંડયા છે.

## (૧૬) ગ્રહોની ડેકલીનેશન.

હવે ઉપર પ્રમાણે સર્વે રાશી તથા ગ્રહ તથા તેનાં અંશ આકૃતિમાં દેખાડવા પ્રમાણે ગોઠવવા. કેટલીક વખતે એક ભુવનમાં બે રાશી આવી જાય છે, યાને **ગલીતભાવ** થાય છે. એમ થવાનું કારણ દુન્યાની ગોળાઇને લીધે છે, અને નોર્થ લેટીત્યુદનાં મુળકોની

ડીગ્રી અંશ એવી રીતે ગલીતભાવ ઘણી વખતે કરે છે. જો કોઇ વખત એ પ્રમાણે એક ભુવનમાં બે રાશી આવે, તો જે રાશી ગલીત થઇ હોય તે રાશી તે ભુવનનાં મધ્ય ભાગમાં લખવી અને તેજ પ્રમાણે સામેનાં ભુવનમાં પણ એક રાશી ગલીત થશે, તે જાણવું.

હવે ગ્રહની લૉંજીત્યુદનાં અંશ સાધારણ કામ માટે હમેશાં લૉંગેરીથમથી જોઇ કાઢવા, જો અંશ, કલા, વીકલા સર્વેની જરૂર હોય તો, ત્રીરાશીની રીત પ્રમાણે કાઢવા. હવે એજ પ્રમાણે ગ્રહોની લેટીત્યુદ **ડેકલીનેશન** પણ કાઢવાની જરૂર છે, રવીની લેટીત્યુદ હોતી નથી, બીજા ગ્રહોની હોય છે, જે એફીમરીનાં ઊપરનાં ભાગમાં આપેલી છે, તે પ્રમાણે તપાસવી. તા. ૨૧ મી માર્ચ ૧૯૧૦ ને દીને બપોરે નેપચ્યુન પલેનેટની ડેકલીનેશન ૨૧°-૩૧' ની છે, અને તે છેક ૨૫ મી માર્ચ લગણુ તેટલીજ રહેશે, એટલા માટે એફીમરીમાં જે ડેકલીનેશન છે, તેજ રાખવી; કારણકે નેપચ્યુન ઘણું કરીને રોજ ૨૪ કલાકે થોડી વીકલા યાને સેકન્ડ ચાલે છે, માટે નેપચ્યુનનું ડેકલીનેશન તે દીવસનું જે હોય તેજ માંડવું, હરશચલ ગ્રહ ઘણું કરીને ૨૪ કલાકે અરધી કલા યાને અરધી મીનીટ ચાલે છે, જેથી તેની પણ અંશ કલા જે હોય તેજ ડેકલીનેશન માંડવી. તથા એ ડેકલીનેશન (N) નોર્થ કે (S) સાઉથ છે તે પણ માંડવું. શની ફકત ૨૪ કલાકે બે કલા જેટલો ડીકલાઇન થાય છે, જેથી તેનો, તેમજ ગુરૂ કે જે પણ ફકત ૨૪ કલાકમાં થોડી કલા જેટલોજ ચાલે છે, જેથી એ બન્ને પણ જે અંશ કલાના હોય તે અંશ કલામાં જો નોર્થમાં (ઉત્તર) હોય તો ૨૪ કલાકની એક કલાને હીસાબે ઉમેરવું, અથવા જો સાઉથના (દક્ષીણના) હોય તો બાદ કરવું કારણકે સાઉથનાં ડેકલીનેશનમાં અંશ ઓછા થતા આવે છે. એ પ્રમાણે ૨૧ મી માર્ચ ૧૯૧૧ ને દીને એ ચાર ગ્રહનું ડેકલીનેશન નીચે પ્રમાણે હતું:—

**ડેકલીનેશન** (Declination) નેપચ્યુન ૨૧°-૩૧' N, હરશચલ ૨૦°-૫૭' S, શની ૧૧°-૧' N, ગુરૂ ૧૪°-૪૩' S, મંગળ ૧૯°-૪૯' S.

હવે રવી, ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર એઓનાં દેકલીનેશન ગણવાની જરૂર છે કારણ કે, એઓ પોતાની ચાલમાં વારે વારે ફરક કરે છે.

મંગળ ઘણું કરીને ૧૪' કલા જેટલો ચાલે છે, તેથી ત્રીરાશી પ્રમાણે ગણવું. જેમ ગ્રહની લૉંજીત્યુદ માટે આપણે ત્રીરાશી ગણ્યે છીએ, તેમ તા૦ ૨૧મી તથા તા૦ ૨૨મી નાં મંગળનાં ડેકલીનેશનનાં અંશમાથી બાદ કરતાં ૧૦' કલા યાને મીનીટ ૫૨ક રહે છે, માટે એ ગતી ૨૪ કલાકે ૧૦' કલાની થઇ. હવે ત્રીરાશી ગણવી કે, જો ૨૪ કલાકમાં ૦°-૧૦'-૦" તો ૧૦°-૪૬'માં (કે જે જન્મનો વખત છે) કેટલી? જવાબ આવે તે ૨૧મીનાં ડેકલીનેશનના અંશમાં ઉમેરી દેવા, જે આવે તે ડેકલીનેશન ગણાય, જેમ કે :—

મંગળનું ડેકલીનેશન=**ત્રીરાશી**=૨૪ : ૧૦'-૪૬ : : ૧૦'=૪'-૨૫"
અથવા મંગળનું ડેકલીનેશન **લૉંગેરીથમના** કોઠા પ્રમાણે :—

| | | |
|---|---|---|
| **લૉંગેરીથમ** | ડેકલીનેશન મંગળનાં અંશની ગતી ૧૦'= | ૨·૧૫૮૪ |
| | જન્મ વખતનાં કલાક ૧૦'-૪૬'= | ૦·૩૪૮૧ |
| | | ૨·૫૦૬૫ |

હવે ૨.૫૦૬૫, લૉંગેરીથમનાં કોઠાની ૪' મીનીટવાલી કોલમમાં સમાય છે, એટલે ૪' કલા ડેકલીનેશન આવ્યું, જે તે દીવસનાં મંગળના ડેકલીનેશન ૧૯°-૫૩' માંથી ૪' કલા બાદ કીધી, કારણકે ડેકલીનેશન (S) સાઉથનું છે, જેથી ગતી ઓછી થતી જાય, એટલે મંગળનું નક્કી ડેકલીનેશન તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ની રાત્રે ૧૦°-૪૬' વાગે ૧૯°-૪૯' અંશ કલાનું થયું, જે ઉપર જેમ હરશચલ, શનીવીગેરે ગ્રહોનું માંડેલું છે તેમ માંડવું. એજ પ્રમાણે બુધ, શુક્ર ને ચંદ્રનાં ડેકલીનેશન કાઢવાં. ગમે તો ત્રીરાશીથી કાઢવાં, અને ગમે તો લૉંગેરીથમનાં કોઠા પ્રમાણે કાઢવાં, અને સર્વે ગ્રહોની સાથે તે પણ માંડવાં. હવે કુંડલીની નીચે એક કોઠો બનાવી તેમાં બધા ગ્રહોની એસપેકટસો તથા ડેકલીનેશન તથા પહેલાં અને દશમાં ભુવનનાં અંશ પણ માંડવા. એ પ્રમાણે અંગ્રેજી **હોરોસકોપ** યાને ટપકો નીચે પ્રમાણે માંડવો :—*

* મુલક-લેટીત્યુદ તથા વખત ચોકસ કરીને સ્પષ્ટ ગણીત, ગુંચવાડાને લીધે અતરે આપ્યું નથી, પાછલ દરશાવ્યું છે. જુવો ભાગ બીજો. અતરે ફકત **રૂઢી યાને રીત** સમજાવી છે.

# હોરોસકોપ Horoscope.

નંબર..............તારીખ=૨૧ મી માર્ચ ૧૯૧૧ વાર=મંગળ

નામ.............. ..............મરદ/ઓરત= { છોકરાનો જન્મ ..................

ડેકાણું (મુળક)= ..............(Lat.) લેટીત્યુડ= ... .........

જન્મનો તાઈમ= { ક. મી. સે. ૧૦–૪૬–૦ રાત્રે (R. A. M. C.) જન્મનો

સાઈડીયલ તાઈમ=૧૦°–૩૯′–૧૬″

ASC જન્મ લગ્ન=૩°–૩૧′ ધન રાશી;

MC ૧૦મું ભુવન=૯° કન્યા રાશી.



## ડેકલીનેશન.

| નેપચ્યુન. | હરશચલ. | શની. | ગુરૂ. | |
|---|---|---|---|---|
| ૨૧"–૩૧' N | ૨૦°–૫૭' S | ૧૧°–૧' N | ૧૪°–૪૩' S | |
| **મંગળ.** | **રવી.** | **શુક્ર.** | **બુધ.** | **ચંદ્ર.** |
| ૧૯°–૪૯' S | ૦°–૯' N | ૧૦°–૨૪' N | ૦°–૧' N | ૧૪°–૨૩' S |

## એસપેકટસ.

નેપચ્યુન =૧૨૦° રવી, પેરેલલ હરશચલ,

હરશચલ =૪૫° ચંદ્ર, ૪૫° શુક્ર, કંજંગશન મંગળ, P નેપચ્યુન, P મંગળ.

શની =૧૩૬° ચંદ્ર, ૩૦° બુધ, કંજંગશન શુક્ર, ૩૦° રવી, ૯૦° મંગળ, P શુક્ર.

ગુરૂ =૩૬° ચંદ્ર, ૪૫° બુધ, ૯૦° મંગળ, ૧૪૪° રવી,

મંગળ =કંજંગશન હરશચલ, ૯૦° શની, ૬૦° બુધ, ૯૦° ગુરૂ, P હરશચલ.

રવી =કંજંગશન બુધ, ૩૦° શુક્ર, ૩૦° શની, ૪૫° રાહુ, ૧૨૦° નેપચ્યુન, ૯૦° હરશચલ, P બુધ.

શુક્ર =કંજંગશન શની, ૪૫° હરશચલ.

બુધ =૪૫° રાહુ, કંજંગશન રવી, ૬૦° મંગળ, ૩૦° શની, ૪૫° ગુરૂ, P રવી.

ચંદ્ર =૪૫° મંગળ, ૧૩૬° શની, ૧૪૪° રાહુ, ૩૬° ગુરૂ.

એ પ્રમાણે ગ્રહ તથા તેની ડેકલીનેશન, કુંડલીનાં ચક્રની નીચે માંડવા તથા તેમાં સાથે સાથે ગ્રહની એસપેકટસ પણ માંડવી. ગ્રહની એસપેકટસને લગતો કોઠો આપેલો છે, તેમાં જોવાથી ગ્રહોની દૃષ્ટિ તુરત માલમ પડે છે. સાધારણ કામ માટે તો એક ભુવનમાં ગ્રહો સાથે હોય તો તેઓને એક બીજાંનાં **કંજંગશન**માં જાણવા, જો એક ઘરને છેટે હોય તો **સેમી-સેક્ષતાઇલ** યાને ૩૦°ની દૃષ્ટિ અથવા એસપેકટસ જાણવી, જો સાતમાં ભુવને હોય તો **ઓપોઝીશન** યાને ૧૮૦°ની એસપેકટ જાણવી, જો ચોઠે ભુવને હોય તો ૯૦° અંશની

પાપ દૃષ્ટિ જાણવી એ પ્રમાણે અડસતો ગણી લેવો, નહીં તો **એસપેકટસ જોવાનાં કોઠામાં** જોઇને એસપેકટસો ગોઠવવી, અથવા તો ડીગ્રીએ ડીગ્રીનો છેટો ગણવો. જેમકે:—તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ની રાત્રે ૧૦°-૪૬′ કળાકની કાઢેલી કુંડલીમાં **ચંદ્ર ૧૯°** ધન રાશીનો છે, અને હરશચલ ૨૮° મકરનો છે, એટલે ચંદ્રને હરશચલ ગ્રહ તરફ જવાને ૩૯°-૩૦′ અંશનો છેટો છે, હવે ૩૯°-૩૦′ અંશની કોઇ એસપેકટ થતી નથી, એટલે ચંદ્ર હરશચલ સાથે કંઇ એસપેકટ કરતો નથી એમ જાણવું, જો કે દેખઇતી રીતે તો તેઓ ૩૦ અંશની એક ધરની દૃષ્ટિ કરતા છે, પણ જ્યારે ચંદ્ર ૨૯° નો થશે તે દીવસે તેઓ એક બીજા સાથે ૩૦ અંશની દૃષ્ટિમાં આવેલા કહેવાશે, કારણ કે હરશચલ ગ્રહ ઘણોજ ધીમો છે, અને ચંદ્રની ચાલ ઝડપી છે તેથી એફીમરીમાં જોતાં જન્મ પછી બીજે દીવસે રાત્રે બાર વાગે ચંદ્ર હરશચલ સાથે **સેમી-સેક્ષતાઈલ** થશે, જેનું ફળ એ જન્મેલાં બાળકને તેનાં બીજાં વર્ષની અધવચ્ચે દાઇરેકશનથી મળશે, એ પ્રમાણે જન્મ કાલે ચંદ્ર હરશચલ સાથે કંઇ એસપેકટ કરતો નથી, કારણકે જન્મની પાંચ કલાક અગાઉ ચંદ્ર તથા હરશચલ એક બીજાથી ૪૫ ડીગ્રીએ **સેમી-સ્કવેરની** એસપેકટ કરીને છુટા પડયા છે, હવે ચંદ્રથી મંગળ ૪૬ ડીગ્રીપર છે એટલે ૪૫ ડીગ્રીની **સેમી-સ્કવેર** એસપેકટ થઇ. એસપેકટ ગણવાનાં કોઠામાં જુવો ચંદ્ર ૧૯ ડીગ્રી ધનનો છે, તેની સીધી લાઇનમાં ૪૫ ડીગ્રીની એસપેકતની કોલમમાં મકર-તુલા **કુંભ**-વૃશ્ચિક લખેલાં છે, તેમાં કુંભ રાશી જણાવેલી છે, મંગળ કુંભ રાશીમાં છે જેથી ચંદ્ર મંગળને ૪૫° ની દૃષ્ટિ થઇ, હવે એ દૃષ્ટિ બરાબર છે કે, તે અંશ તપાસી જોવી, જેમકે એજ કોળમની નીચે અંશો છે, તેમાં ૧૯°માં અંશની સીધી લાઇનમાં જોતાં કુંભની ઉભી લાઇનમાં ૪° લખેલા છે, એટલે કે ૧૯° અંશનો ધન રાશીનો ચંદ્ર ૪° અંશે કુંભ રાશી સાથે ૪૫ ડીગ્રીની સેમી-સ્કવેર એસપેકટ કરે છે. હવે ચંદ્ર રવીથી ૧૦૧° અંશે દુર છે જેથી કંઇ એસપેકટ કરતો નથી, બુધ પણ ૧૦૨° દુર છે, એટલે કંઇ એસપેકટ કરતો નથી. શુક્ર ૧૨૭° ડીગ્રી દુર છે, એ ૧૨૦° ગણાય નહીં, શની ચંદ્રથી ૧૩૬° અંશ દુર છે, એટલે સેક્ષવી-કવોડરેટની

એસપેકટ થઇ છે. રાહુ ૧૪૪° અંશ દુર છે એટલે બાઇકવીનટાઇલ થાય છે, એ પ્રમાણે ચંદ્ર બીજા ગ્રહો સાથે ઉપર પ્રમાણે એસપેકટમાં છે. એ પ્રમાણે એસપેકટ ગણવાનાં કોઠાપરથી દૃષ્ટિ ગણવી.

હવે ચંદ્ર પછી બુધની એસપેકટસો ગણવી. એસપેકટ ગણવાનાં કોઠામાં બુધ મેષ રાશીનો જોતાં મીન તથા વરખ સાથે ૩૦° અંશની એસપેકટ કરે છે, પણ કુંડલીમાં મીનમાં કોઇ ગ્રહ નથી અને વરખમાં રાહુ છે, પણ ૧૨° અંશનો છે, અને બુધ તો ફકત કુંડલીમાં ૧° નો છે, એટલે રાહુ ૪૨° અંશ દુર છે, એટલે ૪૫° ગણાય. બુધ અને રવી એકજ રાશીમાં સાથે એકે અંશે છે એટલે કંજંગશન થયું એમ જાણવું. મંગળથી બુધ ૫૭° છે એટલે મંગળની લગભગ ૬૦°ની દૃષ્ટિ બુધપર પડે છે. બુધથી શની ૩૫° પર છે એટલે ૩૦° ની એસપેકટ થઇ. બુધ અને શુક્ર જોકે એકે રાશીમાં છે, અને બુધ કંજંગશન કરવા માટે શુક્ર તરફ **એપ્લાઈ** થાય છે, પણ લગભગ ૨૫° અંશનો ફરક છે, એટલે કંજંગશન કહેવાય નહીં. એ પ્રમાણે બુધની એસપેકટસો થઇ છે, જે ઉપર લખી છે.

હવે **શુક્રની** એસપેકટસો ગણવી. શુક્રથી શની ૭° દુર છે, હવે શુક્રનો તથા શનીનો **ઓરબ** ૮° નો છે, બેઉનો તોટલ કરી તેનાં અરધા કરતાં ૮° આવે છે, જેનાં કરતાં શનીનાં અંશ ઓછા છે એટલે શુક્ર શનીનું કંજંગશન થયું. એજ પ્રમાણે શુક્રથી હરશચલ ૪૫° સેમી-સ્કવેર થાય છે. એ પ્રમાણે સર્વે ગ્રહોની એસપેકટસો ગણવી, એ પછી રવી, મંગળ, ગુરૂ, શની, હરશચલ એ સર્વેની એસપેકટસો ગણીને માંડવી.

આ પ્રમાણે કુંડળીની સર્વે **એસપેકટસો** કાઢવી, પછી તેનાં ફળ શુભ કે નેહેષ્ટ જે હોય તે પ્રમાણે જોઇને અનુમાન કરવું.

હવે કયા ગ્રહો એક બીજા સાથે **પેરેલલ** છે તે, તેના ડેકલીનેશનનાં અંશ ઉપરથી જોવા, જે ગ્રહો એક બીજાના સરખે અંશે હોય અથવા એકુ અંશનો હેરફેર હોય તેઓ એક બીજા સાથે **પેરેલલ** એસપેકટમાં ગણાય છે.

નેપચ્યુન તથા હરશચલ લગભગ એકજ અંશે છે તેથી તેઓનું **પેરેલલ** થયલું જાણવું. વળી મંગળ અને હરશચલ લગોલગ એકેજ

અંશે સરખા છે તેથી તેઓનું પેરેલલ થયલું જાણવું, એજ પ્રમાણે શની, શુક્ર, રવી, બુધ, પેરેલલો થયાં છે, જે સર્વે એસપેકટસો સાથે ઉપર માંડયાં છે. એ પ્રમાણે આપણે તા. ૨૧મી માર્ચ ૧૯૧૧ના દીવસે રાત્રે ૧૦°–૪૬′ કલાકે જન્મ થયલાં બાળકની **કુંડલી,** પહેલે તેનું **એસેનડંટ** (Asc.) યાને **જન્મ લગ્ન** એફીમરીમાંથી સાઇડ્રીયલ ટાઇમ મારફતે મેળવી, તેમાં **ગ્રહોને** તેનાં અંશો સાથે ત્રીરાશી અથવા તો લૉગેરીથમથી ગણીને ગોઠવ્યા છે, ત્યાર પછી તેઓ એક બીજા સાથે કેવી દૃષ્ટિ કરે છે, તથા કેવી કેવી સારી માઠી એસપેકટસોમાં આવે છે, તે સર્વે એસપેકટસો, ડેકલીનેશન, પેરેલલ, વીગેરે સર્વે કેવી રીતે ગણવું તે સમજાવ્યું છે.

**નોધ:**—આ સર્વે કુંડલીની **ગણીત** વીગેરે **ફક્ત સાધારણ** પ્રાઈમરી શરૂઆતનાં જ્ઞાનને માટે, જેમ બને તેમ સહેલ રૂઢીથી સમજાવવાની કોશેષ કરી છે, એ ગણીત જો તદન સ્પષ્ટ રીતે* અને ઘણીજ સાયન્ટીફીક રીતે ગણવું હોય તો તે માટે બીજી ઘણી જુદી જુદી રીતો છે, જે ચઢતા અભ્યાસને લગતું સર્વે પાકું ગણીત અત્રે જગ્યાની કોતાઇને લીધે, તેમજ આ પુસ્તક પ્રાઇમરી જ્ઞાન માટે સાધારણ અભ્યાસીઓને માટે હોવાથી અઘરાં ગણીતથી, શીખાઉ વાંચક વર્ગને ગુચવણમાં નહીં નાખવા માટે આપવામાં આવી નથી. બીજા પ્રસંગે તેને લગતું પુસ્તક વેલાતના નામાકીત જયોતીષોની મદદ સાથે તૈયાર કરવા માંડયું છે, જે આ પુસ્તક પ્રગટ થયા પછી થોડા વખતમાં બાહેર પાડવાનો વીચાર રાખ્યો છે. આ છેલ્લાં પ્રકરણમાં જે ગણીત કરવામાં આવી છે તે **સાધારણ** છે પણ **સ્પષ્ટ** નથી. અભ્યાસીને ભલામણ કરવામાં આવે છે કે, દરેક શરૂઆતના કોષ્ટકો, તથા તેનાં નામ, નીશાન, ઉપ્યોગ, ગુણ, દોષ વીગેરે સર્વે બાબદ ઘણાજ ધ્યાનથી શીખવાની જરૂર છે, કારણકે આ સાહીત્યમાં એ સર્વે નીશાનો હરદમ જુદી જુદી ઢપે આવ્યા કરે છે, તથા તેના ગુણદોષ વીગેરેપર મોટો આધાર રાખવામાં આવે છે. વળી કેટલાક શબ્દો ગુજરાતી ભાષાની સંકડાસને લીધે અંગ્રેજી લખવામાં આવ્યા છે, જેથી ખાસ ભલામણ કરવામાં આવે છે, કે **આ પુસ્તકમાં જે (ગ્લોસરી** (Glossary) **આપવામાં આવી છે, તેમાં સર્વે ખુલાસો**

* વખતનું સ્પષ્ટ ગણીત ભાગ બીજાની શરૂઆતમાં આપ્યું છે.

**વીસ્તારથી લખ્યો છે,** તે જરૂર વાંચીને ધ્યાનમાં રાખવાની જરૂર છે. એ પ્રમાણે ચોકસાઇથી અભ્યાસ કરવે, કોઇપણ માનવી સાધારણ રીતે સર્વે બાબદનું ખાત્રીપુર્વક અનુંમાન કરી શકશે, અંગ્રેજી જયોતીષ ફકત અંશ કલા અને ગતીનાં હીસાબ ઉપરજ છે, તથા ગતીનું પ્રમાણ મોટી મોટી ઓબઝરવેટરીઓ મારફતે, અંગ્રેજી પંચાંગ યાને એફીમરી મારફતે આપણને ઘણી સહેલાઇથી વગર મેહેનતે મળે છે, જે ગણત્રી ભરૂસેદાર છે, અને તે પ્રમાણે જે કંઈ જયોતીષી ફળ આપવામાં આવે છે, તથા વર્તારા કાઢવામાં આવે છે, તે લગોલગ ખરા પડવાની વકી રખાય છે, છતાં અત્રે મારા અભીપ્રાય પ્રમાણે જણાવું તો, "જયોતીષ વિધ્યા તથા ગ્રહોની અસર માનવીની મનોવૃતિને ચોક્કસ બાબદપર ખેંચે છે, જેમકે ગ્રહોની સારી દૃષ્ટિ સારી બાબદોની મનોવૃતિ આપે છે, ને નેહેષ્ટ દૃષ્ટિ યાને એસપેકટો, તેના ગુણ પ્રમાણે માઠી મનોવૃતિ તરફ માનવીને ખેંચે છે, જેથી જો માનવી એ બાબદનું જ્ઞાન મેળવી, સારી અસર તરફ પોતાના **વીલ-પાવરથી** વળગી રહે, તો તે માનવી પોતાની ઉપર થતી ગ્રહોની માઠી અસરને તોડી શકે છે, અને ભલી તથા બુરી અસરો ઉપર સમતોલપણું મેળવી, કરમનાં કાયદાને તોડીને, સારાં કરમો મારફતે આગળ વધી શકે છે, એ નિશ્ચય છે."

## (૧૭) જન્મ વખતે જે રાશી એકલી પહેલાં ભુવનમાં (એટલે જન્મ લગ્નમાં) આવે છે, તે રાશી કેવી જાતનો ખવાસ, રૂપ રંગ, અને ખાશીયત, તે જન્મેલાં બચ્ચાંમાં આપે છે, તેની વીગત.

**મેષ**=જો મેષ રાશી **જન્મ લગ્ને** યાને પહેલાં ઘરમાં, જન્મ વખતે પડી હોય તો, તે માણસ સાધારણ, જરા પતલો, લાંબું મોઢું અને ગરદન, મજબુત અવ્યવો, હેઝલ (Hazel) રંગની આંખો, સહેજ ખરબચડા બાળ, કાળું સહોરાયળું અથવા લાલ મોઢું, અને ઝડપી નજરનો, ખવાસ ગુસ્સાવાલો, કજ્યાખોર, લોભી, મક્કમ વીચારનો અને ઝડપ્યા હોય છે.

**વરખ**=જો વરખ રાશીનું લગ્ન હોય તો ઠીંગણો, જાડો, ભરેલો ચેહરો, ટુકી જાડી ગરદન, મોટું નાક અને મોઢું, બેડોલ ધાટગટમ, પહોળાં મજબુત ગોળ ખભાં, કાલી આંખ, કોઇ વખત કરચલીદાર બાળ. જો સ્ત્રીની જન્મ કુંડળીએ વરખ લગ્ન હોય તો તે સ્ત્રી ખુબસુરત વધારે હોય, પણ સહેજ જાડી ને ફુલેલી, તથા કાળા કરચલીદાર બાળ અને આંખ તથા સાધારણ ખુબસુરત દેખાવ હોય. વરખ રાશીવાળાનો ખવાસ, સહેજ ગુસ્સાવાલો, બેદરકાર, ખાઘરો, પોતાનીજ સગવડ જોનારો, જરા દારૂડી ને છાકટો, તથા ધણી કે સ્ત્રી સાથ ખટપટ કર્યા કરનારો હોય છે.

**મીથુન**=ઉંચો સીધો દેખાવ, લાંબા હાથ, ચહેરો સહેજ સામળો અને ઠરેલ કાળા ભુરા બાળ, હેઝલ આંખ, ઉતાવળી નજર, ઝડપી ચાલ, ખવાસ,—વીદ્વાન તથા વાંચનનો શોખીન, માન મેળવવાનો લાલચુ, મીતાહારી, સાધારણ ખાનાર પીનાર, મુખ્ય કરીને આબરૂ-વાળો અને સોસાયટીમાં ભેલાનારો હોય.

**કર્ક**=મધ્યમ કદનો, મોઢું ગોળ વાતલા જેવું, ચહેરો સફેદ પણ ફીકાસદાર, નાનો ચહેરો, સહેજ બળુ આંખ, નબલો બાંધો, બીહીકણ, આળસુ, બેદરકાર, કોઇને નુકસાન નહીં પુગાડનારો, અને દયાળુ હોય છે.

**સીંહ**=મોટાં હાડકાંનો, પ્હોળો. અને દમામદાર ઉંચો, પ્હોળાં ખભાં, ગ્રે કલરની આંખ, ઉતાવળી નજર, ફીક્કા ભુરા બાળ અને ભવાં, મોટું માથું અને ગોળ, લાલ અને ઠરેલ ચહેરો, ખવાસમાં બહાદુર, મક્કમ ઠરાવનો, ઉદાર દીલનો, અને આગળ વધવાને આતુરતાવાળો, નરમાસવાલો, છુટા વીચારનો, ઉતાવળે ઉશકેરઇ જનારો, પણ તુરત નરમબી પડી જનારો, રમત ગમત અને કસરતનો શોખીન, ધણા મક્કમ વીચારનો, અને ઉદયોગી હોય છે.

**કન્યા**=જો કન્યા રાશીનું લગ્ન યાને પહેલું ઘર હોય તો, પાટલું દુબળું શરીર, સહેજ સાધારણ ઊંચાઇનો, લાલ ચહેરાનો જરા સામળો, ચહેરો ગોળ, કાળા બાળ, કાળી આંખ, સારા છોગ-વાલો, પણ કંઇ ખુબસુરત નહી, ખવાસમાં ચતુર, અગતયબ વસ્તુ

અને વીધ્યાનો શોખીન, ઉધ્યોગી, દરેક ભાષાનો અભ્યાસ કરનારો, મીઠાં વચન બોલનારો, અને મધુર હોય છે.

**તુલા**=જો તુળા રાશીનું જન્મ લગ્ન હોય તો, તે માણસ લાંબા ઉંચ્ચાં કદનો, જરા કાવળો, સુવાલા ભુરા બાળનો, કોઇ વખત તંદન કાળા બાળનો, ગોળ ચહેરો, શોભઇતો નીરમળ ચહેરો, કાળી આંખ. જો આ રાશીમાં સ્ત્રીનો જન્મ હોય તો તે સ્ત્રી ખુબસુરત હોય, સ્વભાવ ઘણો બોલકનો, ઉત્સાહી, મીત્ર અને ઓળખાણ પીછાણનો શોખીન, અને સમતોલ સ્વભાવનો હોય છે.

**વૃશ્ચિક**=જો આ રાશીમાં જન્મ થયલો હોય તો, તે માણસ મધ્યમ કદનો, જાડો, ભરેલાં આંગનો, મજબુત ને જોરાવર, ચહેરો મોટો અને ગોળ, સામળો ચહેરો, કાળા ભુરા ઘણા જાડામાં અને વીતવાલા બાળ. ટુકી જાડી ગરદન, બેડોલ પગ, કેટલીક વખત પગ ગુથણ આગળથી તીરની કમાન માફક વળેલા, સ્વભાવ એકમારગી, ગુસ્સાવાલો, અને ઉશકેરાય તો મારફાડ કરનારો, લુચ્ચાઇમાં હુશ્યાર, તાલતલાવટ કરવામાં એકકો, કપટી, બહાદુર, હુલ્લડ અને સખ્ત હૈયાંનો હોય છે.

**ધન**=આ રાશીનું જો જન્મ લગ્ન હોય તો તે માણસ જરા ઉંચો, ઊંચું કપાલ, લાંબુ નાખ, ઘાટઘટમવાળો, ખુબસુરત, હેઝલ કલરની આંખ, રતાશદાર સહેજ ચહેરો, હસમુખો અને ભોલો દેખાવ, સુનેરી અથવા ફીક્કા ભુરા બાળ, મોઢુ લંબાચું, ખવાસમાં બહાદુર, ઉદયોગી, ભોલો, ઉદાર, ખુલ્લાં દીલનો અને ભોલાં જીગરનો, કસરત, અને મોજમજાહનો શોખીન, માનપાન મેળવવાને ઊમેદવાર, ભલાં કામ કરનારો, હક વાજબી, અને ભરૂસો મુકવા લાયકનો હોય છે.

**મકર**=ઠીંગણો, પાતળો દેખાવ, બેડોલ, પતલું બેઠેલું ડાચું, પતલી દાહડી, અનીવાલી હડપચી, લાંબા કાળા બાળ, સાંકડી છાતી, લાંબી નાની ડોક, નાકોવત ગુઠણો, અને ચાલવામાં ઢંગઢડા વગરનો, ખવાસમાં ચાલાક, ચપળ, શોખીન, અદેખો, દગાખોર, મતલબી અને ધચુપચુ મનવાળો હોય છે.

**કુંભ**—સાધારણ કદનો, મજબુત બાંધાનો, જોરાવર, લાંબા હાડકાંનો, દરેલ ચહેરાનો, નરમ અને લાઇત કલરનાં બાળવાલો, કાળી

આંખ, ઘણું કરીને સોહામણાં ચહેરાવાલો, ખાસ કરીને જો કુંભ રાશીનું જન્મ સ્ત્રીનું હોય તો, તે સ્ત્રી ઘણી સોહામણી હોય છે, ખવાસમાં માયાલુ, જ્ઞાની, વીધ્યાનો શોખીન, દરેક ચીજ શીખવાનો શોખીન, મોજમજાહ અને ફરવા હરવાનો શોખીન, ભલો અને સમતોલ સ્વભાવનો હોય છે.

**મીન**=આ રાશીમાં જન્મ હોય તો જાડો, ઠીંગણો, બેડોલ ચહેરાનો, ભરેલાં માસવાલો ચેહરો, જુક્તી આંખ, સહેજ ભુરા બાળ, હાથ ને પગ ટુંકા, પગની પાટલી મોટી, નબલા અને સીકલી બાંધાનો, ખવાસમાં આળસુ, બેવકુફ, બેદરકાર, પોતાનુંજ સુખ જોનારો અને અયાસી હોય છે.

આ ઉપર લખેલી સર્વે રાશીઓ જયારે માણુસની જન્મ કુંડલીનાં પહેલાં ઘેરમાં, જન્મ વખતે આવી હોય, અને તે ઘેરમાં કોઇપણુ ગ્રહ બેઠો નહીં હોય, ત્યારે ઉપર દરશાવેલાજ ગુણુદોષનો તે માણુસ હોય છે, પણુ જો તેમાં કોઇ ગ્રહ બેઠેલો હોય છે, તો ઉપર દરશાવેલા ગુણુદોષમાં ફેરક પડી જાય છે.

## (૧૮) જુદી જુદી રાશીઓમાં ગ્રહોની અસર.

જુદી જુદી રાશીઓમાં જન્મ વખતે, **જન્મ લગ્નમાં** બેઠેલા ગ્રહો, માનવીને કેવો દેખાવ, તથા સ્વભાવ આપે છે, તેની વીગત.

### "મેષ રાશીમાં ગ્રહો."

**મેષમાં હરશચલ**=જો મેષ રાશીમાં હરશચલ ગ્રહ જન્મ લગ્નમાં એકલો બેઠો હોય તો તે માણુસ, જરા ઊંચો, પતલો, ઘટમદાર, ફીક્કા બાળ, બળુ અથવા ગ્રે આંખ, લાલ ચહેરો, મજબુત બાંધાનો, લોભી અને ઉતાવળે ગુસ્સે થનારો હોય છે.

**મેષમાં શની**=મધ્યમ કદ, લાલ ચહેરો, મોટાં હાડકાં, પતલો બાંધો, કાળા બાળ, નાની આંખ, વાદવીવાદ અને ખટપટમાં ઉતરી પડનારો ફેસાદ કરનારો હોય છે.

**મેષમાં ગુરૂ**=મધ્યમ કદ, જરા પાતલો, લાલ ચહેરો, લંબાચો ઘાત, સુવાળા બાળ, ઉતાવળી નજર, ઉંચું નાક, ભોળો, પરગજુ અને માયાળુ હોય છે.

**મેષમાં મંગળ**=સાધારણ મધ્યમ કદ, મોટા હાડકાં, કરચલીવાળા બાળ, ગ્રે આંખ, ચોક્કસ નજર, ગુસ્સા અને પ્રાંટાબાજ, કજયાખોર, અને મારામારીમાં ઉતરી પડનારો, કે જેમાં તે હમેશાં ફત્તેહમંદજ નીવડે છે.

**મેષમાં રવી**=જરા ઠીંગણો, ડોલદાર, સારો ચહેરો, ઘઊં વરનના બાળ, ઘણોજ ઉદાર, દુશ્મન તરપ્ર પણ ઉદાર અને મોટું દીલ, બહાદુર અને વિશ્વાસુ હોય છે.

**મેષમાં શુક્ર**=મધ્યમ કદ, જરા પાતળો, સારો દેખાવ, બળુ આંખ, ઉતાવળ્યો, બેચેન, ઘચુપચુ મનનો, વ્યભીચારી અને ઉતાવળે અભાડો બાળનારો હોય છે.

**મેષમાં બુધ**=જરા ઊંચો, પતલો, લાંબી ગરદન, લંબાચો ગોળ ચહેરો, કરચલીવાળા બાળ, બેચેન, ખવાસનો લોભી, જુઠો, ચોર, હાજર જવાબી, અઠંગ બોલનાર, અને નાટકબાજ. વીદ્વાનોના મત છે કે મહાન નાટક લખનાર શેક્ષપીઅરની જન્મ કુંડલીમાં મેષ રાશીમાં બુધ હતો.

**મેષમાં ચંદ્ર**=ગોળ ચહેરો, ફીક્કા ભુરા બાળ, ગ્રે આંખ, બેડોલ કદ, સારો ચહેરો, સ્વભાવમાં અચોક્કસ અને ઘચુપચુ, મુસાફરીનો શોખીન અને બેચેન હોય છે.

## "વરખ રાશીમાં ગ્રહો."

**વરખમાં હરશચલ**=વરખ રાશી જો જન્મ લગ્ને હોય ને તેમાં હરશચલ ગ્રહ એકલો પડયો હોય તો, ઠીંગણો, જાડો, કાળા બાળ, કાળી આંખ, જરા ભરાવદાર ફીકકો ચહેરો, ટુકી ગરદન, ઊંડી આંખ, હવસી, દગાંસ્યો, કીનાખોર, લુચ્ચો, ઉડાઉ અને છાલકો હોય છે, એવાં માણસથી હમેશ દુર રહેવું.

**વરખમાં શની**=કાળો ચહેરો, ખરબચડી ચામડી, મધ્યમ કદ, કાળા બાળ, હાથ પગ બેડોળ, આળસુ, ઘણોજ કીનાખોર, અને બાતેનમાં હૈયાંનો મેલો ને ખારીલો હોય છે.

**વરખમાં ગુરૂ**=મધ્યમ કદ, ઠાવકો કાળો ચહેરો, ભુરી આંખ, કાળા બાળ, ટુકી જાડી ગરદન, સ્વભાવ સારો, ભોળો, ઉદાર અને મક્કમ વીચારનો હોય છે.

**વરખમાં મંગળ**=મધ્યમ અને જરા ઠીંગણું કદ, ગ્રે આંખ, ગોળ ચહેરો, લાલ દેખાવ, કાળા બાળ, ખુલ્લા હોઠ, હવસી, ખાધરો, અદેખો, મારફાડ કરનારો અને બાતલ, ખરાબ સ્વભાવનો હોય છે.

**વરખમાં રવી**=ઠીંગણો, ફીક્કા ભુરા બાળ, ગ્રે આંખ, મોટું નાક, મોટું મોઢું, ઉતાવળું મત બાંધનાર, મગરૂર, વીચાર વગરનો અને બહાદુર હોય છે.

**વરખમાં શુક્ર**=ખુબસુરત ચહેરો, મધ્યમ ભરાવદાર, ઘણોજ ખુબસુરત, ગોરો, ઠરેલ ચહેરો, ફીક્કા ભુરા બાળ, સ્વભાવ સારો, મન જીતી લેનારો, સ્ત્રીઓમાં ભેલાનારો, કે જેઓ તરફથી ઘણો પ્યાર અને માન મેળવનારો, દારૂડી અને મોજીલો હોય છે.

**વરખમાં બુધ**=મધ્યમ કદ, ભરેલો ચહેરો, ભુરા બાળ, ગ્રે અને હેજલે આંખ, ખવાસમાં બોલકનો, પોતાનીજ મોજ જોનારો, અને ઘણોજ દારૂડી હોય છે.

**વરખમાં ચંદ્ર**=જરા ઠીંગણો, મજબુત. ફીકકો ચહેરો, ભુરા બાળ, ગ્રે આંખ, નરમ અને ભોલા તથા પરગજુ ખવાસનો, ઘણું કરી મોભા અને માનવાલો, પણ જરા વ્યભીચારી હોય છે.

## "મિથુન રાશીમાં ગ્રહો."

**મિથુનમાં હરશચલ**=ઉંચો, પાતલો, ગ્રે આંખ, ફીક્કા ભુરા બાળ, ઘટમદાર કદ, ઉતાવળે ચાલનારો, ઉત્તસાહી, ચાલાક, વિધ્યાનો શોખીન, સારા સ્વભાવનો, કોઇક વખત ચસકેલો, શોધક બુદ્ધીવાલો, અને પરગજુ ભોલો ભલો હોય છે.

**મિથુનમાં શની**=જરા ઉંચો, લંબગોલ ચહેરો, કાળા ભુરા બાળ, જુસ્સો ચહેરો, ચાલાક, દુન્યાઇ ચીજોનો શોખીન.

**મિથુનમાં ગુરૂ**=ઘટમદાર શરીર, ઉંચો, ઠાવકું મોઢું, ભુરા બાળ, ભરેલી આંખ, છુટા વિચારનો અને સભ્યતાવાળો ભોલો, વિધ્યા અને સોસાયટીનો શોખીન હોય છે.

**મિથુનમાં મંગળ**=જરા ઉંચો, ભુરા બાળ, ગ્રે આંખ, લાલ અને દમામદાર ચહેરો, મજબુત શરીર, મોટાં હાડકાં, લાંબા હાથ, હુલડ, છુટા વિચારનો, ભોલો, અને ઉત્તસાહી હોય છે.

**મિથુનમાં રવી**=ઘટમદાર શરીર, ઠાવકો ચહેરો, ફીક્કા ભુરા બાળ, મોટી ગ્રે આંખ, સારો સ્વભાવ, સારો ખવાસ, સભ્યતાવાળો, વિધ્યાનો શોખીન અને પારકાનું ભલું કરનારો હોય છે.

**મિથુનમાં શુક્ર**=મધ્યમ કદ, પતલો ખુબસુરત ચહેરો, ખુલ્લા ભુરા બાળ, અને મુખ્ય કરીને બળુ આંખ, સ્વભાવ નરમ અને સારો, માયાલુ અને છુટા વીચારનો, ઘણા લોક તેને ચાહે ને માન આપે એવો હોય છે.

**મિથુનમાં બુધ**=ઊંચો પાતળો, પણ સરખો, કાળા ભુરા બાળ હેજલ રંગની આંખ, ઉંચું નાક, લાંબા હાથ, ને પ્હોંચા, તથા લાંબા આંગળાં, ઘણોજ ઉતાવળ્યો, ઘણોજ વિધવાન, અને ભાષણ કર્ત્તા, હુન્નરમંદી અને ચીત્રકળાનો શોખીન, વિધ્યા અને ભાષાઓનો શોખીન, અને સાધારણ સારા ખવાસનો હોય છે.

**મિથુનમાં ચંદ્ર**=ઘટમદાર શરીર, જરા ઊંચો, ભુરા બાળ, સારો દેખાવ, જરા ફીકકો, લાયક અને ઓલીદરાજ, ઘણોજ હુશ્યાર અને ચંચલ, કોઇ વખત ઠાવકો અને સાવચેત હોય છે. જો એવી વખતે મિથુનનો ચંદ્ર જો ફકત શનીનીજ દ્દષ્ટીમાં હોય છે, તો એ માણસ ઘણો મીંદો, ચોક્સ અને સાવચેત હોય છે.

## "કર્ક રાશીમાં ગ્રહો."

**કર્કમાં હરશચલ**=ઠીંગણો, જાડો, અને ફીકકા ચહેરાવાલો, કાળા ભુરા બાળ, ગ્રે આંખ, દારૂડી, તોફાની, ચક્રમ, અને હુલડ સ્વભાવનો હોય છે.

**કર્કમાં શની**=મધ્યમ કદ, પતલો, કાળા બાળ, સીકલી અને નબળા બાંધાનો, બેવિશ્વાસુ, લુચ્ચો, ખરાબ ચાલચલણનો, દારૂડી અને કમનસીબ કંગાળ માણસ હોય છે.

**કર્કમાં ગુરૂ**=મધ્યમ કદ, ફીકકો ચહેરો, લંબગોળ મોઢું, કાળા ભુરા બાળ, ભુરી આંખ, સખી અને પરગજુ, માયાળુ, સભ્યતાવાળો, પણ જરા વહેમીલો, નબળા બાંધાનો, અને સીકલી હોય છે.

**કર્કમાં મંગળ**=બેડોલ શરીર અથવા નાના મોટાં બેડોલ કદનો ફીક્કો ચહેરો, ભુરા બાળ, ગ્રે આંખ, ભારી આંગ, ચોર, છાકટો દગાબાજ, અને વેરી હોય છે.

**કર્કમાં રવી**=ઠીંગણો, સીકલી, ફીકકો ચહેરો, ભુરા બાળ, ગ્રે આંખ, વ્યભીચારી, બૈરાંઓમાં ભેલાનારો, મોજ મજાહનો શોખીન, પણ ખુલ્લાં ભોલાં જીગરનો, ઘણોજ ભોળો અને દારૂ પીને તદન બેશુદ્ધ છાકટ થનારો હોય છે.

**કર્કમાં શુક્ર**=ઠીંગણો, જરા ભરેલો, ગોળ અને ફીકકો ચહેરો, બળુ આંખ, દેખાવળો, ખુબસુરત, માયાળુ, ભલો, પણ કમઅકળી અને ભોલો, બેદરકાર, વ્યભીચારી અને દારૂડી હોય છે.

**કર્કમાં બુધ**=ઠીંગણો, ફીક્કો ચહેરો, કાળા બાલ, પતલો ચહેરો, ખુબસુરત નાક, જીની આંખ, ઘડીઘડીમાં વીચાર ફેરવનાર ને ડામાડોલ વીચારનો, અસંભવીત, સખ્ત લખાણુ કરનારો હોય છે.

**કર્કમાં ચંદ્ર**=મધ્યમ કદ, શોભીતો દેખાવ, ભરેલો ચહેરો, ગોરૂં શરીર, ગોલ ચહેરો, જરા ફીકકો, બ્રાઉન બાળ, મળતાવડા ખવાસનો, હસમુખો, માયાળુ, બધા તરફ દીલસોજ, નિર્દોષ અને આબરૂવાલો હોય છે.

## "સીંહ રાશીમાં ગ્રહો."

**સીંહમાં હરશચલ**=મોટું કદ, પ્હોળી મજબુત બાજુ, ફીક્કા ભુરા બાળ, ખરબચડા ગુચ્છા, ઠરેલ ચાલનો, સ્વભાવ ઉદાર અને ખુલ્લો, જરા ચકાસેલા વીચારવાળો, લશ્કરી ધમછપવાળો, જરા મગરૂર અને હુજતી હોય છે.

**સીંહમાં શની**=મોટું કદ, મજબુત મોટાં ખભાં, ભુરા બાળ, મોટાં હાડકાં, પતલું શરીર, સ્વભાવમાં ખારીલો, હવસી, લુચ્ચો અને દપ્રાંસીઓ હોય છે.

**સીંહમાં ગુરૂ**=મજબુત અને ઘટમદાર બાંધો, ઉંચો, અને ફીક્કા ભુરા બાળનો, દમામદાર ચહેરાનો, ભરેલી આંખોવાલો, ઉદાર, ભોલા અને હીંમતવાન સ્વભાવનો લાયક શખ્સ હોય છે.

**સીંહમા મંગળ**=ઉંચો, લાંબા અવ્યવો, જોરાવર તથા ખમતર, લાલ ચહેરાનો, ફીક્કા બાળ, મોટી ગ્રે આંખ, સ્વભાવમાં ગુસ્સાવાલો પણ ભોલો, ભલો, ઉદાર, જરા મગરૂર, અને લડાયક ચીજોનો શોખીન હોય છે.

**સીંહમાં રવી**=મજબુત, ઘટમદાર કદ, સફેદ સોહામનો ચહેરો ફીક્કા સુનેરી અથવા ખરબચડા બાળ, મોટી આંખ, મોટું મોઢું, વિશ્વાસુ, સાચ્ચો, ઉત્તસાહી, જરા મગરૂર, ચોક્કસ અને ભલો હોય છે.

**સીંહમાં શુક્ર**=જરા ઉંચો દેખાવ, ગોળ મોઢુ, ભરેલી આંખ, સફાઇદાર ચહેરો, સુવાલા બાળ, જરા હવસી પણ ઉદાર અને ખુલ્લાં જીગરનો, ઘણોજ માયાળુ, જરા હઠીલો અને મગરૂર હોય છે.

**સીંહમાં બુધ**=મોટું કદ, જરા પતલો, મોટી આંખ, ગોળ ચહેરો, ફીક્કા ભુરા બાળ, પ્હોળું અને મોટું નાક, સ્વભાવમાં ઉતાવળ્યો, ગડબડ કરનારો, મગરૂર અને લોભી હોય છે.

**સીંહમાં ચંદ્ર**=ઊંચો, મોટાં હાડકાનો, ડૌલદાર કદનો, મક્કમ ચહેરાનો, ભુરા બાળ, મોટી આંખ, મોટાઇનો શોખીન, સાવચેત અને ઉત્તસાહી હોય છે.

## "કન્યા રાશીમાં ગ્રહો."

**કન્યામાં હરશચલ**=ઠીંગણું કદ, કાળા બાળ, કાળી આંખ, પતલું શરીર, લાંબા અવ્યવો, વિચારમાં ચક્રમ, નવાઇની ચીજો અને અજબ ચીજોનો શોખીન, વિધવાન, પણ હલકા અને નીંચ ખવાસનો, ભેદી અને દુન્યાની ચીજોનો લાલચુ હોય છે.

**કન્યામાં શની**=ઊંચો, દાર્ક બ્રાઉન બાળ, અથવા કાળા બાળ, દલગીરીભરેલો ચહેરો, ઊદાસી, ગુસ્સાને દાબી દઇને તેમાં બર્યા કરવાનો ખવાસ, વિચીત્ર વીચારનો, વીધ્યાનો અને શીક્ષણ મેળવવાને આતુર હોય છે.

**કન્યામાં ગુરૂ**=કાળા બાળ, લાલ ચહેરો, ભરેલું કદ, લાલચુ, ઉત્તસાહી, મતલબી, અને ડહ્કાંરચો હોય છે.

**કન્યામાં મંગળ**=મધ્યમ કદ, સમતોલ બાંધો, કાળા ભુરા બાળ, લાલ ચહેરો, ગ્રે આંખ, ગોળ મોઢું, ઘણો ધાંટાબાજ, ગુસ્સાવાળો, ઉતાવળ્યો અને વેરી, અને કુતરાંના જેવો ભસ્તો સ્વભાવ હોય છે.

**કન્યામાં રવી**=ઊંચો, સાધારણ કદ, જરા પાતળો, ખુબસુરત ચહેરો, ભુરા બાળ, ગ્રે આંખ, ઉત્તસાહી, અક્કલમંદ, ખુશ મીજાજ, શોધક બુધ્ધીવાળો, વિધવાન અને ખુલ્લા વિચારનો હોય છે.

**કન્યામાં શુક્ર**=ઊંચો, સમતોલ કદ, ભુરા બાળ, લંબાચો ગોળ ચહેરો, લાલ ભરૂસેદાર દેખાવ, બોલવામાં ઉતાવળ્યો, ચાલાક, ગીત, રંગરાગનો શોખીન, અને આબરૂવાળો હોય છે.

**કન્યામાં બુધ**=ઊંચો, પાતળો, કાળા ભુરા બાળ, અથવા કાળા બાળ, લાંબુ મોઢું, કાળી જીણી આંખ, ઊતાવળ્યો, ચંચળ, વિધવાન અને વિધ્યાઓનો શોખીન, ઘણું શીખેલો, ઘણી ભાષાઓ જાણુનારો, સારો ભાષણ કર્તા, તથા પોતાનો દરેક લાભ સાચવનારો તથા લાભ જોનારો હોય છે.

**કન્યામાં ચંદ્ર**=મધ્યમ કદ, ફીકકો ચહેરો, કાળા ભુરા બાળ, અથવા તદન કાળા બાળ, મોટા માણસમાં ખપવાનો શોખીન, કોકટ સ્વભાવનો, અને દરેકમાં હુંપણું કરનારો હોય છે.

## "તુલા રાશીમાં ગ્રહો."

**તુલામાં હરશચલ**=મજબુત, ભરેલા દેખાવનો, ગોળ મોઢું, ખુલ્લા બાળ, વિધવાન, ઉત્તસાહી, લાલચુ, જલદી તપી જાય તેવો સ્વભાવ, અને વિચીત્ર રીતભાતનો હોય છે.

**તુલામાં શની**=ઊંચો, જરા ખુબસુરત, સુનેરી બાળ, લંબાચુ ગોળ મોઢું, લાંબુ નાક અને ઉંચું કપાલ, મગરૂર, સાવચેત અને વાદવીવાદ કરવાનો શોખીન હોય છે.

**તુલામાં ગુરૂ**=સરખું શરીર, જરા ઊંચો અને પાતલો, ભરેલી આંખો, ખુલ્લા ભુરા બાળ, સાફ ચહેરો, ખુલ્લો સ્વભાવ, ઉદાર જીવનો, ઉમંગી, અને સર્વેનું કામ કરનારો હોય છે.

**તુલામાં મંગળ**—સાધારણ ઊંચો, લંબાચો ગોળ ચહેરો, લાલ

મોઢું, જલદી તપી જનારો, પણ ખુશનુમાં સ્વભાવનો, લાલચુ, અને મોજશોખ અને રમતગમતનો શોખીન હોય છે.

**તુલામાં રવી**=મધ્યમ કદ, ગોળ ચહેરો, લાલ મોઢું, ભરેલી આંખ, ખરચાળુ, હીમતવાન, ઉદાર, હાથનો ઘણો છુટો, મગરૂર, પોતામાં ઘણો વીશ્વાસ, ને મોટાં માણુસમાં ખપવાનો અભખરો હોય છે.

**તુલામાં શુક્ર**=ઊંચો, ખુબસુરત, સર્વેને મદદ આપનારો, નરમ ખવાસનો, લોકનો ચાહ મેળવનારો અને આબરૂવાળો હોય છે.

**તુલામાં બુધ**=સમતોલ કદ, ગ્રે આંખ, લાલ દમામદાર ચહેરો, ઉમંગી, ચાલાક અને ચપલ, હસમુખો, વાકયચાતુર, બોલીદરાજ, તથા વિધ્યા હુન્નરનો શોખીન હોય છે.

**તુલામાં ચંદ્ર**=સમતોલ કદ, ખુલ્લા ભુરા બાળ, લાલ મોઢું, તથા સાધારણ સારો દેખાવ, સ્વભાવમાં માયાલુ, મલતાવડો અને નરમ, રમુજ કરવાનો શોખીન, સર્વેનો વ્હાલો અને માન પામનારો હોય છે.

## "વૃશ્ચિક રાશીમાં ગ્રહો."

**વૃશ્ચિકમાં હરશચલ**=ઠીંગણો, જાડો, પ્હોળાં ખભાંવાલો, અને બેડોલ હાથનો, કાળો ચહેરો, કાળા બાળ, કાળી આંખ, અદેખો, દગાબાજ, લુચ્ચો, દારૂડી અને છંડી તથા દરેક રીતે બદમાસ હોય છે.

**વૃશ્ચિકમાં શની**=ટુકું શરીર, જાડો, મજબુત બાંધાનો, પ્હોળાં ખભાંનો, કાળી ઝીણી આંખનો, અદેખો, તોફાની, ચોર, અને ફેસાદી માણુસ હોય છે.

**વૃશ્ચિકમાં ગુરૂ**=મધ્યમ કદ, કાળા બાળ, ભરેલો ચહેરો, ઉંધનસી દેખાવ, સ્વભાવમાં ઉલટમંદ, ઉમંગી, લાલચુ પણ મોટામાં ખપવા માંગનારો હોય છે.

**વૃશ્ચિકમાં રવી**=ચોરસ કદ, ભરેલું મોઢું, ખુલ્લા હોઠ, કાળો ચહેરો, ભુરા બાળ, સાધારણ માસવાળો, ઉમંગી, ચાલાક, લોભી, ડાકતરી અથવા દવા દારૂનાં કામમાં હુસ્યાર અને ડાકતર વિધ્યામાં પુર્વાણુ હોય છે.

**વૃશ્ચિકમાં મંગળ**=મધ્યમ સાધારણ સાફ કદ, પ્હોળો ચહેરો, કાળો દેખાવ, કરચલીવાળા કાળા બાળ, હવસી, ઉતાવળ્યો, વેરી, લોભી તથા દરેક કામમાં ફત્તેહ પામનારો તથા પુઠ પકડી કામ પાર પાડનારો હોય છે.

**વૃશ્ચિકમાં શુક્ર**=સાધારણ શરીર, પ્હોળો ચહેરો, ભુરા બાળ, બળુ અથવા બે આંખ, દારૂડી, છંડી, ખરાબ સંગતમાં ફરનારો, અને પોતે પોતાની આબરૂ તથા લાભનો દુશમન થાય તેવા સ્વભાવનો હોય છે.

**વૃશ્ચિકમાં બુધ**=ટુંકુ શરીર, પ્હોળાં ખભાં, જુઠો અને દારૂડી, ચોર, તથા દુન્યાને હાંની કરનારી ઘણી બાબદોનો ખવાસવાલો, અને દવા દારૂનું સારૂં જ્ઞાન ધરાવનારો હોય છે.

**વૃશ્ચિકમાં ચંદ્ર**=બેડોલ કદ, ટુંકો, જાડો, ભરેલા માંસનો, કાળા બાળ, ઘણીક ખરાબ ચાલચલણવાલો, હવસી અને પુષ્કળ વ્યભીચારી હોય છે.

## "ધન રાશીમાં ગ્રહો."

**ધનમાં હરશચલ**=લાંબો, ફીક્કા બાળ, ભુરી આંખ, ઉંચું કપાળ, સારો દેખાવ, સ્વભાવમાં ખુલ્લો, ઉદાર, રમતગમતનો શોખીન, અને ઉત્તસાહી અને ઉત્તેજક હોય છે.

**ધનમાં શની**=મોટું કદ, ભુરા બાળ, જરા ખુબસુરત, પણ પતલો, લાલ ચહેરો, એકમાર્ગી, પરોપકારી અને ઠંડા સ્વભાવનો હોય છે.

**ધનમાં ગુરૂ**=ઊંચો, સાચ્ચો, સુનેરી બાળવાળો, લાલ ચહેરાનો, ગોળ લંબાચો દેખાવ, ભુરી આંખ, ખુબસુરત, નાજુક અને મન જીતી લેનારો, ખવાસમાં માયાળુ, ઉદાર તથા નીચ ખવાસને ધીક્કારનારો, સારાં કામ કરનારો, રમતગમત અને કસરતનો શોખીન હોય છે.

**ધનમાં મંગળ**=જરા ઊંચો, સમતોલ શરીર, લાલ મોઢું, ભુરા બાળ, ખુલ્લો દેખાવ, ઝડપી આંખ, ઉતાવળ્યો સ્વભાવ ભોળો, ઉદાર તથા ચોપગાં જાનવર, ઘોડા, ગાય, વીગેરેનો વેપાર કરનારો હોય છે.

**ધનમાં રવી**=ઊંચો, મધ્યમ ગોળ લંબાચો ચહેરો, ફીક્કા ભુરા બાળ, ઊંચા અને ઉમંગી તથા મોટા મોટા વીચારવાળો, ઉલટમંદ, પરગજુ, ઉદાર અને ભલો હોય છે.

**ધનમાં શુક્ર**=મધ્યમ કદ, સાફ દેખાવ, ભુરા બાળ, ઉંચો ગોળ ચહેરો, જરા લંબાચો, ઉદાર, ભલો, પરોપકારી, અને મોજમજાહનો શોખીન હોય છે.

**ધનમાં બુધ**=ઊંચો, સારા દેખાવનો, મોટાં હાડકાંનો, ભુરા બાળ, લાલ ચહેરો, મોટું નાક, હવસી, પણ હવસને મારનારો, ઉતાવળ્યો અને હુજતી હોય છે.

**ધનમાં ચંદ્ર**=ખુબસુરત, લંબાચો ચહેરો, રતાસદાર દેખાવ, ગ્રે આંખ, ભલો, ઉદાર, પરોપકારી, જુસ્સાવાળો પણ માફ કરનારો, લોભ્યો પણ ભલો હોય છે.

## "મકર રાશીમાં ગ્રહો."

**મકરમાં હરશચલ**=મધ્યમ કદ, સારો બાંધો, ટુંકી ગરદન, પ્હોળી પેશાની, કાળા બાળ, જુકતી આંખ, મગરૂર, લુચ્ચો અને ક્ષણીક વાતની ખરાબ ચાલનો હોય છે.

**મકરમાં શની**=પતલો, ઠીંગણો, ખરબચડી ચાંમડી, કાળો ચહેરો જીણી આંખ, લાંબો ચહેરો, દલગીર દેખાવ, બેવીશ્વાસુ, લોભી, અને ગંભીર દેખાવનો હોય છે.

**મકરમાં ગુરૂ**=ટુંકા પાતલાં અને ફીક્કા ચહેરાનો સીક માંદો, નાનું માથું, કાળા બાળ, અશકત અને નબળો, મુખ્યત્વે બધી રીતનો દુ:ખી હોય છે.

**મકરમાં મંગળ**=ટુંકુ કદ, પતલો ચહેરો, જરા રતાશવાળો, નાનું માથું, કાળા બાળ, ઉમંગી, બહાદુર, ચાલાક, અકકલવાળો અને મક્કમપણે કામ કરનારો, પકકા વીચારનો હોય છે.

**મકરમાં રવી**=નાજુક બાંધો, ફીકકો ચહેરો, ભુરા બાળ, લંબાચો દેખાવ, પતલું શરીર, સાચ્ચો, ભલો, આબરૂદાર અને હસમુખો, તથા રમુજ કરી માન મેળવનારો હોય છે.

**મકરમાં શુક્ર**=ઠીંગણો, સીકલી ફીકકા ચહેરાનો, પતલો ચહેરો, કાળા બાળ, બળુ આંખ, નરમ સ્વભાવ, માયાળુ અને પરોપકારી, વ્યભીચારી અને વ્યભીચારમાંજ પોતાનો નાશ કરનારો હોય છે.

**મકરમાં બુધ**=હલકો દેખાવ, પતલો ચહેરો, ભુરા બાળ, પગનો ફુલ્લો, કેટલીક વખતે લંગડો થાય, જ્યારે હરશચલ, શની કે મંગળના સમાગમમાં આવે ત્યારે જરૂર લંગડો કરે, ખવાસમાં ચીરડાઉ, ચંચળ, ઉતાવળ્યો, તથા ભીત્તરમાં આગળ વધનારો હોય છે.

**મકરમાં ચંદ્ર**=ઠીંગણો, નીચો અને બેડોળ, મોઢું અને શરીર પાતળું, કાળા ભુરા બાળ, નબળાં ગુઠણુ, ચંચળ, હલકા સ્વભાવનો, નીંચ અને વ્યભીચારી હોય છે.

## "કુંભ રાશીમાં ગ્રહો."

**કુંભમાં હરશચલ**=મધ્યમ કદ, ભુરી આંખ તથા બાળ, ખુબસુરત ફ્હોળો ચહેરો, ઘણોજ હુશીયાર, હુન્નરમંદ, વિધ્યા તથા હુન્નરનો શોખીન, વીચીત્ર ચીજોનો શોખીન, સારા સ્વભાવનો અને વીજળીક ઝડપવાળો, પણ વિચારમાં વીચીત્ર હોય છે.

**કુંભમાં શની**=મધ્યમ કદ, ગોટું માથું અને ફ્હોળો ચહેરો, કાળા ભુરા બાળ, મોટી આંખ, મીતાહારી, અકકળવાળો, વિધ્યાનો શોખીન, ઉપયોગી અને ખંતથી કામ કરનારો હોય છે.

**કુંભમાં ગુરૂ**=મધ્યમ કદ, સફાઇદાર ચહેરો, કાળા ભુરા બાળ, ખુશ મીજાજનો અને પરગજુ, કોઇને પણ દુઃખ નહીં દેનારો, સાચ્ચો, માયાળુ અને મોજશોખનો શોખીન હોય છે.

**કુંભમાં મંગળ**=મધ્યમ કદ, સારો બાંધો, જરા રતાશદાર બાળ, રતાશદાર સફાઇદાર ચહેરો, ઘણો ગુસ્સાવાળો અને તાબે નહીં થઇ શકે તેવો સ્વભાવ, અને તકરાર તથા વાદવીવાદ કરનારો, પણ ભોળો, ઉદાર અને સાચ્ચો હોય છે.

**કુંભમાં રવી**=મધ્યમ કદ, શોભઇતા ઘાટઘટમનો ગોળ ચહેરો, ફીક્કા ભુરા બાળ, સફાઇદાર ચહેરો, સાચ્ચો, ભલો, પરગજુ, જરા મગરૂર અને ઉદાર ખવાસનો હોય છે.

**કુંભમાં શુક્ર**=ખુબસુરત, ઘાટમદાર ચહેરો, સારા દેખાવનો ભુરા બાળ, નરમ સુવાળાં જુલફાં, ખુલ્લા, પરગજુ અને ભોળા સ્વભાવનો, માયાળુ અને માન પામેલો હોય છે.

**કુંભમાં બુધ**=અચોક્કસ કદ, સારો દેખાવ, કાળા બાળ, ભરેલો ચહેરો, ઉપયોગી, શોધક બુધ્ધીવાળો, વિધ્યા, હુન્નર તથા આર્ટનો શોખીન, વિધ્યાનો અભ્યાસી, શોધક અને ઇનવેનશન તથા નવી ચીજો શોધી કાઢનારો, તર્ક શાસ્ત્રમાં હુશીયાર, હાજર જવાબી, અને ઉંડાંણુ સમજશક્તિ ધરાવનારો, મહા વિદ્વાન હોય છે.

**કુંભમાં ચંદ્ર**=મધ્યમ કદ, સારો બાંધો, ભુરા બાળ, સફાઇદાર ચહેરો, ઉમંગી, ઉત્તસાહી, સભ્યતાવાળો, નીર્દોષ, ઉમંગી, શોધક બુધ્ધીનો માણુસ હોય છે.

## "મીન રાશીમાં ગ્રહો."

**મીનમાં હરશચલ**=હલકો, નીચું કદ, માંદો, ફીકકો ચહેરો, કાળા બાળ તથા આંખ, બેડોળ હાથ પગનો, બેડોળ ચાલન, સ્વભાવમાં આળસુ, અઇયાસી, ધીક્કારવા તથા તુચ્છકારવા જોગ હોય છે.

**મીનમાં શની**=ટુંકુ કદ, ફીકકો ચહેરો, કાળા બાળ, મોટું માથું, મોટી આંખ, હૈયાંનો દાઘેલ, અદેખો, દગાબાજ, નાદાર અને ચોરીનાં ખવાસવાળો હોય છે.

**મીનમાં ગુરૂ**=મધ્યમ કદ, માસવાળો ચહેરો, ફીક્કા ભુરા બાળ, ચોક્કસ, પરગજુ, ખુલ્લાં જીગરનો, મુસાફરીથી લાભ મેળવનાર, પૈસાવાળો અને ફત્તેહમંદ હોય છે.

**મીનમાં મંગળ**=નીચું કદ, ઠીંગણો, ભરેલો, ભુરા બાળ, કદરૂપો ચહેરો, મોટી આંખ, હવસી ખવાસ, આળસુ, મારામારી અને હરામખોરીનાં કામો કરનારો બાતલ માણુસ હોય છે.

**મીનમાં રવી**=જરા ઠીંગણો, ગોળ મોઢું, ફીક્કો માંદો ચહેરો, ગ્રે આંખ, ભુરા બાળ, સ્ત્રીયારનબાજ, વ્યભીચારી, જુગારી, દારૂડી, અને મોજશોખ, વ્યભીચાર અને ઉડાઉપણાંથી પોતાનો નાશ કરનારો હોય છે.

**મીનમાં શુક્ર**=મધ્યમ કદ, સહેજ ઠીંગણો, ભરેલો અને સારા દેખાવનો, ફીક્કા ભુરા બાળનો, બળુ આંખનો, ગોળ મોઢું, સારા

સ્વભાવનો, સાચ્ચો, હરેક કામમાં સાચવત જાળવનારો અને આબરૂ-દાર હોય છે.

**મીનમાં બુધ**=નીચું કદ, ભુરા બાળ, પતળો ચહેરો, માંદો દેખાવ, શરીરપેર વધારે બાળ, બેવકુફ, દારૂડી, અને બેચેન હોય છે.

**મીનમાં ચંદ્ર**=ફીકકો ચહેરો, ગોળ મોઢું, પોતાનું સુખ જોનારો, રંડીબાજ, અને વ્યભીચારી હોય છે.

## ચેતવણી.

આ ઉપર લખેલો હરેક રાશીમાં હરેક જુદા જુદા ગ્રહને લગતો ખુલાસો ઘણો જરૂરનો છે, જે માનવીની જન્મ કુંડળીમાં પહેલાં ઘરમાં, **જો ફકત રાશીજ હોય તો** તે માણસ **તે રાશીની ખાસીયત,** ગુણ અને સ્વરૂપનો હોવો જોઇયે, પણ જો **તે રાશીમાં કોઇબી ગ્રહ બેઠા હોય** તો, તે માનવી **તે ગ્રહનાં રૂપરંગ** અને ગુણવાળો પોતે હોવો જોઇયે. જો એ પ્રમાણે મળતાપણું નહીં આવે, તો જાણવું કે જન્મકાળની ઘડીમાં, અથવા તો જન્મ પત્રીકા બનાવવામાં ભુલ હોવી જોઇયે. હવે કોઈની જન્મ પત્રીકા નહીં હોય તો, તે માનવી જે વખતે જ્યોતીષને, પોતાને માટે કંઇપણ સવાળ પુછે, તે વખતે પંચાંગ (એફીમરી) માંથી તે વખતની **પશ્રન કુંડળી** કાઢવામાં આવે છે, (જુવો ભાગ બીજો) અને તે પશ્રન કુંડળીનાં પહેલાં ઘરમાં જે રાશી આવે તેવા ખવાસનો, તે સવાળ કરનાર માનવી હોવો જોઇયે, અથવા તો તેમાં જે ગ્રહ બેઠા હોય, તેવા સ્વભાવ, ગુણ, રંગ કે રૂપનો તે હોવો જોઇયે. જો તેમ નહીં હોય તો, જાણવું કે સવાળ કરનાર માણસનું મન, સવાળ કરતી વખતે ઘણું ઘચુપચુ, અને ડામાડોલ અચોકકસ હોવું જોઇયે, અને તેટલા માટે, તે વખતે કાંઇપણ ફળ કહેવું, તે અચોક્કસજ નીવડશે, માટે કુંડળીનો ધણી, અથવા પશ્રનનો ધણી, જો જન્મ લગ્નની રાશી અથવા ગ્રહનાં ગુણદોષવાળો હોય, અને તેનું ફળ જો કહેવામાં આવે તો તે તદન ખરૂંજ પડે છે.

વળી આ રાશીઓનાં લખેલા ગુણદોષ અને ખવાસ, તેમજ અમુક રાશીમાં અમુક ગ્રહનું જે જે ફળ અને રંગ રૂપ ખવાસ લખ્યા છે, તે બીજી રીતે પણ ઘણાજ ખપના છે. દાખલા તરીકે

જો કોઇ શખ્સ પોતાના ભાઇ, મીત્ર, કે નોકર, દુશ્મન, વીગેરે માટે કાંઇ સવાળ કરે, તો તે મીત્ર, નોકર કે દુશ્મનનાં જુદાં જુદાં ભુવનોમાં, જે જે રાશી બેઠેલી હોય, તે પ્રમાણેના, અથવા તો તે રાશીમાં બેઠેલા ગ્રહનાં ગુણદોષ પ્રમાણેનાં હોય છે. જો તે ભુવનમાં ઘણા ગ્રહો જો સાથે બેઠેલા હોય, તો તે ગ્રહોમાં જે બળવાન અથવા ઊંચનો હોય, અથવા પાપ દૃષ્ટિથી મોકળો હોય, તે ગ્રહનાં જેવા ગુણદોષવાળો હોય છે, એવી રીતેઃ—પહેલા ભાઇ માટે ત્રીજા ભુવનમાં, બીજા ભાઇ માટે પાંચમાં ભુવનમાં, ત્રીજા ભાઇ માટે નવમાં ભુવનમાં, ચોઠા ભાઇ માટે અગ્યારમાં ભુવનમાં. પાંચમાં ભાઇ માટે પહેલાં ભુવનમાં અને છઠ્ઠા ભાઇ માટે ત્રીજા ભુવનમાં એમ જોવું. તેજ પ્રમાણે નોકર માટે છઠ્ઠા ભુવનમાં, મીત્ર માટે અગ્યારમાં ભુવનમાં, જાહેર દુશ્મન માટે સાતમાં ભુવનમાં, બાતેન દુશ્મન માટે બારમાં ભુવનમાં, અને એ પ્રમાણે બારે ભુવનને લગતી જે કાંઇ બાબદ માટે સવાળ પુછવામાં આવે તે, તે ભુવનમાં જોવાથી જવાબ માલમ પડે છે. એજ પ્રમાણે બૈરી માટે સાતમાં ભુવનમાં, બૈરીનાં બાપ માટે દશમાં ભુવનમાં, બૈરીનાં ભાઈ માટે નવમાં ભુવનમાં, અને એજ પ્રમાણે જેમ ખુદ ધણીની કુંડળી ઉપરથી, જેમ બારે ભુવનને લગતી બાબદોનું સુખ દુઃખ જોવામાં આવે છે, તેમ તેજ કુંડળીપરથી, તેનાં સગાંસ્નેહી, મીત્ર દુશ્મન કે તેને લાગતાવળગતાઓનું પણ ફળ જોઈ શકાય છે, માટે જે કોઈ બાબદ માટે જોવું હોય, તે બાબદનું ભુવન ચોકસ શોધી કાઢવા પછીજ, તેમાં રહેલી રાશી, ગ્રહ, **તેમજ તે ગ્રહ સાથે થયલા બીજા ગ્રહોનાં સમાગમથી ઉપજતાં ફળો,** વીગેરે જોઇ તપાસી, તેમજ અવળથી વીચાર પુગાડીને ફળ કહેવું, કારણકે (લૉ ઑફ એસોસીએશન) **જાતી ભેદનો કાયદો** ધણી બાબદમાં લાગુ પડે છે, જેમકે રાજાને ત્યાં ફરઝંદ થાય તો તે રાજોજ થાય, પણ જો તેવાજ ગ્રહમાં કોઈ નીચ હલકાંને ત્યાં ફરઝંદ થયું હોય તો, તે કાંઇ રાજા થઇ શકતો નથી, પણ પોતાનાં ઊંચા ગ્રહ ફળને આધારે, પોતાની જાતમાં, અથવા પોતાનાં ધંધામાં, રાજ્યવંશી જેવી ઊંચી પદવી ધરાવી શકે છે. એવી રીતે **સમજ શક્તિ, તર્ક શક્તિ** અને **પશ્નનકારની હાલત, જાત,** વીગેરે **સર્વે બાબદનો** વીચાર કરવા પછીથીજ ફળ જણાવવું, નહીંતો ફળા-

દેષ ખોટું ઠરશે, અને વિધ્યા સાચ્ચી અને ખરી હોવા છતાં, મનમાં મુજવન, અને અસંતોષ ઉત્તપન્ન થશે, માટે આ ચેતવણી ઉપર ખુબ ધ્યાંન પુગાડયા પછીજ, સવાળોનાં જવાબો કહેવાને ભલામણ કરવામાં આવે છે.

## (૧૯) ગ્રહોની ખાશીયતો.

ગ્રહોની પોતીકી ચોક્કસ ખાશીયતો અને અસરો હોય છે, અને જ્યારે માનવી જન્મે છે, તે વખતે ગ્રહો જેટલા બળના હોય છે તેટલાં બળનાં પોતાના ગુણદોષની અસરની ધુરજણી માનવીમાં થાય છે, જેથી તેનું બંધારણ અને ગુણદોષ, તેવીજ રીતે આગળ વધે છે, તે જન્મ કુંડળી અથવા પ્રશ્નન કુંડળીનાં **સમાગમો,** અથવા **એસ-પેકટસો** પ્રમાણે સમજી લેવું.

### હરશચલ.

આ ગ્રહ ઠંડો, પુરૂષત્તત્વવાળો, પાપી છે, અને મધ્યમ કદ, મજબુત નાના હાડકાંઓવાળો, ખાસ કરીને શરીરનો નીચલો બાંધો મજબુત, ઉંચું કપાળ, કાળા બાળ, જીની તેજ આંખ, નાના કાન, પતળી દાઢી, અને ચહેરાનો દેખાવ, છુટાપણું અને દમામદાર, મત બાંધવામાં ચોક્કસ, મનંન કરનારો, કોઇનાં પણ તાબામાં નહીં રહે એવો, ઘણો મોભાવાળો, દોસ્ત કે દુશ્મન કોઇનીબી પરવા વગરનો, માબાપ અને સગાંવ્હાલાંથી છુટો, ભેજાં ફાતેલ, અને જરાકમાં તપી જનારા ખવાસનો બનાવે છે. જો પાપ ગ્રહોની સાથે ખરાબ એસ-પેકટસમાં બેઠો હોય, તો ઘણો પાપી, ખુની વીચારનો, ઘાતકી, અને હરેક જાતની બદી કરનારો અને ઉતાવળ્યો અને દરેક રીતનું નખ્ખોદ વાલનારો હોય છે પણ જો સારી એસપેકટસમાં હોય તો, વીધ્યાનો અભ્યાસી, યોગવિધ્યાપર શોખ રાખનારો, બાતેનનાં ભેદ મેળવનારો, અને વિચીત્ર અને અજાયબ ચીજોનો શોખીન હોય છે, એ ગ્રહ જ્યોતીષ અને યોગ કર્ત્તા છે, કારણકે માનવીનાં ભેજાં ઉપર એની પુષ્કળ અસર છે, અને ભેજાં માહેલાં અજાયબી, ઉંચા વીચાર, અને અદભુત જ્ઞાનને લગતાં જ્ઞાનતંતુઓ ઉપર એની ખાસ અસર હોય છે.

**દરદો**=હરશચલ ગ્રહ જેબી કંઇ જાતનું દરદ ઉત્તપન્ન કરે છે, તે દરદ કોઇથી પારખી કે સારૂં કરી શકાતુંજ નથી. દરેક ગુંચવણવાળાં દરદો, અને ખાસ કરીને પેટનાં સાંચાકામનો બગાડો, અને પવનનાં દરદો ઉત્તપન્ન કરે છે, એ દરદોનો ઇલાજ મેસમેરીઝમ અથવા સાઇકીક વિધ્યાથીજ કરવાથી દરદ સારૂં કરી શકાય છે.

**ધંધો**=દરેક જાતનો વિચીત્ર ધંધો, જેવો કે નજુમી, જ્યોતીષી, મેસમેરાઇઝર, ફ્રેનોલૉજીસ્ત યાને મસ્તક વિધ્યા જાણનારો, ગાંધી, કોતરકામ કરનારો, અને ગુપ્ત વિધ્યા અને યોગ સાંધન કરનારો હોય છે, ચઢતી કળાનાં વીજલીક સાંચાકામ અને યંત્રોને લગતો ધંધો હોય છે.

**રહેઠાંણ**=રેલવે સ્ટેશન, મેડ હાઉસ, સ્ટીમ એન્જીન હોય તેવી જગ્યાઓ, ગ્યાસ બનાવવાનાં કારખાનાં, અને હરેક જગ્યા કે જ્યાં કાંઇબી એનજીનને લગતું કામ ચાલતું હોય છે, અથવા કોઇ એકાંત વિચીત્ર જગ્યા હોય છે.

## શની.

**શની**=ઠંડો, સુકકો, પાપી, દલગીર, ખાકી, પુરૂષ, એકલવાયો, એવા તત્વનો છે, અને એ ગ્રહ બધા ગ્રહોમાં સર્વેથી નીંચ, પાપી અને હલકો ગ્રહ ગણાય છે. દેખાવમાં મધ્યમ કદ, કાળો ચહેરો, કાળી જીની ગુરકતી આંખ, નીંચાં ભવાં, જાડું નાક અને જાડા હોઠ, મોટા કાન, કાળા બાળ, પ્હોળાં ખભાં, પતળી દાઢી, ટુંકી જાંગ અને ટુંકા પગ, અને બરીએલ ખવાસ આપે છે, જો ઉંચનો હોય તો, અથવા સારા ગ્રહોનાં સમાગમમાં આવેલો હોય તો, સારાં તેમજ માઠાં બેઉ કાર્યો ચાલુ કર્યા કરે, અદેખાઇ તેમજ ભલાઇ પણ કરે, ગંભીર, મીતાહારી પણ ચોક્કસ નજરનો અને બુધ્ધીવાળો, ઉંડાણ ભેદ જાણનારો, હઠીલો, અને લોભી હોય છે. જો નીંચનો કે ખરાબ એસપેકટસોમાં બેઠો હોય તો, નીંચ, હલકો, અદેખો, હીંચકારો, જુઠ્ઠો, દગાબાજ, ઠોઠ અને અભણ, દરેક ચીજની ઉલટીજ બાજુ પકડનારો, કંઇપણ સારૂં તેનાથી થાયજ નહીં, બ્હીકનો વહેમી, બેવિશ્વાસુ, વેષધારી, હલકો, તુચ્છ, કર્પીણ, અધમ અને બરીએલ ખવાસનો હોય છે.

શરીરમાં શનીનો અમલ, તલ્લી, જમનો કાન, હાડકાં તથા પ્રતીબંધન કાર્યો ઉપર છે.

**દરદો**=શનીનાં મુખ્ય ભાગે દરદો સર્દી, ઠંડક અને પસીનાનાં અટકાવથી થતાં દરદો, દલગીરી તથા ગમથી ઉત્તપન્ન થતાં દરદો, ફીફરું, કાળો કમળો, ખરપસું, ભગંદર, સંધીવા, ગાઉત, બ્હેરાપણું, મેદનેસ, રૂમેતીઝમ, હાથપગની કલતર, રગોની કમતાકતી, બોબરાપણું અને મુગો હોય છે.

**ધંધો**=ચપરાસી, ખેડુત, જમીનની ભીત્તરમાં ખોદાણુ કરનાર, પત્રાંનું કામ કરનાર. કુંભાર, ઝાડુવાળો, નળવાળો, ઈંટ બનાવનાર, ધાટ કરનાર, ચીમની સાફ કરનાર, દેવળનો રખેવાળ, ખાંપ્યો, ગાડાંવાળો, બાગબાન, કાળાં કપડાં રંગનારો, ભરવાડ, ભંગી, ઘોડાવાળો, મીણબત્તી બનાવનાર વીગેરે ધંધો અથવા ખાસ કરી **નોકરી** કરનારો હોય છે.

**રહેઠાંણ**=જંગલ, ખેતર, ખીણુ, ગુફા, ખાડા ખબોચ્યા, પહાડ, અથવા કબ્રસ્તાન, ખંડીયરો, કોલસાની ખાણો, અને દરેક દુર્ગંધી અને વાસ મારતી જગ્યાઓમાં રહેવાનો શોખ હોય છે.

## ગુરૂ.

**બ્રેસપતી** બીજા બધા ગ્રહોમાં સર્વેથી જોરાવર અને **શુભ** ગ્રહ છે. ગરમ, તેમજ હવાયલો અને ચોક્કસ અને દીલસોજ ગ્રહ છે. દેખાવ સીધ્ધો, ઉંચ્ચો, સારા ચહેરાનો, લંબગોળ, ઉંચું કપાળ, ભરેલી ગ્રે અથવા ભુરા રંગની આંખ, જાડા બાળ, ખુબસુરત પણ મજબુત, અને જો ઉંચનો હોય તો, ઘણો દીલ લોભાવનારો, અને મળતાવડા સ્વભાવનો, મોભાવાળો, સાચ્ચો અને એકવચની હોય છે. જો નીંચનો કે પાપ ગ્રહની દૃષ્ટિમાં આવેલો હોય તો, વેષધારી, કાજીજી કહેનેકે પણ કરનેકે નહીં તેવો દપ્રાંસ્યો, હવસી, આળસુ, જુલમી, મગરૂર, ગરમ સ્વભાવ, અને ખરચાળુ, ખુશામતીઓ, અને અભીમાની હોય છે.

એનો અમલ શરીરમાં, ફેફસાં, કલેજું, નસો, લોહી, પાચનશકિત અને શરીરની ગતીઓ છે.

**દરદો**=અંદરનાં ભાગોનો બીગાડો, દરેક લોહીનાં બગાડાથી થતાં દરદો, અનિયમીતપણાંથી થતાં દરદો, ફેફસાંનાં દરદો, માથે લોહી ચઢવું, લોહીની નસોને લગતાં દરદો, અને બરદાને લગતી વ્યાધીઓ થાય છે.

**ધંધો**=જડજ, કાઊનસીલર, વકીલ, પાદરી, ધર્મગુરૂ, ડાકટર, સીવીલ સરવંત, વિદ્વાન, માસ્તર, પંડીત, કોલેજનો વિધ્યાર્થી, કપડાંનો ધંધો કરનારો, અને ગરમ કાપડનો વેપાર કરનાર, અને બેરીસ્ટર વીગેરે એવા ઉંચી કેળવણીનાં અને રાજવંશીઓની નજદીકમાં રહેનારા, તેમજ રાજ્ય કે ધર્મને લગતી નોકરી કરનારા હોય છે.

**રહેઠાંણ**=દેવળો, ધર્મની જગ્યાઓ, જાહેર મોટાં મકાંનો, કોલેજો, કોર્ટો, ભાષણ કરવાની જગ્યાઓ, મીજલસો, મેળાવડાઓ, અખાડાઓ, મંડળીઓ, એસોસીએશનો, પારલામેન્ટ, અને ધર્મની સભાઓ વીગેરે છે.

## મંગળ.

**મંગળ**નો ગ્રહ ગરમ, આતશી, સુકો, પુરૂષ, ઋતુની એવા તત્વનો છે, અને દેખાવ, મજબુત, સારો બાંધો, મધ્યમ કદ, જાડો નહીં, પણ ગાંઠદાર, મોટાં હાડકાંનો, ઘઉં વરનનો, બહાદુર ચહેરો, લાલ અથવા રતાસદાર ભુરા બાળ, તેજ આંખ, જ્યારે ઉંચનો હોય ત્યારે, બહાદુરી, ભય વગરનો, દુશ્મનોને જીતનાર, મોભાને દમામવાળો, તેમજ ખાનગી બાબદોમાં અક્કળ રાખનારો, લડાઇમાં બેધડક આગળ વધનારો હોય છે; પણ જ્યારે નીંચનો કે બીજા પાપ ગ્રહોનાં સમાગમમાં હોય છે ત્યારે, અથવા શની કે હરશચલનાં સમાગમ કે દૃષ્ટિમાં આવેલો હોય ત્યારે, જુસ્સાદાર, ભયંકર દેખાવનો, નિતીની દરકાર વગરનો, સારા ખવાસને બાજુ મુકનારો, મારફાડ, દગો ફટકો, ચોરી, લુચ્ચાઈ, ખુના મરકી, રાજદ્રોહ અને દરેક જાતનું ઘાતકીપણું અને માણસ કે ખોદાથી પણ નહીં ડરનારો હેરેમંદી થાય છે.

શરીરમાં એનો અમલ પીત્ત, મોઢું, ડાભો કાન, ડાભો હાથ, નાકની ઇંદ્રી અને તર્કશાસ્ત્ર, લાંબી પ્હોંચ વીગેરેપર છે.

**દરદો**=તાવ, પ્લેગ, સોજાનાં દરેક દરદો, પીત્તવીકાર, કમળો, ઉડતા રોગો, ઉડતી જાતનાં ચામડીનાં દરદો, મીઠ્ઠી પીસાબ, પીસાબ ટીપે ટીપે થાય તેવાં દરદો, કાપ, ઘા, ઘસાડા, અને જખમ વીગેરે છે.

**ધંધો**—ઇજનેર, લશકર ખાતાંમાં, જેનરલ, કમાન્ડર, કેપટન, અથવા લશકરનો ઉપરી, દરેક રીતે લશકરને લગતીજ અને લડાઇને લગતીજ બાબદોના ઓધ્ધાઓ, ડાકટરી, વહાડકાપનો ડાકટર, વઇદ,

દવા વેચનાર, તોપ ખાતાંમાં નોકરી, કસાઇ, બેલીફ, ફાંસીગર, ચોરીનો ધંધો, લુહાર, પદરખાનાંવાળો, બખ્તર બનાવનારો, ઘડીઆલી, તળવાર, છરી વીગેરે વેચનારો, હજામ, રંગારો, ભઠીયારો, બબરચી, સુથાર, શીકારી, ચમાર, જાસુસ, ચપરાસી વીગેરે મંગળ જેમ ઉંચ કે નીંચનો હોય, તેમ ઉંચ નીચનો ધંધો આપે.

**રહેઠાંણ**—કારખાનાં, લોહારની ભઠ્ઠી, બાવરચીખાનું, કસાઇખાનુ, ઈંટની ભઠ્ઠી, નાલબંધીનાં કારખાનાં, ઇનજીન, લડાઇનાં મેદાન, લડાઇની છાવણી વીગેરે છે.

## રવી.

**રવી**=પુરૂષ, ગરમ અને સુકકો, અને ઘણું કરીને મોટાં હાડકાંવાળો, અને મજબુત શરીરનો, છાલકા ચહેરાનો, ઊંચા કપાળનો, કરચલીવાળા બાળનો, જુવાનીમાં બાળ ખરી જાય, ખુબસુરત હેજલ રંગની આંખ, લાંબા અબ્યવો અને ઘટમદાર દેખાવ હોય છે. જો ઉંચનો કે સારા ગ્રહોનાં સમાગમવાળો રવી હોય તો, ખવાસ ઘણોજ ઉદાર, દમામદાર, છુટા હાથનો, માનસાઇ ખવાસનો, પરગજુ, સાચ્ચી મીત્રતાવાળો, સાચ્ચો ને સુધ્ધો, વચન પાળનારો, પણ વચન ધીમે ધીમે પાળે, ઘણો વીચારવંત, ભેદી, એકમાર્ગી, રાજવંશી દમામવાળો, મોહટાઈ અને મોટાં માણુસોનાં જેવી ખાસયતને રોપ, તથા દેખાવ રાખવાને તત્પર રહેનારો, દરેક ખરાબ, જુઠ્ઠી અને નિતીથી ઉલટી ચીજોને ધીક્કારનારો હોય છે. જો રવી નીંચનો કે પાપ ગ્રહોની દૃષ્ટિમાં સપડાયલો હોય તો, ખરચાળ, ભરમભોલ ને માંહેપોલ, મગરૂર, બેચેન, ટંટાખોર, ડામાડોલ વીચારનો, ઘાતકી, તોફાની, કઢંગા સ્વભાવનો, પોતાનાં શેઠોની ખુસામત તથા દલાલી કરનારો, તેમજ વળી તે લોકોને અંદરખાંનેથી ધીક્કારનારો હોય છે.

રવીનો અમલ હૃદય, બરડો, જમની આંખ પુરૂષની, અને ડાબી આંખ ઓરતની, તથા ગુરદા અને કમરનાં પાછલા ભાગો ઉપર છે.

**દરદો**=હ્રદયનાં ધપકારા, હાર્ટદીઝીઝ, નજરમાં ખામી, તાવ, ભેજાંનાં દરદો, આંકરાં, ગળાં અને મોઢાંનાં દરદો અને બેફામી, બેસુધ્ધી, વીગેરે છે.

**ધંધો**=રાજા, રાજકુંવર, ગવરનર, અર્લ, લોર્ડ, લેફ્ટનન્ત, માજીસ્ત્રેટ, ગ્રહસ્થ, દરબારી, નવાબ, મેયર, શેરીફ, કમીશનર, મોટા રાજવંશીઓ અથવા પૈસાવાળાનો કારભારી, સોની, કસારો, માસ્તર, પીત્તલનો સામન બનાવનાર, વીગેરે છે.

**રહેઠાંણ**=દરબાર, મહેલો, નાટકશાળાઓ, અને મોટી મોટી દમામદાર બીલડીંગો, જમવાનાં રૂમો, મોટા દેવાનખાનાંઓ અને જાહેર દમામદાર ભપકાવાળી જગ્યાઓ છે.

## શુક્ર.

**શુક્ર**=ઠંડો, ભીંનો, સ્ત્રીઆકાર, ખુબસુરત, સારા બાંધાનો, શોભીતી બળુ આંખ, ખુબસુરત ચહેરો, સુનેરી બાળ, અને મધુર અવાજવાળો હોય છે, જ્યારે ઉંચનો હોય છે ત્યારે, શાંત, ખેંચાણકારક, મધુર ખવાસ, ઘણોજ હુશીયાર, ચંચળ, તથા ઘણી ચીજો જાણનારો, મળતાવડો, સ્ત્રીઓની મંડળીનો શોખીન, સ્ત્રીઓમાં છુટથી ભેળાનારો, અને મોજશોખમાં એકકો હોય છે; પણ જ્યારે નીંચનો અથવા બીજા પાપગ્રહોનાં સમાગમનો હોય છે, ત્યારે બેતુંભા, આબરૂની દરકાર વગરનો, દારૂડી, વ્યભીચારી અને વ્યસની થાય છે.

શુક્રનો અમલ ગુરદા, બરડાનો કાંઠો, ગર્ભસ્થાન, ગળું, ગરદન, અને આંચળ તથા છાતીનો ભાગ, વીગેરેપર છે.

**દરદો**=બરડાનાં દરદો, ગુરદાનાં દરદો, છાતીમાં દાજ, છાતીના ધબકારા, અવયવોનું મોરચાવું, તથા ખાસ કરીને વ્યભીચાર અને દારૂડીપણાથી તેમજ ખરાબ સંગતમાં થતાં હરેક જાતનાં દરદો છે.

**ધંધો**=ગવૈયો, જુગારી, રેશમી કાપડનો વેપારી, સુતરાઉ કાપડનો વેપારી, પેન્ટર, ઝવેરાત વેચનાર, એકટર, ભરતકામ કરનારો, બૈરાંનાં કપડાં સીવનાર, દાઇનો ધંધો કરનાર, ધવાડનારી, કુમારીકાઓ, સારંગી વગાડનાર, વાજાંવાળા, વીગેરે હોય છે. વળી જ્યારે ચંદ્રની સાથે હોય છે, ત્યારે સેન્ટ અત્તરનો વેપારી, દરજણ કપડાં વેતરનાર, આર્ટીસ્ટ, એનગ્રેવર, મોજાંની દુકાનવાળો તથા બૈરાંને લગતી સર્વે ચીજો, તથા બૈરાંના ચ્હેરા અને ખુબસુરતીને લગતી ચીજો, તથા બૈરાંને કામની અને ઉપયોગની હરેક ચીજો વેચનારો હોય છે.

**રહેઠાંણ**=નાટકશાળા, સબીની દુકાનો, મોજમજાહનાં ઠેકાણાઓ, તાડી, દારૂની દુકાનો વીગેરે છે.

## બુધ.

**બુધ**=ઠંડો, સુકકો, અને ગંભાર દલગીરીભરેલો ગ્રહ છે, દેખાવ ઊંચ્ચો, સીધો, પાતલો, લાંબુ મોહું, લાંબુ નાક, પાતલા હોઠ અને પાતલી દાઢી, અણીવાલી દાઢી, ઘઊં વરનની ચામડી, હેજલ રંગની આંખ, તથા અવ્યવો દરેક લાંબા તથા પાતલા હોય છે. જો ઉંચનો હોય છે તો, મજબુત ઊંડાણ વીચારવાળો, ઘણાજ બોહળાં જ્ઞાનવાળો, બેસુમાર અક્કલવાળો, અને ભેદ ભરેલી યાદદાસ્ત શકિતવાળો, પણ જો બુધ નીંચનો અથવા પાપગ્રહોના સમાગમવાળો હોય તો, અલપ બુધ્ધી, ભેજાંમાં ભુસું, નિંદાખોર, દફાંસ્યો, જુઠો, ખુશામતીઓ, અને ખાસ કરીને નાની નાની ચોરી લુચ્ચાઇ કરનારો હોય છે.

એનો અમલ ભેજાંપર, જ્ઞાનતંતુઓપર, હાથ અને પગપર છે.

**દરદો**=દરેક ભેજાંનાં દરદો, યાદદાસ્ત શકિતને લગતાં દરદો, બોલવાને લગતાં દરદો, માથાંના દુઃખારાઓ, ગાઉત અને જ્ઞાન તથા અભ્યાસ અને ભેજાંની દરેક ખાસીયતોને લગતાં દરદો થાય છે.

**ધંધો**=દરેક અભ્યાસી, લખવા વાંચવાનો ધંધો, મહેતાગીરી, ફીલસુફ, હીસાબશાસ્ત્રી, વેપારી, સેક્રેટરી, વેટર, કવી, ભાષણકર્ત્તા, વકીલ, સ્કુલ માસ્તર, પુતલાં કોતરનાર, કમીશનર, છાપાખાનાવાળો, મની ચેનજર, સોલીસીટર, નાની ચોરીઓનો કરનારો, એકાઊનતંટ, ટપાલખાતાંવાળો, ચીઠ્ઠી લાવ લઇજાવ કરનારા સીપાઇ, મહેતાજી, ચપરાસી, ચોબદાર વીગેરે છે.

**રહેઠાંણ**=નિશાળો, મકતબો, મદરેસાઓ, ભાષણની જગ્યાઓ, તથા એકેદમીઓ, મંડલીઓ ને કમીટીઓની જગ્યાઓ છે.

## ચંદ્ર.

**ચંદ્ર**=ઠંડો, ભીંનો, સ્ત્રી આકાર, પાણીવાળો, તથા ભવીષ્ય જોવામાં અને ભવીષ્યની વાત કહેવામાં આ ગ્રહ, બીજા ગ્રહો કરતાં ઘણોજ કામનો છે. દેખાવ, ખુબસુરત ચહેરો, ગોળ મોહું, ગ્રે આંખ, ટુંકા હાથ, જાડા હાથ અને પગ, અને બેડોલ. ધંગધડા વગરનું

શરીર, અને જો સુર્યની દૃષ્ટિથી દબાયલો હોય તો આંખનો અચોક્કસ, તથા આંખમાં ખામી હોય છે. જો ઊંચનો ચંદ્ર હોય તો દીલ જીતી લેનારો, જરા જરામાં બીહનારો, સારા ખવાસનો, અજાયબ ચીજોનો શોખીન, અને મુસાફરી કરનારો હોય છે. નીંચનો હોય તો આળસુ, છાકટો, ભીખારી, નોકરી નહીં કરનારો, અને નીચ ખવાસનો હોય છે.

એનો અમલ ભેજાંપર, પેટપર, આંતરડાંપર, ડાબી આંખ પુરૂષની, તથા જમણી આંખ સ્ત્રીની ઉપર છે.

**દરદો**—દરેક જાતનાં રૂમેટીઝમ, સંધીવા, ખહી, આંતરડાંની અને ઝાડાની બીમારીઓ ને દરદો. નારગોળ, પેટમાં પાણી, જલંદર, ભગંદર, ઘેલાપણું, તથા બચ્ચાંઓને થતાં હરેક જાતનાં દરદો છે.

**ધંધો**—રાણી, કાઉન્ટેસ, લેડી, અને દરેક જાતની ઓધેદાર અને ગ્રહસ્થી સ્ત્રીઓને લગતાં કામ, મુસાફર, જાત્રાલુ, ખલાસી, માછીમાર, દારૂની ભઠ્ઠીવાળો, દારૂવાળો, ઘોડાવાળો, શીકારી, દર્યાવર્દીખાતાંનો અમલદાર, દળનારો, દારૂડી, માછણ, સ્ત્રી તાઇપીસ્ત, વેશીયા સ્ત્રી, દાઈ, આયા, તથા દરેક સ્ત્રી જેઓ કંઇપણ ધંધો કરતી હોય તે, ભીસ્તી, ભાડુતી ગાડીવાળો વીગેરે એ પ્રકારના ધંધા અને હાલતવાળાં માણસો હોય છે.

**નોંધ**:—આ ઉપર લખેલા સર્વે ગ્રહો જે ભુવનમાં જે રાશીમાં ઊંચ કે નીંચનાં બેઠેલા હોય, તે તે પ્રકારનાં તે તે ભુવનને લગતી ખાસીયત માનવીમાં ઉત્તપન્ન કરે છે. **ખાસ કરીને જો એ ગ્રહો પહેલાં ઘરમાં હોય છે, તો આ સર્વે લખેલાં સીધ્ધાંત પ્રમાણેના ગુણદોષ તે માનવીમાં મુખ્ય ભાગે હોય છે.** અથવા જો કુંડળીનાં બીજાં ભુવનોમાં હોય છે, તો તે પ્રમાણે તે ભુવનને લગતા આસામી કે ચીજને માટે એને લગતા ખવાસ કે ગુણદોષ જાણવા.

## (૨૦) રાશીઓનો શરીરનાં અવ્યવોપર અમલ તથા તેના રંગો.

મેષ રાશી=માથું તથા ચહેરો. રંગ સફેદ રતાશ સાથ મળેલો.

વરખ=ગરદન તથા ગળું. રંગ સફેદ, પીલાસ સાથ જરા મળેલો.

મિથુન=હાથ, પોંહોચા, અને ખભાં. રંગ સફેદ લાલ સાથ મળેલો.
કર્ક=છાતી અને પેટ. લીલો રંગ.
સિંહ=પાંસરાં અને બરડાનો ઉપલો ભાગ. રંગ લાલ અથવા લીલો.
કન્યા=પેટ અને આંતરડાં. રંગ કાળો સહેજ બળુ સાથ મળેલો.
તુલા=ગુરદા અને બરડાનો પાછલો ભાગ. રંગ કાળો અને ઘેરો લાલ.
વૃશ્ચિક=શરીરના છુપા ભાગ તથા ઇંદ્રીઓ. રંગ બ્રાઉન.
ધન=જાંગ અને જાંગની પાછળનો ભાગ. રંગ પીળો.
મકર=ગુઠણ અને તેની ઉપરનો ભાગ. રંગ કાળો, જાંખો ભુરો.
કુંભ=પગ અને ગુટાંની નીચેનો ભાગ. રંગ આસમાની બળુ.
મીન=અંગુઠો અને પગનાં તળીઆં. રંગ સફેદ.

## રાશીઓનાં દરદો તથા જગ્યાઓ અને દીશાઓ.

**મેષ રાશી=દીશા** પુર્વ. **દરદો**-ફુલ્લા, સોજો, ખીલ, શીતલા, સ્ત્રીનાં ગર્ભસ્થાનમાં **પોલીપસ** યાને ગાંઠ થાય છે તે, દરાજ, ફીફરું, મગજે લોહી ચઢવું, દાંતનો દુઃખાવો, માથાંનો દુઃખાવો અને બોડકું માથું હોય છે.

**રહેઠાંણ**=ગાય બકરાંનાં કોઢારાં, રેતાલ અથવા પાહડી જમીન એકાંત જગ્યાઓ, રેહવાના ઘરો, તુરતનું ખેડેલું ખેતર, નવી જમીન, અથવા તો ચુનો કે ઇંટ પકાવવાની જગ્યાઓ.

**વરખ=દીશા** દક્ષીણ અથવા દક્ષીણ પુર્વ. **દરદો**-લકવો, ગળાંનો સોજો, ગળાંના હરેક દરદો, ભરણીઘરો વીગેરે છે.

**રહેઠાંણ**=ઘોડાના તબેલા, નીચાં ઘર, ખેડુતોના કોઢારાં, જાનવરોને ચરવાની જગ્યાઓ કે જયાં ઘરો બાંધેલા નહીં તેવી, મેદાનો, ખેતરો, નીચા ઓરડાઓ, ભોયરાંઓ વીગેરે છે.

**મિથુન=દીશા** પશ્ચિમ અને જરા દક્ષીણ તરફ. **દરદો**-નાના અકસ્માતો, હાથની ઓડ, ખભાં, હાથ, બીગડેલું લોહી, નસોમાં પવનનું ભરાવું, વિચારોમાં બેભાન જેવો, અને રગોની કમતાકાતી વીગેરે છે.

**કર્ક=દીશા** ઉત્તર. **દરદો**-આખાં શરીરમાં વ્યાધી, છાતી, પેટ, આંચલ વીગેરેનાં દરદો, નબલી પાચનશકતી, પેટમાં સરદી, ખહી,

બલગમ, જુનો ઠાંસો, પેટમાં પાણી, પેટનો ગુરગુરાટ, તથા ઘણુાખરાં મુખ્ય કરીને છાતીનાં દરદો હોય છે.

**સિંહ=દીશા** ઉત્તર પુર્વ. **દરદો**–પાંસરાં અને છાતીની પતીઓમાં થતાં દરેક જાતના દરદો, ફેફસાંમાં પરૂં પાકવું, ઊપજ્યું, બેસુધ્ધી, બરડામાં દુઃખાવો, ગુસ્સામાં ધ્રુજવું અથવા હ્રદયનું કાંપવું, સુજેલી આંખ, પ્લેગ, પીળો કમલો, અને દુન્યામાં આવી પડતી આફતોનાં ઉડતા રોગો વીગેરે છે.

**કન્યા=દીશા** દક્ષીણ જરા પશ્ચિમ તરફ. **દરદો**–કરમ, પવન, ચુંકો, આંતરડાંને લગતાં સર્વે દરદો, છુપા ભાગની ગોળીને લગતાં દરેક દરદો તેમજ ઇંદ્રીના દરદો વીગેરે થાય છે.

**તુલા=દીશા** પશ્ચીમ. **દરદ**–પથરી, રેતી વીગેરે પીસાબમાં થાય છે તે દરદો, ગુરદાનાં દરેક જાતના દરદો, મીઠ્ઠી પીસાબ, કમરનાં દરદો, ધાતને લગતાં દરદો, ગરમીના દરદો, ઇંદ્રી અને ગુરદામાં પડતાં નાસુરો, પીસાબના ફુક્કા તથા ઇંદ્રી અને બરડાના પાછલા ભાગમાં થતી અનેક વ્યાધીઓ તથા લોહીનો બગાડો વીગેરે છે.

**વૃશ્ચિક=દીશા** ઉત્તર જરા પુર્વ તરફ. **દરદો**–રેતી, પથરી, ગોળીના અને દરેક છુપા ભાગના દરદો, સ્ત્રીનાં દરદો, દસ્તાનના મરજો, ભગંદર, અંતરગળ, મસા, આંતરડાંનું પીસાબની કોઠલીમાં ઉતરી પડવું, મરદ તેમજ સ્ત્રીનાં છુપા ભાગોનાં અનેક દરદો, ગર્ભ-સ્થાનના દરદો વીગેરે છે.

**ધન=દીશા** પુર્વ પણ જરા દક્ષીણ તરફ. **દરદો**–ભગંદરો તથા ઝાડાના માર્ગમાં થતાં દરદો, લોહીનું ગરમ થવું, ઘોડાપરથી પડી જવું, અને તેથી દરદ થવાં, ચારપગી જંગલી જાનવરોથી હેરાંન થવું, આંગથી બળવું, ગરમીના દરદ તથા પુષ્કલ મેહનતથી થાક ચઢીને થતાં દરદો છે.

**મકર=દીશા** દક્ષીણ. **દરદો**–પગનાં ગુંઠણના દરદો, અને પગનાં ગુંઠણ આગળના સાંધાઓમાં અતી મેહનત, અથવા ઘસારા કે કાંઈ-પણ પ્રકારથી ઉપજતાં દરદો, ખરપસું, ખુજલી, અને બેદરકારી, તથા અસ્વચ્છતાથી થયલાં લંબાણ દરદો છે

**કુંભ=દીશા** દક્ષીણ-ઉત્તર. **દરદો**-પવનનાં દરદો, આંકરાં આવતાં દરદો, રગોમાં ધ્રુજરી થતાં દરદો, તથા પગનાં અંગુઠાની નીચે પગનાં ટેટાંઓમાં થતાં દરદો, તથા તે ભાગની ખોડખાપણ વીગેરે છે.

**મીન=દીશા** ઉત્તર-પશ્ચીમ. **દરદો**-પગનાં તળ્યાંનાં દરદો, ગાઉત, પગનું લંગડાપણું, ધાતનું જવું, બલગમ પડવા, ઝાડા વાટે અથવા પગનાં તળ્યાંમાંથી રસી ઝરવી, ઘર ગુમડાં, ખુજલી, સરદી અને ઠંડકનાં દરદો, પેટના ભાગના દરદો, લોહીનાં બીગાડાના દરદો વીગેરે છે.

**નોધ=જન્મ કુંડળીમાં પહેલાં ઘરમાં તેમજ છઠા ઘરમાં ઉપળી રાશીઓ માંહેલી કોઇપણ રાશી એકલી બેઠી હોય, તો તેને લગતી દીશા, અને દરદો જાણવાં, પણ જો તેમાં કોઇ ગ્રહભી બેઠો હોય તો, એ દીશા અને દરદો ઉપરાંત, ગ્રહ જે હોય, તેની દીશા તેમજ દરદો પણ જરૂર ગણત્રીમાં લેવાં.**

## (૨૧) ગ્રહોનું દરેક ભુવને જુદું જુદું ફલ.

### હરશચલ.

**પહેલાં ભુવનમાં**=જો પહેલાં ભુવને યાને જન્મ લગ્ને હરશચલ મેષ સીંહ કે ધન રાશીમાં બેઠેલો હોય તો, તે માણસ ઘણું હુલડ, ભેજાં ફાટેલ, લોભી, વિચીત્ર ચીજો અને અજાયબ ચીજોનો શોખીન, બેચેન, જ્યોતીષ વિધ્યાનો શોખીન, તથા મોટાઇ અને મોટા કામોનો અભખરો રાખનારો, શોધક બુધ્ધી, તથા વાદવીવાદનો શોખીન હોય છે. જો મિથુન, તુલા, કુંભ, એ રાશીઓમાં હરશચલ બેઠો હોય તો, ઘણો હુસ્યાર. શોધક બુધ્ધી, ઉંડાણ ભેદ જાણનારો, વિધવાન, વિધ્યાઓનો શોખીન, ખાસ કરીને ઓકલટ યાને આસમાની અને ગેબી વિધ્યાઓ શીખવાનો શોખીન, સાચ્ચો અને મગરૂર હોય છે. જો વરખ, કન્યા કે મકર રાશીનો હોય તો, ભેજાં ફાટેલ, દગાખોર, લુચ્ચો, જનાવરની હેવાન્યતભરી ખાસીયતવાળો, ખાધરો, અને ઘણો લુચ્ચો હોય છે. જો કર્ક, વૃશ્ચિક અને મીન રાશીમાં હોય તો દારૂડી, તથા ઘણો નીંચ ખવાસનો, છાલકા મનનો, બેવકુફ, અદેખો. પોતાનો સ્વાર્થ સાંધનારો, બદમાસ, વ્યભીચારી હોય છે. ઘણું કરીને હરશચલ પહેલાં ભુવને હોય તો તે માણસ ઘણો જીતીલો, હુલ્લડ, કંઇક ચાલાકી

ને સમજવાળો, મગરૂર, બોલીદરાક, અદેખો હોય છે, તથા ઘણું કરીને એવો માનવી પોતાનાં કુટુંબ સાથ તરછોડ કરીને, એખલો અટુલો અને ભટકતી જીંદગી ગુજારનારો હોય છે.

**બીજાં ભુવનમાં**=એકાએક પૈસા જતા રહે, અથવા તો એકાએક પૈસાનો લાભ આપે, તથા પૈસા સંબંધી ઘણો ઘોંટાલો કરાવે, તથા પૈસાની મોટી ખોટો આપે, અને અસાધારણ તથા એકાએક પૈસા સંબંધી ફેરફાર કરી નાખે.

**ત્રીજાં ભુવનમાં**=હરશચલ ત્રીજાં ભુવને બેઠો હોય તો વિધ્યાનો ઘણો શોખીન, જયોતીષ વિધ્યા જાણનારો, ગાયેબની વિધ્યા તથા આસમાનની વિધ્યા શીખનારો, વિચીત્ર ચીજો અને વિચીત્ર કેતાબોનો સંગ્રહ કરનારો, ઘડી ઘડી પોતાનું રહેઠાંણ ફેરબદળ કરનારો, તથા નાની નાની રેલવેની મુસાફરીઓ કરનારો હોય છે, તેમજ એ માણસ કાગળ પત્રના લખાણ બાબે વરવાંધામાં તથા ખટપટમાં આવી પડે છે.

**ચોથાં ભુવનમાં**=માબાપ સાથ ખટપટ થાય, તથા જમીન જગ્યા અને માલમીલકત માટે વાંધો ઉઠે, તથા પાછલી જીંદગીમાં ઘડપણ વખતે હાડમારી અને તંગીમાં આવી પડે.

**પાંચમાં ભુવનમાં**=ફરઝંદ થાય નહીં, અથવા જો થાય તો મરી જાય, ફરઝંદો તરફથી ઘણી હાડમારી પડે, સરત, સોરતી, સટો વીગેરેમાં હમેશાં ખોટ અને નુકસાન થાય. જો સ્ત્રીને જન્મ કુંડળીએ હરશચલ પાંચમે ભુવન પડયો હોય તો નાની ઉમ્મરથીજ તે સ્ત્રી આફતમાં આવી પડે.

**છઠાં ભુવનમાં**=આ ભુવનમાં કાંઇ ઝાઝી અસર કરતો નથી, પણ ચાકરો અને હલકા માણસોથી દુઃખ ખમવું પડે, નોકરો લુચ્ચા નીવડે. જો વરખ રાશીમાં હરશચલ છઠાં ભુવને હોય તો દીપથેરીઆ (Diphtheria) યાને ગળાંનો સોજો તથા ગળાંનું દરદ થાય.

**સાતમાં ભુવનમાં**=હરશચલ સાતમે ભુવને ઘણોજ ખરાબ, લગ્ન થવામાં ઘણીજ અડચણો, બૈરી સાથે અણબનાવ; વખતે છુટા છેડા પણ થાય, બૈરી અથવા મરદ જેને કોઇને સાતમે હરશચલ પડયો હોય તો તે લુચ્ચો, છીનારવો અને ખુની ઘાતકી હોય, ખાસ કરીને

ગુસ્સાવાળો તો જરૂરજ હોય, વળી મોટા જોરેમદ દુશ્મનોથી પણ દુઃખ ખમવું પડે, તથા જાહેરાતમાં લોકો સાથે ખટપટ થાય. હરશચલ સાતમે હોય તો તે સ્ત્રી અથવા મરદને ઘણુંજ ખરાબ છે.

**આઠમાં ભુવનમાં**=ધણી અથવા બૈરી પૈસો ઉડાવે, ફાલો હીસ્સો મળે નહીં, વારસો મેળવવામાં અડચણ પડે, અને મુવેલાંનાં માલ દોલત બાબદ બહુજ ખટપટમાં ઉતરવું પડે.

**નવમાં ભુવનમાં**=વિધ્યા તથા જ્યોતીષ શાસ્ત્રનો શોખીન થાય, તથા ગુપ્ત વિધ્યા શીખે, મોટો નજુમી થાય, મુસાફરી કરે, વિધ્યાનો શોખ ધરાવે, ધર્મ સંબંધી ઘણાજ વિચીત્ર વીચારો રહે, હુજતી અને હઠીલો હોય છે.

**દશમાં ભુવનમાં**=ચઢતી તેમજ પડતી આપનારો છે, જેટલી ચઢતી કરે તેટલીજ પડતી કરે, લોકોમાં માન અપાવે, ને પછી અપજસ કરાવે. મોટાં માણસો સાથે, શેઠ સાથે ખટપટ કરાવે, મુસાફરીમાં ભટકયા કરે, અને ધંધો રોજગાર એક જાતનો કરે નહીં, અને હરઘડી નવો નવો ધંધો કર્યા કરે, તેમાં કોઇ વખત મોટો લાભ મેળવે, તો કોઇ વખત મોટી ખોટ આવે. મેરીદીયનનાં એ ઘરમાં હરશચલ સારો નહીં.

**અગ્યારમાં ભુવનમાં**=દોસ્તો મદદ કરનારા હોય, તેમ વળી કેટલાક દોસ્તો મદદ માંગવાબી આવે, ઓળખાણ પીછાણુવાળાંઓથી હેરાનગતી થાય, અને જેટલાં પીછાણવાલાં ઓછાં હોય તેટલાં સારાં, નહીં તો તેઓ ખોટમાં લાવી નાંખશે.

**બારમાં ભુવનમાં**=ખાનગી દુશ્મનો ઘણા હોય, ને તેઓ છુપી રીતે નુકસાન પુગાડે, તથા ખરચ ઘણો થાય, અને દુશ્મનોથી ઘણું નુકસાન પુગે.

**નોધ:**—આ સર્વે ફળ હરશચલ જે જે ભુવને એકલો બેઠો હોય, તે તે ભુવનમાં ઊપર લખ્યા પ્રમાણેનું ફળ આપે છે. પણ જો બીજા ગ્રહોનાં કંજંગશનમાં બેઠો હોય તો તે ગ્રહનાં કંજંગશન પ્રમાણેનું ફળ આપે છે.

## શની.

**પહેલાં ભુવનમાં**=પહેલાં ભુવનમાં શની હોય તો તે માણસ હીચકારો, અવિશ્વાસુ, બ્હીકણો, એકમાર્ગી, વીચારવંત, અદેખો, કીનાખોર, અને લોભી હોય છે. જો મેષ, સીંહ કે ધન રાશીનો હોય તો જરા સારો છે, કારણકે તેથી તે માણસ જરા ખુલ્લો, સીધો તથા સાચ્ચો, પણ તકરારીઓ, હુલડ અને કડક સ્વભાવનો હોય છે. જો વરખ, કન્યા કે મકર રાશીમાં હોય તો, દગાબાજ, મીંઢો, બેવકુફ, હઠીલો, ચોર, લુચ્ચો અને વહેમીલો હોય છે. જો મિથુન, તુલા કે કુંભ રાશીનો હોય તો વીચારવંત, મનંન કરનારો, ઘણો કંજુસ, અને ધર્મને લગતી બાબદો જાણનારો, અને પાદરી અથવા બ્રાહ્મણ કે મોબેદીનો ધંધો કરનારો થાય. જો કર્ક, વૃશ્ચિક કે મીન રાશીનો હોય તો, લોભી, આળસુ, નાઉમેદ, ગમગીન, લુચ્ચો, દગાબાજ, વેપધારી, તથા ધર્મને લગતી ખટપટો કરનારો, એકાંતવાસ તથા બરીએલ સ્વભાવનો હોય છે. ખાસ કરીને શની પહેલાં ભુવનમાં એકલો પડયો હોય તો તે માણસ, શરમાળ, તથા એકાંતવાસ પસંદ કરનારો, મંડળીમાં નહીં ભેળાનારો, મનંન કરનારો, આકરા સ્વભાવનો, કંજુસ, ગમગીન, કપટી, દગાબાજ, ધર્મને લગતા વિચીત્ર વીચાર ધરાવનારો, પોતાનું તથા પોતાનાં કુટુંબનોજ લાભ સાચવનારો, સ્વારથી, જીતીલો, તથા કેટલીક વખતે જબાનનો બોબરો પણ હોય છે.

**બીજાં ભુવનમાં**=પૈસાની પુષ્કળ તંગી આપે, પૈસા ખોવડાવે, તથા વેપારમાં બીલકુલ લાભ નહીં આપે.

**ત્રીજાં ભુવનમાં**=મુસાફરીમાં ભય રખાવે, મુસાફરીમાં મારામારી, ખટપટ તથા જીવ રંજીદા કરે, અને નાણું ખોવડાવે, ભાઇ બાઇ તથા પાડપડોશી પૈસાની ખોટમાં લાવી નાંખે, ગુપ્ત વિધ્યાનો શોખીન રહે, ઘણો વીચારવંત અને ગંભીર થાય.

**ચોથાં ભુવનમાં**=માબાપને ભારી છે, વખતે બાપ ઘણો સીક પડે અથવા તો મરી જાય, જો ઊંચનો હોય તો જરૂર મા કે બાપને મારે, યાને મોત કરે, પણ જમીન ખેતરનું સુખ આપે.

**પાંચમાં ભુવનમા**=બચ્ચાં ફરઝંદોને મારી નાંખે, અથવા દુ:ખી દરદી કરે, કુટુંબમાં દુ:ખ ઉપજાવે, તથા શૅર સટ્ટા અને સોરતી સરતમાં ખોટ આપે.

**છઠાં ભુવનમાં**=જો વરખ, સીંહ, વૃશ્ચિક કે કુંભ રાશીમાં હોય તો રેતી, પથરી, હાર્ટડીઝીઝ, ગુરદાને લગતાં દરદો, ગળાંને લગતાં દરદો આપે છે. જો મિથુન, કન્યા, ધન, મીન એ રાશીમાં હોય તો દમ, હાંફણ, ખહી કરે છે. મેષ, કર્ક, તુલા, મકર એ રાશીમાં શની છઠે ભુવન બેઠો હોય તો, છાતીમાં દુ:ખાવો, આંતરડાંનાં દરદ, રૂમેટીઝમ નીચલા ભાગોમાં, એવાં દરદો આપે છે. વળી છઠે ભાગેં શની નોકરોનું સુખ આપતો નથી, નોકરો લુચ્ચા, ચોર અને દગાબાજ નીવડે છે.

**સાતમાં ભુવનમાં**=ઘણા જાહેર અને દગાબાજ દુશમનો હોય, તથા એ માણસનો ખાવીંદ અથવા સ્ત્રી ગમગીન, સર્દીની દહેવાલી, એકમાર્ગી હોય, અને જો સાતમાં ભુવનમાં મિથુન, કન્યા, ધન કે મીન રાશીમાં હોય તો ધણી કે મરદ મરે, અથવા બે સ્ત્રી અથવા બે મરદ સાથ લગ્ન કરે, અથવા તેબી મરે તો ત્રીજીવાર પણ લગ્ન કરે. જો ઊંચનો હોય તો લગ્નથી પૈસા મળે, અથવા જાગીરી મળે, માલમીલકત મળે, નીંચનો હોય તો રંડાયલી સ્ત્રી સાથ લગ્ન કરે, અથવા તો ઘરડો નપુષ્ક ખાવીંદ મળે.

**આંઠમાં ભુવનમાં**=લગ્નથી કંઇપણ હાંસલ મળે નહીં, તથા વારસો હીસ્સો મેળવવામાં અડચણો પડે. જો ઊંચનો હોય તો સહેજ સારો લાભ આપે.

**નવમાં ભુવનમાં**=ઘણો ધર્મી, વીચારવંત, એકમાર્ગી અને મનંન કરનારો, ગુપ્ત વિધ્યાનો શોખીન, જાદુગર, તથા વિચીત્ર ચીજોનો જાણનારો, વામમાર્ગી થાય છે, અને લાંબી મુસાફરીમાં તેમજ પાણીની મુસાફરીમાં નુકસાન પુગાડે છે, ધાત કરે છે.

**દશમાં ભુવનમાં**=જીંદગીમાં ફત્તેહ આપે, તેમજ આફત અને નાસીપાસીમાં પણ લાવી નાંખે, ધંધામાં આંત ખરાબ કરે, માબાપને દુ:ખી કરે અથવા મારે, યાને મોત કરે, એકાએક ઊંચી સ્થીતીએ ચઢાવે ને એકાએક સત્યાનાસ વાલી નાંખે.

**અગ્યારમાં ભુવનમાં**=જુઠ્ઠા, લુચ્ચા, મતલબી મીત્રો હોય છે, અને તે દોસ્તોથી તેનું સત્યાનાસ થઇ જાય છે.

**બારમાં ભુવનમાં**=ખાનગી પુષ્કળ દુશમનો હોય છે, જે છુપું ઘણું નુકસાન પુગાડવાની કોશેષ કરે છે, કેટલીક વખત તેમાં ફાવે છે, છુપું ઝેર લાગવાનો પણ સંભવ રહે છે, તથા મીત્રોથી ઘણીજ ખોટ ખમવી પડે છે.

**નોંધ:**—એ પ્રમાણે શની દરેક ભુવનમાં એકલો હોય ત્યારે ફળ આપે છે.

## રવી.

**પહેલાં ભુવનમાં**=જો રવી પહેલાં ભુવનમાં હોય તો તે માણસ પક્કો, ઉદાર, ઉંચા ખવાસનો, જરા મગરૂર, રોબાબવાળો, તથા નીચ અને હલકા વીચાર તથા કામોને ધીક્કારનારો, પોતામાં વિશ્વાસ રાખનારો, સાચ્ચો અને ઘણો ભલો માણસ હોય છે. જો મેષ, સીંહ કે ધન રાશીમાં હોય છે તો, પોતાનાં કુટુંબ કબીલો, તથા ઓળખાણ પીછાણવાળાંઓમાં પોતાનું માન વધારવાને ખંતીલો, તથા રાજા સમાન માબ્બો તેઓ વચ્ચે ધરાવનારો, થોડું બોલનારો, અને કામ પુરતુંજ બોલનારો હોય છે. વરખ, વશ્ચિક કે કુંભ રાશીમાં હોય છે, તો તે માનવી જરા વધારે મગરૂબ હોય છે, તથા પોતાનાં ખ્યાલી, પોતાવતનાં વીશ્વાસથી હસી મશકેરીમાં આવી પડે છે, યાને મોટા માણસમાં ખપવા જતાં ખાસરાં ખાય છે. કર્ક કે મીન રાશીમાં પોતે વેષધારી થાય છે, તેમજ પોતાની નામરજી છતાં વ્યભીચારી બને છે, તથા સ્ત્રી લંપટી હોય છે. વૃશ્ચિક રાશીમાં ડાકતરી અથવા હકીમુ અને ગાંધીને લગતું કામ ઘણી બાહોશીથી જાણી શકે છે, અને તેમાં નામના કાઢે છે. ખાસ કરીને રવી જેને પહેલાં ઘરમાં હોય છે તે માણસ ઘણું કરીને હમેશાં નસીબદાર અને સાધારણ રીતે દરેક બાબદમાં ફત્તેહમંદ જીંદગી ગુજારે છે.

**બીજાં ભુવનમાં**=પોતાના પૈસા ખર્ચી નાંખે, ઘણોજ ઉડાઉ, પૈસાની બાબદમાં અવીચારી થઇને સર્વે પૈસા તથા માલ મીલકત ઉડાવી નાંખે છે.

**ત્રીજા ભુવનમાં**—વિધ્યા તથા હુન્નર અને કારીગરીનો ઘણો શોખીન હોય છે, મત બાંધવામાં એકકો હોય છે, તથા પોતાનાં ઘર અને પોતાનાં મુળકથી કવચીતજ બાહેર જાય છે. જો કર્ક, વૃશ્ચિક, મીન રાશીમાં હોય છે, તો ઘણી નાની દરીયાની મુસાફ્રરી કરે છે, અને જો મેષ, કર્ક, તુલા, મકર, એ રાશીનો હોય છે તો ઘણી રેલવેની ટુકી મુસાફ્રરીઓ કરે છે.

**ચોથાં ભુવનમાં**=બાપનું સુખ વધારે આપે છે, તથા માબાપ ઊંચા ખાનદાન અને મોભ્ભાવાળાં તથા પૈસાથી સુખી હોવાં જોઇએ. ખાસ કરીને રવી ઉંચનો હોય તો એમજ થાય છે.

**પાંચમાં ભુવનમાં**=ફ્રરઝંદ થતાં નથી, પણ જો કર્ક, વૃશ્ચિક, કે મીન રાશીમાં હોય છે તો બચ્ચાં થાય છે, પણ તે બચ્ચાં સીકલી, ટુંકી જીંદગીનાં, અને નબળાં બાંધાનાં હોય છે, પણ જો રવીની સાથે ગુરૂ, શુક્ર, અથવા ચંદ્ર પણ પાંચમે બેઠો હોય છે, તો બચ્ચાં તંદરૂસ્ત અને સારાં નીવડે છે. આ માણસ શેર સટ્ટો તથા સરતમાં પૈસા ખોહે છે, મોજમજાહમાં પણ પૈસો ખોહે છે.

**છઠાં ભુવનમાં** તબીયતને માટે ખરાબ છે. ઘણી લાંબી બીમારી ભોગવાવે. જો વરખ, સીંહ, વૃશ્ચિક કે કુંભ રાશીમાં હોય છે, તો ગળાંના દરદ, છાતીનું દરદ, ઠાંસો, દમ, રેતી, પથરી, હાર્ટડીઝીઝ, કમર અને સાંધાની નબળાઇ, વીગેરે દરદો કરે છે. જો કન્યા કે મીન રાશીમાં હોય છે, તો દમ લેવામાં અડચણ કરે છે, ફેફસાંના દરદ કરે છે, ખાસ કરીને ખઈનો રોગ લાગુ પાડે છે. અને જો મેષ, કર્ક, તુલા, મકર, એ રાશીઓમાં રવી છટ્ઠા ભુવને બેઠો હોય તો, છાતી નબળી કરે છે, પેટને લગતાં તથા હોજરીનાં દરદો કરે છે, તથા માર વાગવાથી અથવા જખમ પડવાથી ઇજા થાય છે, તેને દુઃખ લાંબો વખત સુધી ખમવું પડે છે.

**સાતમાં ભુવનમાં**=જે મરદ ઓરતને સાતમાં ભુવનમાં રવી પડયો હોય, તે મગરૂબ હોય છે, તોપણ દયાલુ અને આબરૂદાર હોય છે, ઉંચા ખવાસનાં હોય છે, અને ઘણા ભલાં હોય છે, પણ ઘણા જોરેમંદ અને મોટાં માણસો તેનાં જાહેર દુશમન થાય છે, ને તેથી તેને ઘણી નડતલો ખમવી પડે છે.

**આઠમાં ભુવનમાં**=ખાવીંદ અથવા મરદ પૈસા પુષ્કળ ખરચે છે, તથા ઉડાવે છે. જો રવી મંગળની સાથે અથવા તો મંગળની પાપ દૃષ્ટિમાં હોય છે, તો એકસીદંતથી અથવા કાંઇક ભયભીત રીતનું મોત કરે છે.

**નવમાં ભુવનમાં**=આબરૂદાર, માન પામેલો, ઠરેલ, કહરેલ, સાચ્ચો તથા પ્રમાણીક હોય છે, મોબેદી અથવા ધર્મગુરૂનો ધંધો કરનારો હોય છે. જો કર્ક કે મીન રાશીમાં હોય છે તો ઘણી લાંબી દરીયાની મુસાફરી કરનારો થાય છે.

**દશમાં ભુવનમાં**=હરેક કામમાં તથા જીંદગીમાં ફત્તેહ મળે છે. ઘણોજ ભાગ્યશાળી, રાજદ્વારી મોટો માનપાન મેળવનારો, તથા આપખુદ અને આપઅખત્યાર વૈભવ ભોગવનારો, મોટા માણસોમાં બેસનારો, હરેક કામમાં ફત્તેહ મેળવનારો થાય છે.

**અગ્યારમાં ભુવનમાં**=ઘણાજ વિશ્વાસુ અને સાચ્ચા મીત્ર હોય છે. જો ઊંચનો રવી, અગ્યારમાં સ્થાનમાં હોય છે, તો તે માણસને મીત્રો તરફથી ઘણોજ લાભ થાય છે, તેના મીત્રો રાજવંશી જેવા હોય છે, મોટા માણસો હોય છે. અને તેઓથી પુષ્કળ લાભ તે મેળવી શકે છે.

**બારમાં ભુવનમાં**=જો રવી બારમાં ભુવનમાં પાપગ્રહની દૃષ્ટિમાં સપડાયલો હોય તો તે માણસ બંદીખાને જાય છે, તે સીવાય જો રવી ઉંચનો કે સારી દૃષ્ટિનો બારમે બેઠો હોય તો, રોગશત્રનો નાશ કરી, ફત્તેહ આપનારો છે.

**નોધ :**—આ ઉપર પ્રમાણે રવીની અસર હમેશાં જાણવી, પછી સાથે બીજા ગ્રહ હોય કે નહીં હોય, તોપણ જન્મકાળનો રવી જે સ્થીતીમાં, માનવીની કુંડળીમાં પડેલો હોય, તેવોજ તે માનવી ખાસ કરીને વૈભવ ભોગવે છે. રવી તો જીંદગીનો રાજા છે, રવીના ઉદય થતાં માનવી પેદા થઈ. રવીનાં અસ્તે માનવી મરે છે, માટે અંગ્રેજી જયોતીષનો મોટો આધાર ખાસ રવી ઉપર રાખેલો છે. તેટલા માટે રવીનું ફળ અંશે અંશનું હવે પછી આગળ આપેલું છે, તે જેટલા અંશનો જે રાશીનો રવી હોય, તેટલા અંશનું તે રાશીનું ફળ તેમાં જોવાથી માલમ પડશે, અને તે ફળ જીંદગીમાં હમેશાં પુરેપુરૂં મળશે, એ નક્કી જાણવુ.

## ગુરૂ.

**પહેલાં ભુવનમાં**=જો પહેલા ભાવે ગુરૂ, મેષ, સીંહ કે ધન રાશીમાં આવે તો ઘણો ઉદાર, ભલો, હીમતવાન અને ફત્તેહમંદ તથા દોસ્ત અને દુશ્મન બેઉનું ભલું ચાહનારો, જરા ટેકવાળો, સહેજ મગરૂબ, કસરતનો શોખીન, ઉમંગી અને વીશ્વાસ લાયક પ્રમાણીક હોય છે. જો વરખ, કન્યા, કે મકર રાશીમાં હોય તો, ભેદી, ખાનગી, અને લોભી, મગરૂબ અને છાલકાં મનનો હોય છે. જો મિથુન, તુલા, કુંભ રાશીમાં હોય તો, સાચ્ચો, ઉદાર, અને ઘણી સારી ચાલચલણનો હોય છે, તથા પ્રમાણીક અને મદદ કરવાને તૈયાર, પરગજુ, અને ઘણું કરીને નસીબદાર હોય છે. જો કર્ક, વૃશ્ચિક કે મીન રાશીમાં હોય છે, તો મોજીલો, શોખીલો, ખાવા પીવાનો શોખીન, રમતગમતનો શોખીન, પૈસાનો ખુબ ખરચ કરનારો, પણ ઘણોજ ઘણોજ નસીબવંત યાને ફત્તેહમંદ હોય છે. ખાસ કરીને ગુરૂ જે માનવીને પહેલાં ભુવને હોય, તે માણસ, બહાદુર, ભોળો, ભલો, ઉદાર, અક્કલમંદ, સાવચેત, સાચ્ચો, પ્રમાણીક, ધર્મી, અને ભલાંજ કામ કરનારો થાય છે.

**બીજાં ભુવનમાં**=પુષ્કળ પૈસા આપે, અને જીંદગીમાં ઘણું સુખ આપે, પૈસાવાળો થાય, આબરૂ ઘણી વધે, અને લોકોમાં વખણાય, માન મળે, પ્રખ્યાત અને ફત્તેહમંદ માણસોની કુંડળીમાં હમેશાં ગુરૂ ઉંચનો બીજે કે દશમે ભુવને હોય છે.

**ત્રીજાં ભુવનમાં**=ભાઇ બેનનું સુખ, તથા નાની રેલવેની મજાહ સાથની મુસાફરીઓ કરે.

**ચોથાં ભુવનમાં**=બુઢાપામાં ઘણું સુખ મળે, અને ગુરૂ ઉંચનો કે સારી દૃષ્ટિનો હોય તો જાણવું કે માબાપનું સુખ સારૂં રહે.

**પાંચમાં ભુવનમાં**=જે માનવીને પાંચમાં ભુવને ગુરૂ ઉંચનો હોય તેનાં ફરઝંદ ઘણા મોટા માણસ નીવડે, અને ફરઝંદથી ઘણું સુખ મળે, તેમજ તે માણસને સોરતી, સટ્ટો, સરત, અને વેપારમાં ઘણો લાભ મળે.

**છઠાં ભુવનમાં**=સાધારણ તબીયત ઘણી સારી રાખે, રોગશત્રુનો નાશ કરે, જો મિથુન, કન્યા, ધન કે મીન રાશીનો હોય તો,

પેટમાં દરદ કરે, છાતી નબલી કરે, ફેફસાંનું દરદ કરે છે. નોકર ચાકરનું સુખ સારૂં આપે, ને નોકરો પ્રમાણીક નીવડે.

**સાતમાં ભુવનમાં**=કોર્ટના કેસ કજયામાં ફત્તેહ મળે, જાહેર દુશ્મનોપર ફત્તેહ મળે, અને લગ્નનું સંપુર્ણ સુખ આપે.

**આંઠમાં ભુવનમાં**=લગ્નથી પૈસા મળે, બૈરીને પૈસા મળે, અને જો ગુરૂ ઉંચનો હોય તો કોઇનો ફાળો હીસ્સો પણ મળે.

**નવમાં ભુવનમાં**=ઘણોજ ધર્મી, ઘણોજ નીતિમાન અને પહરેજગાર, ઘણોજ આબરૂવાળો, દયાળુ અને ઘણોજ નેક માણુસ થાય છે.

**દશમાં ભુવનમાં**=દરેક બાબદમાં ફત્તેહ, વેપારમાં ફત્તેહ ને મોટો લાભ, મોટું માન મળે. સરકારી માન મળે, જે માણુસને દશમે અથવા બીજે ભુવન ગુરૂ હોય તે માણુસ નસીબવંત અને દરેક કાર્યમાં ફત્તેહમંદ નીવડે છે.

**અગ્યારમાં ભુવનમાં**=ભલા અને પ્રમાણીક મીત્રો હોય છે, કે જેઓ મારફતે ઘણી સારી મદદ મળે છે, કે જેથી તે માણસનું ઘણું સારૂં થાય છે.

**બારમાં ભુવનમાં**=થોડા ખાનગી દુશમનો હોય, જેઓ કદીબી ફાવે નહીં, તેમજ દુઃખ પુગાડે નહીં, એ માણુસ પોતાનાં દોસ્તોનેજ પોતાના દુશમન ગણવાનો ધખારો રાખે છે.

**નોધ :**—આ ગુરૂનું ફળ જયારે દરેક ભુવનમાં ગુરૂ એકલો હોય, અને ઉંચ કે નીંચનો હોય, તે પ્રમાણે સારૂં નરસું ફળ જાણવું. પણ જયારે બીજા ગ્રહોની સાથે હોય ત્યારે તે પ્રમાણે કંજંગશનનાં ફળમાં જોઇને ફળાદેશ વીચારવું.

## મંગળ.

**પહેલાં ભુવનમાં**=જે માણુસને પહેલા ભુવનમાં મંગળ કોઇબી રાશીમાં પડયો હોય, તો તે માણુસ ઘણો હીમતવાન, મક્કમ વીચારનો, ખમતર, કોઇની પણ દરકાર વગરનો, યાને બેતુંભા ; હદબહારની હીમતવાળો, જરા ઝાકટ અને સ્ત્રીબાજ. ખુનામરકી જોવાને તથા તેમાં હાથ અજમાવવાને તૈયાર, લશકરી સીપાહી મરદની હીમત

જેવો બહાદુર, કસરતમાં એક્કો, માથાંપર કે મોઢાંપર કંઈ ઘા અથવા નીશાન કે તલ હોય, લોભી, બેદરકાર અને તુફાની તથા છેડતી કરનારો હોય છે.

**બીજાં ભુવનમાં**=પુષ્કળ ખરચાળુ, પૈસા ઉડાવી દેનારો, પણ મક્કમપણે પૈસા મેળવવાનોજ દ્રઢ વીચાર રાખનારો, તથા પુષ્કળ ઊદાર અને મોટાં દીલથી પૈસા લોકોને આપનારો, અને પૈસાની દરકાર કર્યા વગરનો હોય છે.

**ત્રીજાં ભુવનમાં**=ઘણો તુફાની, કડક સ્વભાવનો, ભાઈ બેન સાથે અણબનાવ રાખનારો, નાની રેલવે મુસાફરીથી નુકસાન મેળવનારો, હઠીલો અને સહેજમાં ઉશકેરાઇ જનારો હોય છે.

**ચોથાં ભુવનમાં**=માબાપનું સુખ નહીં, મા કે બાપ મરે, ખાસ કરીને બાપ સાથે કજયો થાય, અને પાછલી જીંદગીમાં બીલકુલ સુખ મળે નહીં ને હાડમારી બુઢાપામાં પડે.

**પાંચમાં ભુવનમાં**=તોફાની, નાતાબેદાર ફરજંદ, કેટલાક ફરજંદ મરી જાય, શેર. સટ્ટો, સોરતી, સરત, જુગારનો શોખીન, જો મંગળ ઊંચનો અને સારો હોય તો લાભ આપે, નહીં તો પૈસા ખોહે. સ્રીની જન્મોત્રીમાં પાંચમાં ભુવને મંગળ હોય તો ઘણો ખરાબ, તે સ્રી જુવાન વયમાંજ આફતમાં આવી પડે છે.

**છઠ્ઠાં ભુવનમાં**=જો વરખ, સીંહ, વૃશ્ચિક કે કુંભ રાશીમાં મંગળ છઠ્ઠા ભુવનમાં પડેલો હોય તો ગળાનાં દરદ, રેતી, પથરી, છાતીનાં દરદ, હાર્ટદીઝીઝ, છાતીમાં પરૂ વીગેરે દરદો કરે છે. જો મીથુન, કન્યા, ધન, મીન એ રાશીનો હોય તો જરૂર ખઈનો મરજ લાગુ પાડે છે, છાતી તથા ફેફસાંનાં દરદ આપે છે. જો મેષ, કર્ક, તુલા, મકર રાશીનો હોય તો દાઝવાથી ઇજા પામે, ગુરદાના દરદ થાય, મીઠી પીસાબનાં દરદ થાય, રૂમેતીક તાવ આવે, મસા થાય, એવાં દરદો આપે છે. નોકર ચાકરનું સુખ નહીં, નોકરો ચોટ્ટા ને ચોર મળે, જેઓ પૈસા ખાઇ જાય, ને નુકસાન પુગાડે છે.

**સાતમાં ભુવનમાં**=પરણેલી જીંદગીમાં ખટપટ હોય, ધણી ધણ્યાણીને ચાલુ ખટપટ અને બોલાચાલી થયા કરે, મન પસંદ

જોડું હોય નહીં. જાહેરમાં ઘણાં દુશ્મનો હોય જેઓથી ઘણું નુકસાન પુગે. બે સ્ત્રીનો જોગ થાય, સ્ત્રીને દસતાનનો મરજ થાય છે.

**આંઠમાં ભુવનમાં**=ધણી અથવા સ્ત્રી પુષ્કળ ખરચાળુ નીવડે, કોઇ વખત એકસીદંતથી મોત થાય છે.

**નવમાં ભુવનમાં**=ભેજા ફાટેલ, હુજતી, અદેખો, અને જુઠો હોય, અધર્મી અને લુચ્ચો હોય. જો મંગળ કર્ક કે મિન રાશીનો હોય તો દરીયાની મુસાફરી અને લાંબી મુસાફરીમાં જરૂર નુકસાન કે અડચણ કરે અથવા એકસીદંત કરે.

**દશમાં ભુવનમાં**=હીંમતવાન અને હુજતી, મત્ત ઊચ્ચારવામાં ઉતાવળો, ઘણો હવસી અને પોતે લાયક હોય કે નહીં હોય તોપણ લોક નીંદામાં આવી પડે, બધાં સાથે કજીઓ કંકાસ થયા કરે. માબાપ સાથે ખટપટ થાય.

**અગ્યારમાં ભુવનમાં**=લુચ્ચાં અને દગાબાજ મીત્રોનાં હાથમાં દબાયલો રહે, તથા તેઓ તેને દબાવીને પૈસા ખાય, તથા તેનું નુકસાન કરે, લુચ્ચા, દગાબાજ, રંડીબાજ મીત્રો હોય.

**બારમાં ભુવનમાં**=બંદીખાને જવાનો ભય રહે, છુપા દુશ્મનો ઘણા હોય, તથા તે દુશ્મનોનાં કાવતરાંમાં ફસી પડે, ને હેરાન થાય, બારમે મંગળ ઘણોજ ખરાબ જાણવો.

**નોંધ:**—મંગળ જયારે એખલો હોય ત્યારે એવી રીતે દરેક ભુવનનું ફળ આપે, એમ જાણવું.

### બુધ.

**પહેલાં ભુવનમાં**=જો પહેલાં ભુવનમાં બુધ હોય તો તે માણસ ઘણો ચતુર હોય છે. જો મેષ, સીંહ, કે ધન રાશીનો હોય તો, ચતુર, આકરા સ્વભાવનો ગુસ્સાવાળો, નાટકનો શોખીન, તથા તર્ક બુધ્ધીશાળી હોય છે. ખાસ કરીને મેષ અને સીંહમાં એવા ગુણ ઘણા હોય છે, કારણકે એ રાશીઓમાં તે ચપળ, ઉતાવળો, અને હદબાહેર બહાદુર હોય છે, તેમજ સહેજ તોછડો પણ હોય છે. જો વરખ કે મકર રાશીમાં હોય છે તો આળસુ, ખાધરો, લોભી, અદેખો, લુચ્ચો, ભેજાં ફાટેલ, તથા પોતાનુંજ સુખ જોનારો હોય છે. જો

મિથુન, કન્યા, તુલા, કુંભ, એ રાશીમાં હોય છે, તો ઘણોજ બુધ્ધીશાળી, પ્રોફેસર, વિદ્વાન, ચાલાક, ઉંડાણુ સમજ ધરાવનારો, ભાષણ કર્ત્તા, અને સાયન્સનો શોખીન, તથા જેબી વિધ્યા શીખવા ચાહે તે જલદી શીખે તેવો હોય છે. જો વૃશ્ચિક રાશીમાં બુધ હોય તો, મોટો હકીમ થાય, દવાદારૂનું કામ જાણે, ડાકટરી વિધ્યામાં નામ કાઢે, અખતરા અજમાવવાને ઘણો શોખીન, પણ મીઠો ને લુચ્ચો હોય છે, એવાં માણસથી ચોંકીને ચાલવું જોઇએ. જો કર્ક કે મિન રાશીનો હોય તો જાણવું કે બેવકુફ, છાલકાં મનનો, અક્કળ વગરનો, વિધ્યા વગરનો, જબાનનો બોબરો, ઘચુપચુ વિચારનો, પોતાને વાસ્તે પોતે ઘણો મોટો વીચાર ધરાવનારો, એવાં માણસપર બીલકુલ વિશ્વાસ રાખવો નહીં.

**બીજાં ભુવનમાં**=કાંઇ આ ભુવનમાં બુધ ઉપ્યોગી નથી, પણ જો સારા ગ્રહોની દૃષ્ટી અને સમાગમમાં બેઠો હોય તો પૈસાનો સહેજ લાભ આપે છે.

**ત્રીજાં ભુવનમાં**=વિધ્યા શીખવે, હુન્નર આવડે, તથા કલમ બાજ હોય, દરેક રીતનાં લખાંણ સારાં કરી શકે, કલાર્કનો ધંધો કરે, ઘડીઘડી મુસાફરી કરે, મનનો ઘચુપચુ, એક ચીજ પુરી કરે નહીં તેટલાં બીજી ચીજ પકડે એવા ઊતાવળ્યા ખવાસનો હોય છે.

**ચોથાં ભુવનમાં**=બુધ ચોથાં ભુવનમાં કાંઇ ખાસ ફળ આપતો નથી, કોઇ વખતે વિધ્યા શીખવે છે.

**પાંચમાં ભુવનમાં**=મિથુન, સીંહ કે કન્યારાશીમાં ફરજંદ આપતો નથી, ને આપે તો એક આપે છે, અથવા તો ફરજંદનો નાશ કરે છે. જો કર્ક, મિન, કે વૃશ્ચિક રાશીમાં હોય તો લંગડાં, લુલા, અને એબીયલ બચ્ચાં આવે. પાંચમે બુધ હોય તો તે માણસ શેર, સટ્ટો, જુગાર, સરત વીગેરે કરવાનો ઘણો શોખીન હોય છે.

**છઠ્ઠાં ભુવનમાં**=લુચ્ચા અને દગાબાજ તથા બોલીદરાજ નોકરો હોય છે. જો બુધ પહેલાં ઘરનો માલેક હોય, અને ત્યાં નહીં બેસતાં, જન્મ કુંડળીમાં છઠ્ઠા ભાવે ધન કે મિન રાશીનો થઇને બેસે તો જરૂર ખહીનો રોગ આપે, ને ખહી થાય, અને છાતી, ફેફસાંના દરદ આપે, ને જીંદગીભર તબીયત માંદી રાખે.

**સાતમાં ભુવનમાં**=ઘણા જાહેર દુશમનો હોય છે. સ્ત્રી બોલીદરાઝ હોય છે, જેથી સંસાર ખટપટીઓ જાય છે.

**આંઠમાં ભુવનમાં**=બુધ કાંઇપણ વાસ્તવીક ફળ આપતો નથી.

**નવમાં ભુવનમાં**=મુસાફરીનો શોખીન બનાવે છે, વિદ્વાન બનાવે છે, અજાયબ વિધ્યા અને ચીજોનો શોખીન હોય છે, ચાલાક, ચપળ અને હાજર જવાબી તથા હસમુખો હોય છે.

**દશમાં ભુવનમાં**=વેપારમાં ઘણો લાભ આપે, અથવા તો રાજદ્વારી બાબદમાં વકીલ બારીસ્ટર થાય, અથવા તો ભાષણકર્તા થાય, વિદ્વાન પ્રોફેસર થાય, શોધક બુધ્ધી હોય, વિધ્યાથી ધન મેળવે, અને ઘણો ભાગ્યશાળી થાય.

**અગ્યારમાં ભુવનમાં**=મોટા વિદ્વાન મીત્રો હોય, અને જો બુધ ઊંચનો હોય તો તે મીત્રો જરૂર મદદ કરનારા અને સારા નીવડે.

**બારમાં ભુવનમાં**=છુપા દુશમનો ઘણા હોય, રાજદ્રોહી ભાષણો કરનારો, તથા લબાસ હાંકનારો હોય, છુપા દુશમનોથી હેરાન થાય, ખરાબ ચાલનો નીવડે. એવું બુધનું ફળ જાણવું.

## શુક્ર.

**પહેલાં ભુવનમાં**=જો પહેલાં ભુવનમાં શુક્ર હોય તો સ્ત્રીઓ તે માનવીને ઘણો ચાહે, તથા સ્ત્રીજાતી સાથે સારૂં લેહણું હોય અને તેથી લાભ પણ થાય. મોજમજાહનો શોખીન હોય છે, હસમુખો, ઉદાર, સારા ખવાસનો, અને ગાયણકળામાં હુસ્યાર હોય છે. જો શુક્ર મંગળનાં કંજંગશનમાં હોય છે, અથવા સારી દૃષ્ટિમાં હોય છે, તો આર્ટીસ્ટ અથવા પેન્ટર અથવા ચીત્રકળામાં હુસ્યાર હોય છે. એ માણુસનું આયુષ્ય ઘણું લાંબુ રહેતું નથી, તથા શરીરનો બાંધો પણ કાવળો અને સ્ત્રી જેવો હોય છે, સરોદ ઘણો મધુર હોય છે, સ્ટેજ ઉપર તેઓ માન મેળવી શકે, તથા જાહેર મેળાવડા અને રમતગમત જયાં થતાં હોય, ત્યાં તે માણુસ ઘણો વખણાય છે.

**બીજા ભુવનમાં**=ધંધા વેપારમાં અને જીંદગીમાં ફાયદો આપે, પૈસા આપે, સારાં કપડાં તથા ઘરેણાં પહેરવાને મળે, અને કપડાં

તથા ઘરેણાં પાછળ પુષ્કળ પૈસા ખરચે, ઉડાઉ અને મોજમજાહ પાછળ પૈસા ખરચે. જો શુક્ર ઊંચનો હોય તો એ સર્વે ખરચ પુરતું મળ્યા કરે, પણ જો નીંચનો કે પાપગ્રહથી ઘેરાયલો હોય તો કદી પણ પૈસાવાળો થાય નહીં.

**ત્રીજા ભુવનમાં**=હસમુખો, ઢોંગીલો, તથા હાસ્યરસભરેલાં લખાણો કરનારો, ભાઇ બેનનાં સુખવાળો, તથા ભાઇ બેન અને લાગતાંવળગતાંઓથી મદદ મેળવનારો, તથા નાની રેલવે મુસાફરી ફત્તેહમંદીથી કરનારો યાને ફાયદો મેળવનારો થાય છે.

**ચોથાં ભુવનમાં**=પાછળી જીંદગી ઘણી ફત્તેહમંદ અને સુખા નીવડવાનો સંભવ રહે છે. બાપ તરફથી સારો લાભ મળે છે, અને બુઢાપાના વખતમાં શાંત અને સુખવાસી જીંદગી ગુજારે.

**પાંચમાં ભુવનમાં**=જુગાર, શેર, સટ્ટો, સરત, પાનાંની રમત, અને મોજમજાહ કરનારો હોય છે. મુખ્ય ભાગે ફરઝંદમાં છોકરીઓ ઘણી અવતરે, ફરઝંદો તાબેદાર હોય, અને પાછળ સુખ દેખાડે. જો શુક્ર ઉંચનો હોય તોજ, શેર, સટ્ટો, અને સરતમાં જીતારે, અને લાભ આપે.

**છઠ્ઠાં ભુવનમાં**=તબીયત સારી રાખે, પણ શુક્ર છઠ્ઠા ભુવનમાં કાંઇ વધારે ફળ આપતો નથી, સીવાય કે, તે માણસનાં નોકરો તાબેદાર અને સારાં નીવડે.

**સાતમાં ભુવનમાં**=નાનપણમાં લગ્ન થાય, તથા પરણેલી જીંદગી સુખા નીવડે, અને સંસાર ઘણોજ આણંદમાં ગુજારે, વળી જાહેર દુશમનો મારફતે લાભ થાય.

**આંઠમાં ભુવનમાં**=લગ્ન કરવાંથી પૈસા મળે, અથવા સ્ત્રીને ફાળો મળે, અથવા તો કોઇ મરતો માણુસ દોલત આપી જાય.

**નવમાં ભુવનમાં**=મોટી મુસાફરી કરે, ધર્મ ઉપર પુરો એતેકાદ રાખે, અને જો દશમા ઘરનાં કક્ષ (Cusp)થી શુક્ર ઘણો દુર હોય, તો મોટાં ખાનદાનમાં તેની શેહાદી થાય, અને પૈસો મળે, અથવા પોતાનાં કરતાં ઘણો ઉંચ કુળાનો મરદ કે સ્ત્રી મળે.

**દશમાં ભુવનમાં**=જીંદગીમાં ફત્તેહ, ભાગ્યશાળી નીવડે, જાહેરાતમાં મોટા માન એક પછી એક મલ્યાંજ જાય, સારા ખવાસનો, મોજીલો શોખીલો, માયાળુ, તથા મોટાં ખાનદાનમાં પરણે, લગ્નથી લાભ મેળવે, અને સ્ત્રીઓમાં ઘણું માન મેળવે તથા તેઓથી ઘણો લાભ થાય.

**અગ્યારમાં ભુવનમાં**=ઘણા સારા મીત્રો હોય, તથા ખાસ કરીને સ્ત્રી મીત્રોથી ઘણો ફાયદો થાય.

**બારમાં ભુવનમાં**=ઘણા ખાનગી દુશમનો હોય, ખાસ કરીને ખાનગી સ્ત્રી દુશમનો ઘણી હોય, ખાસ કરીને જો શનીનાં દૃષ્ટિ બારમાં સ્થાનનાં શુક્ર ઉપર પડતી હોય તો જરૂર સ્ત્રી દુશમનોથી હેરાન થવું પડે. શુક્ર બારમે કાંઇ ઘણી અગત્યતા ધરાવતો નથી, પૈસા આપે, ખરચ સારે માર્ગે કરાવે.

**નોધ :**—એ પ્રમાણે શુક્ર દરેક ભુવનમાં એકલો હોય ત્યારે ફળ આપે છે.

## ચંદ્ર.

**પહેલાં ભુવનમાં**=જો ચંદ્ર પહેલા ભુવનમાં હોય તો તે માણસનું મન ભમતું રાખે, એક જગ્યાએ બેસે નહીં, સ્ત્રીઓ તરફથી માન મેળવે, ને સ્ત્રીઓથીજ ફાયદો થાય; સારો ખવાસ રાખે, સભામાં વખણાય, મંડળીઓમાં ભેળાય, પોતાનું સુખ જોવાને તત્પર, મહેનત કરે નહીં, ભેજાંના ખુલ્લાં વીચારનો, તથા બધાનું ભલુ કરવાનાં મોટા મોટા વીચાર ધરાવનારો, ખાસ કરીને આવો માણસ હલકાં માણસો, યાને કામદાર મજુર વર્ગનાં માણસોમાં ઘણો માનીતો થાય છે. ચાળાક, ઉતાવળ્યો, માયાળુ, પણ લોભી અને સહેજ ઉદાર પણ રહે છે. મેષ રાશીમાં લોભી અને મન ફેરવી નાખનારો હોય છે, વૃશ્ચિક કે મકર રાશીમાં હુજતી, આળસુ, વ્યભીચારી, બેઆબરૂ, બેશરમ, હલકાં લોકોમાં વસનારો નીંચ હોય છે. જો મિથુન, કન્યા, તુલા, કે કુંભ રાશીનો હોય છે તો વિધ્યાનો શોખીન, તથા નજુમીનો શોખીન અને જ્યોતિષ વિધ્યા શીખનારો થાય.

**બીજાં ભુવનમાં**=જો ઊંચનો થઇને બીજા ભાવે બેઠો હોય તો ઘણોજ સારો, ફત્તેહ આપે, પૈસા આપે, બીજી કોઇબી રાશીમાં સાધારણ પૈસા આપે, જો કોઇની પાપ દૃષ્ટિમાં હોય તો સારો નહીં.

**ત્રીજાં ભુવનમાં**=રેલવેની નાની મુસાફરીઓ ઘણી કરે, વિધ્યાનો શોખીન હોય, ગુપ્ત વિધ્યા શીખે, અને જો ઊંચનો હોય તો ભાઇબેનથી ફાયદો મેળવે.

**ચોથાં ભુવનમાં**=જો ઊંચનો ચંદ્ર ચોથાં ભુવનમાં હોય તો ખેતીવાડીમાં લાભ આપે, માબાપનું સારૂં સુખ આપે, પણ એ માણુસ ઠર પડીને એક ઠેકાણે રહે નહીં, પોતાનું રહેઠાણ બદલ્યા કરે.

**પાંચમાં ભુવનમાં**=જુગારી અને મોજ મજાહનો ઘણો શોખીન અને લછનીઓ હોય છે, ઘણાં છોકરાં થાય, જો મિન રાશીમાં હોય તો વખતે જોર છોકરાં સાથે થાય.

**છઠ્ઠાં ભુવનમાં**=તબીયત ઘણી નાદરૂસ્ત રાખે, ઘણી લાંબી માંદગી આપે, મિથુન, ધન, કે મિનનો ચંદ્ર હોય તો છાતીનાં દરદ કરે, ફેફસાંનાં દરદ આપે, વરખ, સીંહ, વૃશ્ચિક, કે કુંભ રાશીમાં હોય તો, ગળાંનાં દરદ, છાતીનાં દરદ, રેતી, પથ્થરી, કે ગુરદાનાં દરદો આપે, ઠાંસો ચાલુ કરે. જો છઠ્ઠાં ભુવનમાં ચંદ્ર ઊંચનો હોય તો દુઃખ કમતી કરે અને શત્રુનો નાશ કરે.

**સાતમાં ભુવનમાં**=પરણેલી જીંદગીનું સારૂં સુખ આપે, ચંદ્ર જે રાશીમાં હોય, તે રાશીનાં ખવાસનો ધણી અથવા સ્ત્રી મળે, ભાગીદારીમાં ફાયદો થાય, અને મુસાફરીએ ઘડીઘડી જવાનું થાય.

**આંઠમાં ભુવનમાં**=જો ઉંચનો હોય તો લગ્ન થવાથી પૈસા આપે, જો શની કે મંગળ સાથે કંજંગશનમાં હોય તો ગંભીર અકસ્માતીક મોત કરે.

**નવમાં ભુવનમાં**=લાંબી મુસાફરીએ જવું પડે. જો ઉંચનો હોય તો તેથી ફાયદો મળે, વિધ્યાનો શોખીન હોય, ધર્મ સંબંધી હુજત કરનારો, અને ચશકેલા વીચારનો હોય છે.

**દશમાં ભુવનમાં**=જાહેરાત અને જીંદગીમાં ફત્તેહ આપે, કુટુંબનાં મોટાં માણસોથી મદદ મળે. જો ઉંચનો હોય તો જાહેર લોકોથી માન મળે, અને કીર્તીવાન, ધનવાન થાય.

**અગ્યારમાં ભુવનમાં**=ઘણા સારા ફ્રેન્ડો હોય છે, જો નીચનો હોય તો મીત્રો ઘણા ખરાબ મળે, અને તે મીત્રો નુકસાન પુગાડે.

**બારમાં ભુવનમાં**=સ્ત્રી દુશ્મનો ઘણા હોય, તથા સ્ત્રીઓનાં હાથથી નુકસાન પુગે, સ્ત્રીઓ છેતરે, અને વિશ્વાસઘાત થવાનો સંભવ રહે છે.

**નોધ :**—ચંદ્ર ઘણી ઝડપી ચાલતો છે, અને તેથી અઢી દીવસમાં એક રાશી પસાર કરી જાય છે, જેથી ત્રાનજીતમાં ચંદ્ર ઘણા ગ્રહો ઉપરથી પસાર થાય છે, તેવે વખતે, તે હરેક ભાવમાં પોતાની અસર તે દીવસે કરે છે. જે અંગ્રેજી પંચાંગ યાને એફામરીમાં દરરોજની તારીખમાં આપેલું હોય છે.

## (૨૨) ગ્રહોની એસપેકટસોના ફળો.

### કંજંગશનોના ફળો.

**કંજંગશન**=એટલે **સંયુતી,** સંજોગ, સમાગમ વીગેરેને કંજંગશન કહે છે, એ બાબદની સમજણ આગળ ખુલાસાથી આપેલી છે. હવે કંજંગશનોનાં સારાં માઠાં ફળ નીચે દર્શાવ્યાં છે. એટલું ધ્યાનમાં રાખવું કે જે ફળ કંજંગશન આપે, તેવુંજ ફળ **પેરેલલ** ગ્રહો પણ આપે છે. માટે જે કંજંગશનો નીચે લખ્યાં છે, તેઓ જયારે પેરેલલ પણ થાય, ત્યારે તેજ જાતનું ફળ આપે છે એમ જાણવું. સારા ગ્રહો પેરેલલ હોય ત્યારે સારૂં ફળ આપે, એ યાદ રાખવું.

**ગુરૂ ૪ શની**=વારસો હીસ્સો મળે, માલ મીલકત મળે, લગ્નથી પૈસો મળે, મીત્રો તરફથી મદદ મળે, મોટો ધર્મગુરૂ થાય, અને ઘણું માન અને મરતબો વધે. હવે આ ફળ માંહેથી જે જે ભુવનમાં કંજંગશન થાય, તે તે ભુવનને લગતું ફળ જાણવું, જેમકે નવમે ભુવન થાય તો, મોટો વિધવાન ધર્મગુરૂ થાય, સાતમે કે બીજે, અથવા આંઠમે હોય તો લગ્ન થવાથી પૈસા મળે, દશમે હોય તો મોટું માન અને રાજદવારી ઓધ્ધો મળે. એ પ્રમાણે જે ભુવનમાં કંજંગશન થાય, તે તે ભુવનની ખાસીયત પ્રમાણેનું ફળ વીચારી લેવું.

**શની ૮ મંગળ**=ઘણો ગરમ સ્વભાવ કરે, ખરાબ છે, ખુની બનાવે, મારામારી કરે, ચોરી લુટફાટ કરાવે, કેદખાને જાય, ખાસ કરીને શની અથવા મંગળ દશમે હોય અથવા લગ્ને હોય તો જરૂર કેદખાને જાય.

**શની સાથે રવી**=એની અસર તબીયતપર ઘણી છે. જો એ કંજંગશન મિઠુન, કન્યા, ધન, મીન એ રાશીમાં થાય તો જરૂર છાતી ખરાબ કરે, ખહીનો મરજ થાય, ફેફસાંનો ભાગ બગાડે, અને જરાજરામાં સરદી લાગી જાય. જો વરખ, સીંહ, વૃશ્ચિક કે કુંભ રાશીમાં થાય તો, ડુબી મરે, ગુંગળાઇને મરે, પડી જાય, અથવા એકસીદંટ થાય. અને જો મેષ, કર્ક, તુલા, મકર રાશીમાં થાય તો વેપારમાં ઘણી મોટી ખોટો જાય, ને પૈસાનું ભારે નુકસાન થાય, જો સ્ત્રીની કુંડળીમાં થાય તો ધણી મરે. અને જો શની એકી વખતે રવી તથા બીજા ગ્રહોનાં કંજંગશનમાં હોય તો એથી ત્રણ ધણી સાથે તે સ્ત્રી લગ્ન કરે.

**શની સાથે શુક્ર**=પ્યારમાં હાર મળે, ધારેલી સ્ત્રી સાથ લગ્ન નહીં થાય, સ્ત્રીઓ સાથે ખટપટ થાય, અને નુકસાન થાય, છુપી કુટેવ હોય, ગાળગળોચ કરે, લુચ્ચાઇ અને બેવફાઇ કરે, ખાસ કરીને એ સર્વે મરદોને વધારે અસર કરે છે.

**શની સાથે બુધ**=ખરાબ કડવો સ્વભાવ થાય, અદેખો અને નીંદાખોર થાય, ઘણી વખત બોલવામાં જબાન ખેંચાય, અને પોતાનાં ગુસ્સાદાર સ્વભાવથી ઘણા દુશમનો ઉભા કરે, ને તેનેથી પોતે હેરાન થાય. જો ત્રીજાં ભુવનમાં જો સંયોગ થાય તો ગુપ્ત વિધ્યા શીખે, અને પ્રયોગો કરવામાં ઘણો બેદરકાર રહે, વળી સહેજ હાથની ચાલાકી વાળો રહે, અને નાની વસ્તુ કે ચાજોનો ચોરી પણ કરે.

**શની સાથે ચંદ્ર**=આખી જીંદગીભર પૈસાની તંગી પડે અને પૈસો ખોહી બેસે, ઉડાઉ, ઝનુંની, વહેમીલો હોય છે. જો સાતમે હોય તો સ્ત્રી મરે. જો મિઠુન, કન્ય, ધન કે મીન રાશીમાં હોય તો ઘણી સ્ત્રી સાથે લગ્ન કરે, છાતી નબળી કરે, પડવાનાં એકસીદંત કરે, પાણીમાં એકસીદંત કરે, જો અગ્યારમે હોય તો, દોસ્તો લુચ્ચા

નીવડે ને દોસ્તોથી આફતમાં આવી પડે, દોસ્તો છેતરી જાય, સ્ત્રીઓને એ કંજંગશન ઘણુંજ ખરાબ છે. આખી જીંદગી માંદગી અને દલીદ્રતામાં જાય.

**શની સાથે હરશચલ**=જો બીજાં, સાતમાં, અથવા દશમાં ભુવનમાં થાય તો તે ઘણા ખરાબ જાણવાં, કારણકે બીજામાં પૈસાની ભારી હાડમારી, સાતમામાં લગ્નનું સુખ નહીં, દશમાંમાં નાલેસી અને બેઈજતી ને બંદીખાનું તથા બીમ્મારીપણું. પહેલે ભુવને, ખુની, અદેખો, દગાખોર ને લુચ્ચો હોય.

**ગુરૂ સાથે હરશચલ**=ફાળો મળે જો બીજે કે આંઠમે હોય તો સારો, નવમે હોય તો ધર્મનાં કામમાં ફત્તેહ આપે.

**ગુરૂ સાથે મંગળ**=બેસુમાર ખરચાળુ, ઘણોજ ઉદાર, ભેજાં ફાતેલ, બેવકુફ અને જીતીલો, મારામારીમાં જીપલાવનારો તથા લાંબી સમજદારી નહીં વાપડનારો હોય છે.

**ગુરૂ સાથે રવી**=જીંદગીમાં ફત્તેહ, તથા મોટા અને રાજવંશી માણસો સાથે મેલાપ કરાવે, પૈસા અને મોટાઇ પામવાની આ એક સાહદત છે, ખાસકરીને પહેલા ભુવને અથવા તો દશમાં ભુવને હોય તો ઘણોજ સારો. સ્ત્રીનાં જન્મ વખતે એ સંયોગ હોય તો તે સ્ત્રી કોઇ મોટાં માણસ સાથે તથા પૈસાવાળા સાથે પરણે. એ કંજંગશનથી માહું ઘણું તપે છે, અને માથે લોહી ચઢવાની બીહીક રહે છે, કારણકે એવાં કંજંગશનવાળાં માણસો ઘણું કરીને માથે લોહી ચઢવાથી મરે છે.

**ગુરૂ સાથે શુક્ર**=પ્યારમાં ફત્તેહ આપે, સારાં કપડાં અને જણુસ પહેડાવે, તથા સાધારણ સુખ સારૂં આપે, પણ કપડાં અને એસ્કાઈ પાછળ પૈસો ખુબ ખરચાવે.

**ગુરૂ સાથે બુધ**=વિચારશક્તિ અને અક્કળ ઘણી સારી હોય, વીધ્યા તથા શીખવા ભણવામાં પંડીત થાય, અને તેથી પૈસા ઘણા મેળવે, ખુલ્લાં દીલનો અને ઉદાર હોય, પણ પોતાની રીતભાતમાં ઘણો સાવચેત અને સાદો હોય, જો ગ્રહો ઉંચનાં હોય તો એવું સર્વે સારૂં ફળ આપે.

**ગુરૂ સાથે ચંદ્ર**=આ કંજંગશન ઘણુંજ, ઘણુંજ સારૂ જાણવુ. કારણકે બેસુમાર પૈસો અને આખી જીંદગીભર ફત્તેહ તથા સુખ આપે છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો, ઘણું સુખ, અને સારી તંદરૂસ્તી રાખે.

**રવી સાથે શુક્ર**=સ્ત્રીબાજ થાય, અને બૈરાંઓની સાથે ઘણી દોસ્તી રાખે, અને વ્યભીચારી નીવડે, બૈરાંઓને લગતી ચીજનાં વેપારમાં ફાયદો થાય, જો કર્ક કે મીન રાશીમાં હોય તો દારૂડી છાકટો થાય, ગવૈયો થાય, અને દરેક જાતનાં નાજુક હુન્નરમાં પુર્વીણ થાય, સબી પાડનાર થાય, આર્ટીસ્ટ થાય, જો બીજાં ભુવનમાં હોય તો, એ માણસ સ્ત્રીઓ પાછળ પોતાનો પૈસો ખરચે ને ખરાબ કરે.

**રવી સાથ બુધ**=ઘણોજ પાક્કો વેપારી બચ્ચો નીવડે, વેપારમાં ઘણી સમજ હોય, હીસાબમાં એક્કો હોય, મતલબ્યો હોય, લોકોનાં દીલ જીતી લેનારો હોય, પણ જો મીન રાશીમાં હોય તો બેવકુફ, કંઇપણ પકકુ શીખે નહીં, બોલીદરાજ અને મુર્ખો તથા ઢચુપચુ મનનો હોય છે. એ સર્વે અસરો જયારે ૧, ૩, ૯, ૧૦, એ ભુવનોમાંજ ઉપર પ્રમાણેનું ઘણું ફળ આપે, બીજાં ભુવનોમાં સહેજસહાજ સારૂં ફળ આપનારાં છે.

**રવી સાથે ચંદ્ર**=જીંદગીમાં ફત્તેહ આપે, જો ચંદ્ર ઉંચનો હોય તો, કોઇ સ્ત્રી મારફતે લાભ થાય, અને માનમર્તબો તથા ઓધ્ધો મળે, જો પાણીની રાશીમાં યાને કર્ક કે મીન રાશીમાં હોય તો દારૂડી ને છાકટો હોય ને તેથી તબીયતનું નુકસાન કરે.

**રવી સાથે મંગળ**=ઘણોજ હીમતવાન, ઘણોજ હુજતી અને હુલ્લડ, મક્કમ વીચારનો, બીહીક વગરનો, અને બેધડક આફતમાં ધાસ્તી વગર ઝીપલાવી દેનારો, મીજાજનો કડક અને જલદીથી તપી જનારો, પણ ભોળો અને ઉદાર તથા માયાળુ હોય છે. એ માણસને તાવ ઘણીક વખત આવે અથવા કાંઇક ગંભીર બનાવથી મોત થાય, ઘણો મજબુત અને સંગીન પેહલવાની બદનનો થાય.

**મંગળ સાથે શુક્ર**=રંડીબાજ અને વ્યભીચારી, બેઈજતી અને આબરૂ વગરનો, છાકટો અને વ્યભીચારમાં પૈસા ગુમાવનારો, જો સ્ત્રીનાં

જન્મે એવો સંયોગ હોય તો તે સ્ત્રી મોટી વ્યભીચારણી થાય, અને તે ધંધો કરે. એ માટે બીજા ગ્રહો પણ જોવા.

**મંગળ સાથે બુધ**=મારામારી ને ભાંજગડનો શોખીન, બોલી-દરાજ, જુઠું બોલનારો, ચોરી કરનારો, ખોટી સહી કરનારો, અને એવી નખ્ખોદ વાળનારી અનેક ભુંડી ટેવવાળો થાય, તથા દરેક ભલી કે ભુંડી હરકોઇ ચીજમાં પહેલો આગેવાન થાય. ગણત્રીબાજ હોય, સારૂં અનુમાન કરી શકનારો હોય, પણ તે સારે માર્ગે વાપડે નહીં, અને નજીવી બાબદમાં ગુસ્સે થઇને ફનાફાત્યો કરી નાખે.

**મંગળ સાથે ચંદ્ર**=ઘણોજ ભેજા ફાતેલ, ચીરડાઉ ખવાસનો, ઘણો બેતુંભા અને હુલ્લડ, સારાં કે નરસાં દરેક કામમાં આંખ વીચીને ઝોંકાવી દેનારો, સ્ત્રીજાતીનો શોખીન, યાને રંડીબાજ, કે જેમાં પૈસા, આબરૂ તથા તંદરૂસ્તીનું નખ્ખોદ વાળનારો, ઘણો ચપળ અને ચાલાક, પણ જુઠો, હીમતવાન અને ભોળો હોય છે.

**મંગળ સાથે હરશચલ**=ઘણોજ અદેખો, લોહીનો તરસ્યો, અને બહાદુર, હીમતવાન, ચોર અથવા લુટારો, અને બંદીખાને જાય, જયારે ૩, ૯ કે ૧૦ માં ભુવનમાંજ સંયોગ થાય, ત્યારે એ ફળ જાણવું, જો સાતમાં ભુવને થાય તો લગ્નમાં નખ્ખોદ વળે, છુટાછેડા થાય, અથવા તો ખુન થાય.

**હરશચલ સાથે શુક્ર**=જો પહેલાં ભુવનમાં થાય તો, તે માણસ એકટર થાય અથવા ગવૈયો થાય, ને તેમાં મોટું નામ કાઢે, અથવા તો આર્ટીસ્ટ થાય, અને નામના મેળવે, પણ ઘણીક બાબદોમાં રંડીબાજ, દારૂડી, વ્યભીચારી હોય, જો પહેલાં ઘરમાં નહીં અને તે સીવાયનાં કોઈ ભાવમાં સંયોગ થાય તો, પ્યારમાં ખલલ પડે, અને ધારેલી મોહરદાર નહીં મળે, તથા પરણ્યા પછી પણ બીજી સ્ત્રી કે મરદ સાથ આડા વહેવાર કરે, સાતમાં ઘરમાં હોય તો જો મરદની કુંડળીમાં હોય તો સ્ત્રી તેવું કરે, અને જો સ્ત્રીની કુંડળીમાં હોય તો તેનો મરદ તેવું કરે. જો મીડહેવન યાને દશમાં ઘરમાં એ સંયોગ થાય તો, કોઇ મોટા માણસની સ્ત્રી મારફતે અથવા કોઇ રાજવંશી સ્ત્રી મારફતે ભાગ્યનો ઉદય થાય.

**રવી સાથે હરશચલ**=પહેલાં ઘરમાં થાય તો બહાદુર, હીમતવાન અને આબરૂદાર બનાવે. જો બીજા ભુવન અથવા દશમાં ભુવનમાં સંયોગ થાય તો, કોઇ વખત બેસુમાર પૈસો આપે ને વળી કોઇ વખત ઘણોજ ભીખારી પણ બનાવી દે. સ્રીની કુંડળીમાં આ સંયુતી ઘણીજ, ઘણીજ ખરાબ જાણવી એવી સ્ત્રીઓ ધણી વખતે દેખતાંદેખત વ્યભીચાર કરે છે, અથવા તો જીવતો ધણી મુકી, બીજા સાથે નાસી જાય છે.

**હરશચલ સાથે ચંદ્ર**=ખાસ કરીને પરણેલી જીંદગી માટે છે, જેમ રવી તથા હરશચલની સંયુતી, સ્રીને વ્યભીચારી તથા પોતાનાં ખાવીંદ તરફ બેવફા બનાવે છે, તેમ મરદની કુંડળીમાં આવો સંયોગ, તે મરદને પોતાની સ્રી તરફ બેવફા અને વ્યભીચારી ઠેડવે છે, તોપણ ખાસ કરીને એ સંયુતીથી મરદ ઘણો વ્યભીચાર કરતો નથી, પણ પોતાની સ્રી સાથ રોજ મારફાડ અને કજ્યો કરે છે, અને અંતમાં તલાક લઇ છુટા પડે છે. એવો માણસ પુષ્કળ મુસાફરી કરે છે, તથા પોતાનું રહેઠાણ એક જગ્યાપર કાયમ રાખતો નથી.

**હરશચલ અને બુધ**=જો પહેલાં ભુવનમાં થાય તો, તે માનવી મોટો પંડીત અને વિદ્વાન પ્રોફેસર થાય, અને મોટી નામના મેળવે, તથા પૈસો મેળવે, અને હુન્નરમંદીમાં ઘણો હુશીયાર હોય છે, જો ત્રીજે ભુવન કે નવમે ભુવન સંયુતી થાય તો નજુમ અને જ્યોતીષી વિધ્યા શીખે, ગુપ્ત વિધ્યા શીખે, પણ ચાલચલણમાં જરા વિચીત્ર હોય, તથા દરેક વીચાર અને દાખલા દલીલમાં અક્કલમંદી વાપડે, પણ કેટલીક વખતે લોકોની જાહેરાત નિંદામાં આવી પડે. જો મીન રાશીમાં એ સંયુતી થાય, તો તે માણસ તદન દફાંરયો અને કોડીને પણ કામનો નહીં એવો બેવકુફ સમજવો.

**ચંદ્ર અને શુક્ર**=દુન્યામાં ફત્તેહ આપે, એરકી કપડાં અને સારા દેખાવનો શોખીન રહે, ઐરાંઓથી ફાયદો થાય, લગ્નનું સંપુર્ણ સારૂં સુખ મળે.

**શુક્ર અને બુધ**=શોખીલો, મોજીલો, ગવૈયો અને ચાલાક થાય, જો પહેલાં ભુવનમાં થાય તો મોટો કવી થાય, અને મોટો પંડીત અને

સાએરાન સાએર બને, પણ જો ત્રીજા અથવા નવમાં કે દશમાં ભુવનમાં એ સંયુતી થાય તોપણ એવીજ રીતે ફીલસુફ બને પણ પહેલાં ભુવનનાં જેટલો નહીં, યાને ફળ થોડું ઓછું આપે. વળી એ માણુસ જુવાન સ્ત્રી સાથે પરણી શકે, અને સુખી નીવડે.

## (૨૩) સારી એસપેકટસોનાં ફળો.

એસપેકટસો યાને દૃષ્ટિઓ સારી તેમજ માઠી હોય છે એટલા વાસ્તે સારી એસપેકટસોનું ફળ પહેલે લખી નહેષ્ટ ફળ પછીથી લખ્યું છે. સારી એસપેકટસો, જેવી કે ૩૦°, ૩૬°, ૬૦°, ૭૨°, ૧૨૦°, ૧૪૪°, આ છ જાતની દૃષ્ટિ સારી લેખેલી છે, જેનું તોલ આગળ કોષ્ટકમાં આપેલું છે, તે પ્રમાણે નીચલાં ફળાદેશનું પ્રમાણ વધારે કે ઓછું સારૂં જાણવું :—

**હરશાચલ ગુરૂ સાથે સારી દૃષ્ટિમાં**=જુઓ ગુરૂ હરશાચલનું કંજંગશન, તેવુંજ ફળ આપે.

**હરશાચલ મંગળ સાથે સારી દૃષ્ટિમાં**=હીમતવાન, પોતાપર ભરૂસો રાખનારો, ભેજાં ફાતેલ, ઝનુની, ઉદાર, બહાદુર, ઘણો હુસ્યાર સરજ્યન અથવા તો લશકરી સીપાઇ થાય, અને નામના મેળવે. જો મંગળ અથવા હરશાચલ ઊંચના હોય તોજ એવું સારૂં ફળ જાણવું.

**હરશાચલ રવી સાથે સારી દૃષ્ટિમાં**=કોઈ રાજવંશી અથવા મોટા માણુસથી દોસ્તી થાય, અને તેની મહેરબાનીથી પૈસો તથા આબરૂ મેળવવા પામે. ઘણાક રાજદુવારી અને વખણાયલા નરોની જન્મ કુંડળીમાં રવી અને હરશાચલની ૧૨૦ અંશની દૃષ્ટિ હોય છે.

**હરશાચલ શુક્ર સાથે સારી દૃષ્ટિમાં**=પ્યારમાં ફત્તેહ મળે, સ્ત્રીજાતીની મહેરબાની મેળવે, ચીત્રકળા, વાજીંત્ર અને સંગીતમાં હુસ્યાર હોય, જો શુક્ર અથવા હરશાચલ ઉંચનાં હોય તો એવું ફળ ઘણું આપે.

**હરશાચલ બુધ સાથે સારી દૃષ્ટિમાં**=પહેલાં, ત્રીજાં અથવા નવમાં ભુવનમાં જો બુધ અને હરશાચલની સારી દૃષ્ટિ થાય તો, તે

માનવી વિદ્વાન થાય, અને અદભુત અને વિચીત્ર વિધ્યાઓનો શોખીન થાય, ને તેમાં નામનાં મેળવે.

**હરશાચલ ચંદ્ર સાથે સારી દૃષ્ટિમાં**=વ્યભીચારી થાય, અને તે કારણે સ્ત્રી સાથ કજીયો કરી છુટા છેડા કરવા પડે. પહેલે, ત્રીજે, નવમે કે દશમે હોય તો પુષ્કળ મુસાફરી કરે ને લાભ તેમાં આપે, તેમજ વ્યભીચારીપણાપર પણ સહેજ અંકોશ રહે છે.

**શની અને ગુરૂની સારી દૃષ્ટિ**=જુવો શની ગુરૂનું કંજંગશન.

**શની અને મંગળની સારી દૃષ્ટિ**=હીમતવાન, બહાદુર, સીપાહ બચ્ચો, તેમજ કસાઇનાં ધંધામાં ફાયદો અને લાભ આપે, ઘણો મક્કમ વીચારનો અને જીતીલો, એ સર્વે ફળ એક, ત્રણ, નવ અથવા દશમાં ભુવનમાં હોય તો વધારે આપે.

**શની અને રવીની સારી દૃષ્ટિ**=ઘણોજ ગંભીર, સાવચેત, અને હુશ્યાર હોય, જીંદગીમાં ઘણી ફત્તેહ મળે, આબરૂ વધે, અને સારાં માણસોથી લાભ અને ઇજત મળે.

**શની અને બુધની સારી દૃષ્ટિ**=ઘણી અક્કળ હુશ્યારી હોય, વિધ્યામાં નીપુણ થાય, પોતાનાં કામોમાં ઘણો સાવધ અને ચેતેલો રહે, અને ઘણો ગંભીર, વિચારવંત હોય.

**શની અને ચંદ્રની સારી દૃષ્ટિ**=પૈસો સારો મળે, તથા હરેક કામમાં ફત્તેહ આપે, સ્ત્રીની કુંડળીમાં તંદરૂસ્તી સારી રાખે અને પુરતું સુખ આપે, ઉમંગી બનાવે અને સમજદાર બનાવે.

**ગુરૂ અને મંગળની સારી દૃષ્ટિ**=હીમતવાન, ઉદાર, ભોળો, અને હરેક માણસને મદદ આપનારો હોય છે.

**ગુરૂ અને રવીની સારી દૃષ્ટિ**=પુષ્કળ પૈસો, ઘણી ફત્તેહ, લાંબી જીંદગી અને મોટા માણસોથી લાભ અને ઇજત મળે. ખાસ કરી પહેલાં, ત્રીજાં, નવમાં કે દશમાં ભુવને હોય તો ઘણોજ સારો.

**ગુરૂ અને શુક્રની સારી દૃષ્ટિ**=જુવો ગુરૂ શુક્રનું કંજંગશનનું ફળ.

**ગુરૂ અને બુધની સારી દૃષ્ટિ**=જુવો ગુરૂ બુધનું કંજંગશનનું ફળ.

**ગુરૂ અને ચંદ્રની સારી દૃષ્ટિ**=જુવો ગુરૂ અને ચંદ્રનાં કંજંગશનનું ફળ.

**રવી અને મંગળની સારી દૃષ્ટિ**=ભોળો, ભલો, ઉદાર, બહાદુર, હીમતવાન, ઘણોજ જોરેમંદ, અને મજબુત બાંધાનો, લાંબી જીંદગી, લશકરી નોકરી કરનારો, તથા તેમાં મોટું માન મેળવી મોટો ઓધેદાર થનારો હોય છે. ખાસ કરીને ગ્રહો ઊંચનાં હોય તો એવું સંપુર્ણ ફળ આપે છે.

**મંગળ અને શુક્રની સારી દૃષ્ટિ**=ઘણો ખરચાળુ, સ્ત્રીબાજ, તથા સ્ત્રીઓ સાથ ઘણો લાગવગ ધરાવનારો, તથા સ્ત્રીઓ તરફથી માન મેળવનારો, દારૂડી, છાકટો, અને પૈસાનાં ખરચની દરકાર વગરનો હોય છે.

**મંગળ સાથ બુધને સારી દૃષ્ટિ**=ઘણોજ હુશ્યાર હીસાબ કરનારો, ઘણીજ બારીક ને પક્રી ગણત્રી કરનારો, તથા પુષ્કળ ભેજાંનો પાવર રાખનારો. ઘણી સ્ત્રોંગ વીલ પાવરનો, ચાલાક પણ જલદીથી તપી જનારો, ડાકટરી વૈદાંમાં પુર્વીણ, અને દરેક હાથ ચાલાકીનાં હુન્નરમાં તથા બોલીદરાજીમાં પુર્વીણ હોય છે.

**મંગળ સાથ ચંદ્રની સારી દૃષ્ટિ**=ઘણોજ હીમતવાન, અને મક્કમ વીચારનો, પૈસો મેળવનારો, મોજીલો, ખાનારપીનાર અને સર્વે મોજશોખનાં વૈભવ ભોગવનારો હોય છે.

**રવી સાથે ચંદ્રની સારી દૃષ્ટિ**=પુષ્કળ પૈસો આપે, ઉમંગી રાખે, ફત્તેહ આપે, દરેક ચીજમાં આગળ પડે, મોટા માણુસોની દોસ્તી અને મદદથી સુખ, પૈસો અને આબરૂ મળે.

**શુક્ર અને ચંદ્રની સારી દૃષ્ટિ**=જુવો ચંદ્ર શુક્રનાં કંજંગશનનું ફળ.

**બુધ અને ચંદ્રની સારી દૃષ્ટિ**=જુવો બુધ અને ચંદ્રનાં કંજંગશનનું ફળ.

**શની અને શુક્રની સારી દૃષ્ટિ**—જો સ્ત્રીની કુંડળીમાં થાય તો તે પતી તા જાણવી.

## (૨૪) [ક]દૃષ્ટિ યાને નહેષ્ટ એસપેકટસોના ફળ.

**હરશાચલ અને શનીની સુ દૃષ્ટિ**—હરશચલ અને શની સુ દૃષ્ટિમાં હોય, કે સારી દૃષ્ટિમાં હોય, તોપણુ તેનું ફળ હરશચલ અને શનીનાં કંજંગશન પ્રમાણે જાણવું.

**હરશાચલ અને મંગળની સુ દૃષ્ટિ**—જુવો હરશચલ તથા મંગળનું કંજંગશન.

**હરશાચલ અને રવીની સુ દૃષ્ટિ**—હરેક બાબદમાં ઘણીજ ખટપટ અને હાડમારી, બેઇજતી થાય, આખ્ખી જીંદગીભર તે માણુસ દુઃખ અને દલીદ્રતામાં રહે, અને નાસીપાસી અને નામુરાદી તેનો સાથી થાય. જો સ્ત્રીની કુંડળીમાં હરશચલ તથા રવીનું સ્કવેર યાને ૯૦ અંશની પાપ દૃષ્ટિ થઇ હોય તો, તે માહા બુરૂં સમજવું અને તેનું ફળ પણ કંજંગશનનાં જેવુંજ જાણવું.

**હરશાચલ અને શુક્રની સુ દૃષ્ટિ**—પ્યારમાં હાર મળે, અદેખાઇ ઉત્તપન્ન થાય, સ્ત્રીઓ તરફથી ધીક્કાર મળે, તથા નીચ સ્ત્રીની સંગતમાં ખુવાર થાય, જો ૧, ૨, ૫, ૯, ૧૦ એ ભુવનોમાં હોય તો ઘણો ખરાબ જાણુવો.

**હરશાચલ અને બુધની સુ દૃષ્ટિ**—છાપવાની કળામાં નીષ્ફળતા, ઘણો ઝનુની, બેવકુફ અને ગમે તેવા સારા ગુણુ છતાં હાડમાર થાય.

**શની અને ગુરૂની સુ દૃષ્ટિ**—પૈસાની ખોટ જાય, કાર્ટ કેસ થાય, માલમીલકત જતી રહે. જો સાતમાં ભુવનમાં હોય તો, તે માણુસ પૈસાવાળી સ્ત્રી સાથ પરણુવાને ઇચ્છા રાખે, પણુ તેમાં ફત્તેહમંદ નીવડે નહીં.

**શની અને મંગળની સુ દૃષ્ટિ**—જુવો એઓનાં કંજંગશનનું ફળ.
**શની અને રવીની સુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**શની અને શુક્રની સુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**શની અને બુધની સુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**શની અને ચંદ્રની સુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,

**ગુરૂ અને મંગળની સ્રુ દૃષ્ટિ**—જુવો એઓનાં કંજંગશનનું ફળ.
**મંગળ અને રવીની સ્રુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**મંગળ અને શુક્રની સ્રુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**મંગળ અને બુધની સ્રુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,
**મંગળ અને ચંદ્રની સ્રુ દૃષ્ટિ**— ,, ,, ,, ,,

**રવી અને ચંદ્રની સ્રુ દૃષ્ટિ**—પૈસાની તંગી, નોકરી ચાકરી કરવામાં મુશકેલી, શેર, સટો તથા સ્રી છંદથી પૈસાની ખુવારી, દહેની નબળાઇ, તથા સરદીનું વધારે જોર હોય છે.

**ગુરૂ અને રવીની સ્રુ દૃષ્ટિ**—પૈસાની ખુવારી, આખ્ખી જીંદગી લગી કમભાગ્ય રહે, તથા કોર્ટ કેસ અને કજીયાઓ પાછળ પોતાની સર્વે મીલકત ખુવાર કરે, અને કજીયો હારી જાય, અને બેદરકાર બને.

**ગુરૂ અને શુક્રની સ્રુ દૃષ્ટિ**—પોતાની હાલત કરતાં, વધારે મોટાઇમાં રહે, તેમાં પૈસાની ખુવારી કરે, મગરૂબી અને મોટાઇમાં ખુવાર થાય.

**ગુરૂ અને બુધની સ્રુ દૃષ્ટિ**—ખોટું મત આપનારો, બેઇનસાફી, અને દરેક ચીજની ઉળટી સમજ લેનારો, ધર્મ ઉપર વીશ્વાસ નહીં, તથા પસાની ખુવારી કરનારો હોય છે.

**ગુરૂ અને ચંદ્રની સ્રુ દૃષ્ટિ**—ઘણોજ ઉડાઉ અને પુષ્કળ ખરચાળુ જેથી બધી દોલત અને માલમીલકત ફના કરી નાખે.

**શુક્ર અને ચંદ્રની સ્રુ દૃષ્ટિ**—ફાટાં તુટાં કપડાં પહેડનારો, બેદરકાર, ખરચાળુ, છાકટો હોય છે. સ્રીની કુંડળીમાં, સ્રીને ગર્ભસ્થાનનાં તથા દસ્તાનનાં રોગો આપે છે. આળસુ બનાવે છે.

**બુધ અને ચંદ્રની સ્રુ દૃષ્ટિ**—નિંદાખોર, અદેખો, ચપળ, લુચ્ચો, તેમજ સર્વે સારા ગુણોને ખરાબ માર્ગે વાપડનારો, ચોરી કરનારો, અને આડે માર્ગે જનારો હોય છે.

**નોધ:**—આ પ્રમાણે સારી અને નહેષ્ટ દૃષ્ટિનાં ફળ જાણવાં. નહેષ્ટ દૃષ્ટિ ૪૫ અંશની, ૯૦ અંશની ઘણીજ ખરાબ, ૧૩૫ અંશની, અને ૧૫૦ અંશની સાધારણ ખરાબ જાણવી.

**ઓપોઝીશનો**, યાને ૧૮૦ અંશની સ્રુ દૃષ્ટિ, શુભ કે પાપ કોઇપણ ગ્રહ વચ્ચે હોય તેનું ફળ નહેઇ જાણવું.

## (૨૫) જન્મપત્રીકા જોવા તથા ફળ કહેવાની સમજણ.

જન્મપત્રીકા હીંદુસ્તાનમાં ગુજરાતી, સંસકૃત અથવા તો મારવાડી કે ફારસી મુસળમાની ભાષામાં બનાવવામાં આવે છે, જેમાં ખાસ કરીને મુખ્ય ભાગે, ગુજરાતી જન્મોત્રી ઘણી હોય છે. એ જન્મપત્રીકા અથવા ટપકામાં ઘણીક જાતની જુદી જુદી કુંડળીઓ હોય છે, તથા દશા વીગેરે ઘણી બાબદો લખેલી હોય છે, જે ગુજરાતી ગણીત અને ગુજરાતી જયોતીષ વિધ્યાને લગતાં છે, જેની સમજણ અત્રે આપવાથી આ પુસ્તકનું દલ ઘણું મોટું થઇ જાય, અને અત્રે ફક્ત અંગ્રેજીજ રૂઢી આપેલી હોવાથી, એ ગુજરાતી જન્મપત્રીકા, અંગ્રેજી રૂઢી પ્રમાણે કેમ જોવો, તથા તેનું ફળ કેવી રીતે જાણવું તે લખ્યું છે.

હવે **ગુજરાતી જન્મપત્રીકામાં** ખાસ કરીને જે **જન્મ કુંડળી** યાને પહેલું ચક્ર કાઢેલું હોય છે, તે તપાસવું. તે ચક્રમાં, મથાળે પહેલું ભુવન, અને ત્યાંથી ડાબા હાથ ઊપર બીજું, તેનાં ડાબા હાથ પર ત્રીજું એમ જાણવું. હવે એ ભુવનમાં, પહેલે પહેલું ભુવન યાને જન્મ લગ્ન ખુબ બારીકીથી જોવું, તે ભુવનમાં જે આંકડો માંડેલો હોય, તે આંકડો તેટલાંમી રાશીનો જાણવો, જેમકે મેષ રાશી માટે એક, વરખ માટે બે, મિથુન માટે ત્રણ, કર્ક માટે ચાર, એ પ્રમાણે હોય છે. હવે વિચાર કરવો કે પહેલાં ભુવનમાં યાને જન્મ લગ્ને, જે આંકડો હોય, તેને લગતી રાશી જો એકલી પડી હોય, યાને તે ભાવમાં કોઇ ગ્રહ નહીં હોય, તો તે રાશીનાં ગુણ, રૂપ રંગ જેવો તે માણુસ હોવોજ જોઇયે. અને જો કોઇ ગ્રહ તેમાં બેઠેલો હોય, તો તે રાશી અને તે ગ્રહ એ બેઉને લગતી ખાસીયત ને રૂપ રંગનો તે હોવો જોઇયે. જો ઘણા ગ્રહો પહેલાં ભુવનમાં સાથે પડયા હોય તો, જે ગ્રહ ઊંચનો અને બળવાન હોય, તે ગ્રહને તે રાશીનાં જેવો તે શખ્સ હોવો જોઇયે. જો એ ઊપર પ્રમાણે તે શખ્સનો ચહેરો, કદ

અને રૂપ રંગ નહીં હોય તો, પહેલાં ભુવનની રાશીનાં કેટલા અંશ છે, તે અંશ જોવા, અને તે અંશમાં ૨૨°-૩૫′ અંશ ઊમેરવા, અને જે રાશી આવે, તે રાશીનાં જેવું રૂપ રંગ જરૂર માલમ પડશે. તે ઉપરથી અનુમાન પણ કરી શકાશે, કે તે ટપકો ખરો છે, યા ખોટો છે. ૨૨°-૩૫′ અંશ તે રવીનો મંદોચ ગુજરાતી ગ્રહને અંગ્રેજી ગ્રહમાં ફેરવવા માટે છે.

૧ ઉદાહરણ :—એક માણુસનાં ટપકામાં જન્મ લગ્ન યાને જન્મ કુંડળીનાં પહેલાં ભુવનમાં, ધારો કે ૧૦ નો આંક માંડેલો હોય, તો દશમી રાશી મકરનું જન્મ લગ્ન જાણવું. હવે એ મકર રાશીનાં અંશ જન્મકાળે જો સાતની અંદર હોય તો, તે માણુસ મકર રાશીનાં રૂપ રંગ અને ખવાસનો જાણવો, પણ જો સાત અંશથી વધારે હશે તો, તેમાં અંશ ૨૨°-૩૫′ ઊમેરતાં, તે કુંભ રાશીનાં કેટલાક અંશે, જન્મ જાણવો અને તે શખ્સ કુંભ રાશીનાં રૂપ રંગ દેખાવનોજ નીવડવાનો. અથવા તે માંહેલા ગ્રહની ખાસીયતનો નીવડવાનો. જો તે શખ્સ તેવો નહીં માલમ પડે, તો પછી પહેલાં ભુવનની જે રાશી હોય તે રાશીનો માલેક જે રાશીમાં પડયો હોય તેના જેવો દેખાવ હોય, જો તેમ પણ નહીં હોય તો, તે ટપકો વખતે ખોટો હોય અથવા તો જન્મ ઘડીમાં ફરક હોય, એમ જાણવું. એવી રીતે ગુજરાતી ટપકો અંગ્રેજી રૂઢીથી જોવો.

**નોધ :**—જો ગુજરાતી ટપકાનું જન્મ લગ્ન કોઇપણ રાશીનું એકથી પાંચ અંશની અંદર હોય, અથવા તો કોઇબી રાશીનું ૨૬ થી ૩૦ અંશની અંદર હોય તો, જરૂર ઉપર પ્રમાણે વીચાર કરીને રાશીનું બળ જાણવું, અને તે પ્રમાણે તે માણુસનો રૂપ રંગ, ગુણ, ખામી, ઓળખવી, તો તમુને હરેક બાબદનો પકો ખુલાસો સત્ય મળશે, એજ પ્રમાણે બીજાં ભુવનોનાં પણ અંશ જોઈ તેમાં જો ૨૨°-૩૫′ અંશાશ ઊમેરવો ઘટે તો, ઊમેરીને પછીજ તે ભુવનનું બળ નક્કી કરી, તે ભુવનનું ફળ જોવું, તોજ તે ભુવનનો ફાયદો, ગેરલાભ વીગેરે જણાશે. ઘણાક શખ્સો પોતાનાં જન્મ વખતે ઘણા સારા ગ્રહો છતાં, તેમજ ભાવચલીત અને નવમાંસની ગુજરાતી કુંડળીઓમાં પણ ઊચ થઇને બેઠા છતાં, તેવુ કશુ ફળ તે લોકને મળતુ નથી, ત્યારે

તેઓ જયોતીષીને ફળ દેખાડે છે, તે જ્યોતીષીઓ પણ સારૂંજ ફળ દર્શાવે છે, પણ તે ફળ નહીં મળવાથી, તે માનવી જ્યોતીષ વિધ્યાને જુઠ્ઠી અને ઠગારી લેખે છે. પણ જો ઉપળી અંગ્રેજી રૂઢી પ્રમાણે જોવામાં આવે તો, કેટલીક વખતે જન્મકાળે બેઠેલા ઊંચનાં ગ્રહો, તદન બદલાઇને નીંચનાં, અને નીંચનાં ગ્રહો વખતે ઊંચના થઇ જાય છે, ને તે પ્રમાણે દરશાવેલું ફળ ખરૂં ઠરે છે.

૨ ઉદાહરણ:—ધારો કે એક માણસનો જન્મ મિથુન રાશીનાં છેલ્લા અંશમાં યાને ૨૭ થી ૩૦ લગીનમાં થયો, તો તે માણસ ઘણું કરીને તેની પછીની કર્ક રાશીને લગતા ગુણો વધારે પ્રમાણમાં પોતાનામાં જોશે. અથવા જો ધારો કે એકથી પાંચ અંશની અંદર કર્ક રાશીમાં જન્મ થયો, તો તે માણસમાં કર્ક રાશીનાં સહેજસહાજ ગુણો ઉપરાંત અમલ કરી ગયલી મિથુન રાશીના મુખ્ય ભાગે ગુણદોષ હોવા જોઇયે. ગુજરાતી ટપકાઓ જોવાના અનુભવપરથી, મુખ્ય ભાગે સત્ય ઉપર પ્રમાણેજ માલમ પડે છે.

એ પ્રમાણે પહેલા પાંચ અને છેલ્લા પાંચ અંશે કોઇપણ રાશીમાં જન્મ થયો હોય તો, વિચાર પુગાડીને જન્મ લગ્ન માંડવું. જો કોઈ પણ રાશીનાં મધ્યમ અંશે જન્મ થયો હોય તો તેવે વખતે એકબારગી જન્મમાં પાંચ મીનીટનો પણ ફરક પડી જાય તો કાંઇ ઝાઝો ફરક પડતો નથી, પણ પહેલા અને છેલ્લા અંશે લગ્ન આવે તો તે વખતે ખુબ વીચારીને ફળ જણાવવાની જરૂર છે.

હવે પહેલાં ભુવનનો માલેક યાને પહેલાં ભુવનમાં જે રાશી બેઠી હોય તેનો માલેક તથા તે કુંડળીનાં કયાં ભુવનમાં, કેવી રાશીમાં, અને શુભ કે પાપગ્રહની દ્દષ્ટિમાં બેઠો હોય તેનો પણ વીચાર પુગાડવો.

## (૨૬) જીંદગી માટે જોવાની રીત.

પહેલે તો એક બચ્ચાંનો જન્મ થતાં, તેની જન્મ કુંડળી કાઢી તેમાં પહેલી ચીજ એજ જોવાની કે તે બચ્ચું જીવશે કે? એટલા વાસ્તે તે કુંડળીનું પહેલું ભુવન, પહેલાં ભુવનની રાશીનો માલેક, ચંદ્ર, તથા પહેલાં અને આંઠમાં ભુવનમાં પડેલા ગ્રહો તપાસવાની જરૂર છે.

જો પહેલાં ઘરમાં પાપગ્રહ હોય, તથા ચંદ્ર જન્મ કુંડળીમાં નીંચનો નબળો કે પાપગ્રહની દૃષ્ટિનો છઠ્ઠાં, આંઠમાં કે બારમાં ભુવનમાં બેઠો હોય, તો તે બચ્ચું તુરત મરે.

જો પાપગ્રહ જન્મ લગ્નમાં હોય, અને તેને આંઠમાં ભુવનના માલેકની ખરાબ દૃષ્ટિ હોય, અને ચંદ્ર પણ સુર્યથી ઘેરાયલો હોય તો તે બચ્ચું જીવે નહીં. જો પહેલાં ભુવનની રાશીનો માલેક છઠ્ઠાં ભુવનમાં પડયો હોય તો તે બચ્ચું સીકલી રહે. જો તેને આંઠમાં ભુવનનાં માલેક સાથે પાપદૃષ્ઠિ હોય અને બીજા શુભ ગ્રહની મદદ નહીં હોય તો અંતે તે બચ્ચું મરી જાય, પણ જો શુભ ગ્રહની મદદ હોય તો જીવે. ચંદ્ર અથવા સુર્ય એમાંથી એક પણ જો કેનંદ્ર સ્થાને હોય, અને તેની સાથે કોઇપણ પાપગ્રહ બેઠો હોય, અથવા સુર્ય, ચંદ્ર, કોઇ પાપગ્રહની પકી દૃષ્ઠિમાં આવે, અને કોઇપણ સારા ગ્રહની દૃષ્ઠિ નહીં હોય, તો તે બચ્ચું જીવતું જન્મે, પણ થોડા વખતમાં મરી જાય. જો પહેલાં અને આંઠમાં ઘરનાં સ્વામીઓ નીચ રાશીનાં હોય તો બચ્ચું જીવે નહીં. જો પહેલાં ભુવનનો માલેક આંઠમાં ભુવને, અને આંઠમાં ભુવનનો માલેક પહેલા ભુવને હોય, અને ચંદ્રમાં પાપદૃષ્ટિ અને પાપગ્રહોથી ઘેરાયલો હોય તો તે બચ્ચું જીવે નહીં. જો રવી, મંગળ, છઠ્ઠાં ભુવને, આંઠમાં ભુવને, અથવા બારમાં ભુવને સાથે હોય, અને જન્મ લગ્નનો માલેક નીચનો હોય તો બચ્ચું જીવે નહીં, તુરત મરે. પહેલાં, ત્રીજાં, છઠ્ઠાં, નવમાં, એ ઘરોનો માલેક ચંદ્ર હોય, અને તેનાં ઉપર કોઇ પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે બાળકના આવરદા ટુંકા જાણવા.

જો આંઠમાં ભુવનનો માલેક નીંચનો હોય, અને પહેલાં ભુવનનો માલેક પાપગ્રહ સાથે બેઠો હોય, તથા ચંદ્ર પણ કોઇબી સ્થાને પાપગ્રહનાં કંજંગશનમાં હોય તો ટુંકા આવરદા જાણવા.

જો આંઠમાં ભુવનનો માલેક નીંચનો હોય અને છઠ્ઠાં અથવા બારમાં ભુવનમાં બેઠો હોય, અને તેજ કુંડળીમાં જો ગુરૂ અથવા ચંદ્રની બીજાં ભુવન તથા આંઠમાં ભુવનપર શુભ દૃષ્ટિ નહીં હોય, તો તે બચ્ચું તુરત મરે.

એ પ્રમાણે અનેક બીજા યોગો છે, તે સર્વે લખવાને અત્રે પુરતી જગ્યા નથી.

સુર્ય અને ચંદ્ર એ બેઉ જીંદગી આપનારા છે, માટે જે કુંડળીમાં સુર્ય અથવા ચંદ્ર, ૧, ૭, ૯, ૧૦, ૧૧ માં ભુવનમાંથી કોઈબી ભુવનમાં બળવાન ઊંચનાં થઇને બેઠા હોય, અથવા તો બીજે કોઇ ભુવન બેસી ઉપળાં ભુવનો ઉપર પોતાની સારી દૃષ્ટિ નાખતા હોય તો જીંદગી લાંબી જાણવી. પહેલાં ઘરનો સ્વામી બળવાન હોય, અથવા તેની પેહલાં ઘરપર શુભ દૃષ્ટિ હોય તો લાંબી જીંદગી આપે.

## (૨૭) માબાપને લગતા સવાળો વિષે.

અંગ્રેજી જ્યોતીષ પ્રમાણે ચોથું ઘર બાપનું અને દશમું ઘર માનું લેખવામાં આવે છે. ગુજરાતી પ્રમાણે દશમું ભુવન બાપનું અને ચોથું ભુવન માનું લેખવામાં આવે છે. હવે અનુભવપરથી માલમ પડે છે કે એ બેઉ ભુવનો માબાપનાં સુખ દુઃખ માટે જોવાનાં છે. એ ભુવનોમાં પાપગ્રહ હોય ને તેને શુભ ગ્રહો દેખતા નહીં હોય, અથવા તે ભુવનોના માલેક નીંચનાં થઇ પાપગ્રહની સાથે અથવા દૃષ્ટિમાં ફસેલા હોય તો, માબાપનું સુખ નહીં જાણવું. ચોથાં કે દશમાં ભુવને હરશચલ, શની, મંગળ, રાહુ, કેતુ, નીચનો બુધ એવા પાપગ્રહો હોય, તો તે માબાપને હાંણીકર્તા છે. .બાપના આવરદા વીષે શની તથા રવી જો ઊંચના થઇને અથવા બળવાન થઇને ચોથાં અથવા દશમાં ઘરમાં હોય તો બાપના આવરદા ઘણા લાંબા જાણવા. માતા માટે શુક્ર અને ચંદ્ર જો ઊંચનાં બળવાન થઇને દશમે ભાવ હોય તો તેની માતાનું સુખ વધારે હોય, યાને માતાની જીંદગી લાંબી જાણવી. ઉપળા ગ્રહોની જો આંઠમાં, છઠ્ઠાં અથવા અગ્યારમાં ભુવન ઉપર વેરભાવ નજર હોય તો, માબાપ કંગાળ અને સીક તથા જંજાલામાં જીંદગી કાઢે, અથવા મરે, પણ જો તેઓ શુભ દૃષ્ટિ ઉપલાં ભુવનોમાં નાંખતા હોય તો લાભ કરે, જીંદગી ટકાવી રાખે, તથાં તેઓને દેહનું સુખ આપે.

# (૨૮) રોગ તથા તંદરૂસ્તી વીષે.

મરદને તંદરૂસ્તી આપનારો સુર્ય છે, અને ઓરતને ચંદ્ર જાણવો. જ્યાંલગી એ બે માહેલો એક નીર્બળ થાય નહીં અથવા બીજા કોઇ ગ્રહની પાપદૃષ્ટિમાં હોય નહીં ત્યાંલગી તંદરૂસ્તીને અલવલ આવે નહી. જો રવી અથવા ચંદ્ર, શનીનાં સમાગમમાં આવે અથવા દૃષ્ટિમાં આવે તો તબીયત જરૂર બગાડે, તે માણુસ સીકલી હોય. રવી સાથે મંગળ હોય તો ઘણી તંદરૂસ્તી ને જોર આપે, પણ પીત્તો ફાટવાથી અથવા માથે લોહી ચઢવાથી એકસીદંત કરે, ને મરે. જો રવી સાથે ગુરૂ હોય તો રસ્વીકાર કરે, લોહી બગાડે, ફીફરું થાય.

એજ પ્રમાણે સ્ત્રીની તંદરૂસ્તી માટે રવીને બદલે ચંદ્રને ઊપર પ્રમાણે તપાસવો.

જો રવી અને બીજા ગ્રહો મુખ્ય ભાગે ૬, ૭, ૮ માં ઘરમાં પડેલા હોય તો લાંબી માંદગી ભોગવાવે, જે માણસનો જન્મ દીવસના સુર્ય ઉદયથી સુર્ય અસ્તની અગાઉ થયો હોય, તે માણુસ સારી તંદરૂસ્તી ભોગવી શકે છે, પણુ જો તે સુર્યને કોઇ પાપગ્રહનું કંજંગશન હોય છે, તો અકસ્માતીક મોત કરે છે. રોગ માટે જાણુવું કે છઠ્ઠાં ભુવનમાં જે રાશી જન્મે હોય, તે રાશી શરીરનાં જે ભાગ ઉપર અમલ કરતી હોય, તે ભાગમાં દરદ થાય, તથા જે ગ્રહ છઠ્ઠાં ભુવને બેઠો હોય તે ગ્રહ પોતાનું દરદ આપે. જેમકે વરખ રાશી ગળાંના દરદો, જેવાં કે ગળાંનો સોજો, સરદી, હાંસો, ગાંઠ, વીગેરે. સીંહ રાશી અને કુંભ રાશી છાતીનાં દરદો ઉતપન્ન કરે છે, યાને હાર્ટદીઝીઝ વીગેરે થાય છે. વૃશ્ચિક રાશી પીસાબને લગતાં અનેક દરદો કરે છે. મિથુન તથા ધન રાશી કમતાકાતી, નબળાઇ, તથા જ્ઞાનતંતુને લગતાં (Nervous) દરદો આપે છે. કન્યા તથા મીન રાશી બહી કરે છે, ખાસ કરીને મીન રાશી છઠ્ઠાં ભુવનમાં જરૂર બહીનો રોગ ઉત્તપન્ન કરનારી છે. મેષ રાશી માથાંનાં, ભેજાંનાં, ઘેલાપણુાંનાં દરદો તથા ભેજાંની તાવ વીગેરે આપે છે. કર્ક તથા મકર રાશી, હોજરી પેટ, આંતરડાં વીગેરેનાં દરદો આપે છે. તુલા રાશી બદનની નબળાઇ આપે છે. રવી અને શની જન્મ લગ્ને પાપદૃષ્ટિના હોય તો દમ હાંફણુ કરે,

ખાસ કરીને મિથુન, કન્યા, ધન કે મીન લગ્નમાં હોય તો. જો ગ્રહો બધે વીખરાઇને છુટા છુટા કુંડળીમાં પડયા હોય તો, છઠ્ઠાં ભુવનની રાશી, તથા શની અને મંગળ જે ભુવનમાં હોય તેઓની રાશી જોવી, ને તેને લગતાં દરદો પીછાણવાં, જેમકે મંગળ સીંહ રાશીમાં હોય તો જાણવું કે છાતીનું દરદ હોવું જોઇયે, જો શની વૃશ્ચિક રાશીનો હોય તો જરૂર રેતી અથવા પઠરીનું દરદ આપે. જે રાશી છઠ્ઠાં ભુવનમાં હોય તે રાશી બદનનાં જે ભાગપર અમલ કરતી હોય, (જુવો કોઇક પહેલું) તે ભાગને લગતાં દરદ તે માણુસને થાય છે, અથવા થશે, એમ જાણવું. દરદોને લગતી બાબદોનું વધુ જ્ઞાન આ પુસ્તકના ચોથા ભાગમાં **મેડીકલ એસ્ટ્રોલૉજીને** લગતી બાબદોમાં ખુલાસાથી મળશે.

## (૨૯) પૈસા સંબંધી નશીબા વિષે.

પૈસા માટે ખાસ બીજાં ભુવનમાં જોવાનું છે, અને બીજાં ભુવનનો માલેક ઊંચનો, મીત્ર દૃષ્ટિનો અથવા કુંડળીમાં સારે સ્થાને બેઠેલો હોય તો પૈસો સારો આપે. પહેલાં ઘરનો સ્વામી સુર્ય અથવા શુક્રની સારી દૃષ્ટિમાં હોય અને જન્મ કુંડળીમાં આંઠ ભાવે બેઠો હોય, તો સારી દોલત મળે. પહેલાં ઘરનો સ્વામી બળવાન હોય, તથા ઊંચનો થઈ બીજાં, પાંચમાં કે દશમાં ભુવનના માલેક સાથે બેઠો હોય, અથવા તો પહેલાં ઘરનો સ્વામી સવરાશીનો પાંચમાં ઘરનાં સ્વામીની સાથે, ગુરૂની શુભ દૃષ્ટિમાં હોય, અથવા ગુરૂની સાથે બેઠો હોય તો સારો પૈસો આપે. પૈસા માટે ખાસ પહેલાં ઘરનો માલેક અને બીજું ભુવન બળવાન જોઇયે, અથવા તો રવી, ચંદ્ર કે ગુરૂની સારી દૃષ્ટિમાં હોવું જોઇયે. ગુરૂ અથવા ચંદ્ર દશમાં ભુવને અથવા બીજાં ભુવને કંજંગશનમાં હોય તો પૈસાવાળો થાય. જો શની બીજાં ભુવનનો માલેક હોય, અથવા શની બીજાં ભુવને વકરીચાલનો થઇને રહેલો હોય, તો તે માણુસ ગરીબ અને પૈસાની તંગીવાલો રહે. જો મંગળ બીજાં ભુવને બેઠો હોય તો પૈસો ખુબ ઉડાવે ને તેથી નાચાર થાય. એ પ્રમાણે પૈસાને લગતું સુખ જોવું.

# (૩૦) ફરઝંદની બાબદ વિષે.

ફરઝંદ વીષે પાંચમાં ભુવનમાં જોવાની જરૂર છે. જો પાંચમાં ભુવનમાં તેમજ અગ્યારમાં ભુવનમાં જે રાશી હોય તેનાં પ્રમાણમાં બચ્ચાંનો જોગ હોય છે. જો ઉપળાં ભુવનોમાં મેષ રાશી હોય તો ફરઝંદ થાય નહીં, અને થાય તો એક અથવા બે થાય, વરખ રાશી હોય તો ત્રણ અથવા ચાર, મિથુન રાશી બે અથવા ત્રણ, કર્ક રાશી પાંચ અથવા છ, અથવા કોઇ વખતે સોળથી પણ વધારે, સીંહ રાશી હોય તો બીલકુલ ફરઝંદ થાય નહીં. કન્યા રાશી એ બે અથવા ત્રણ, તુલા રાશીએ ત્રણ અથવા ચાર, વૃશ્ચિક રાશીએ ચાર અથવા પાંચ, ધન રાશીએ ત્રણ અથવા ચાર, મકર રાશીએ બે અથવા ત્રણ, કુંભ રાશીએ ફરઝંદ થાય નહીં, મીન રાશીએ સાત અથવા આંઠ જાણવા, પણ યાદ રાખવું કે પાંચમાં ભુવને કોઈ ગ્રહ નહીં હોય, તેમજ અગ્યારમાં ભુવને કોઇ ગ્રહ નહીં હોય તોજ ઉપર પ્રમાણે ફરઝંદનો આંક કહેવો. જો રવી, બુધ, શની, મંગળ, હરશચલ એવા પાપગ્રહો હોય તો તે લોક બચ્ચાંનો ઘટાડો કરે છે, પણ જો ચંદ્ર, ગુરૂ, શુક્ર હોય છે, તો ઉપર લખવા કરતાં પણ વધારે ફરઝંદ થાય છે. ખાસ કરીને જો ચંદ્ર પાંચમાં ભુવને કર્ક અથવા મીન રાશીનો હોય તો ઘણા ફરઝંદ થાય છે. કન્યા રાશીનો ચંદ્ર હોય તો જોડ છોકરાં અવતરે, એમ જાણવું. જો પાંચમાં સ્થાનમાં ચંદ્ર, શુક્ર અથવા ગુરૂ હોય તો છોકરાં તાબેદાર નીવડે ને માબાપને સુખ આપે, પણ જો પાપગ્રહો હોય તો, તોફાની, નાફરમાન, સીકલી અથવા માબાપને સંતાપ આપનારાં નીવડે. વળી સારા ગ્રહો પાંચમાં અથવા અગ્યારમાં ભુવનમાં હોય ને તેની ઉપર પાપગ્રહોની દૃષ્ટિ હોય તો, કેટલાંક ફરઝંદ મરે, ને કેટલાંક જીવે. એક માણસને ઘણા ફરઝંદ હોય, તો તે દરેક ફરઝંદ માટે પાંચમાં ભુવનમાં જોવું નહીં, પણ પહેલું ફરઝંદ તે પાંચમાં ભુવનમાં જોવું, બીજું ફરઝંદ (તેનેથી ત્રીજું યાને) સાતમાં ભુવનમાં જોવું, ત્રીજું ફરઝંદ (તેનેથી ત્રીજું યાને) નવમાં ભુવનમાં જોવું, ચોથું ફરઝંદ એ પ્રમાણે અગ્યારમાં ભુવનમાં, પાંચમું ફરઝંદ પહેલાં ભુવનમાં, એ પ્રમાણે હરેક બાળક જે જન્મેલું હોય, તે પ્રમાણે અનુક્રમે તેનું સુખ દુઃખ જોઇ શકાય છે. ચંદ્ર ચોથાં ભુવને હોય,

ને તેનાં ઓપોઝીશનમાં દશમાં ભુવને શની શુક્ર સાથે બેઠો હોય તો ફરઝંદનો નાશ કરે. બુધ પહેલાં કે બીજા ભુવનમાં ઊંચનો હોય તો ફરઝંદ આપે. પાંચમાં ભુવને મિથુન, સીંહ, અથવા કન્યા રાશી હોય તો તેના ફરઝંદ જીવે નહીં, અથવા ફરઝંદ થાય નહીં. એ પ્રમાણે ફરઝંદ વીચાર જાણવો. જો પાંચમાં અથવા અગ્યારમાં ભુવને શની અથવા મંગળ હોય તો જાણવું કે ફરઝંદો ઘણો વખત જીવશે નહીં. જો રવી પાંચમે હોય અને પાપગ્રહ સાથે હોય તો એકબી બચ્ચાંને જીવવા દે નહીં. જો શની, રવી અને બુધ દશમાં ભુવને કંજંગશનમાં હોય અને ચંદ્ર સાથે સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો ફરઝંદ મરે. મંગળ ગુરૂનાં ઓપોઝીશનમાં હોય તો ફરઝંદને મારે અથવા તો તે ફરઝંદનું ઘણું ખરાબ રીતે મોત આવે. એજ પ્રમાણે ગુરૂ અને શનીનું ઓપોઝીશન પણ જાણવું, કારણકે તેથી ઘણા ફરઝંદોના મોત થાય. જો પાંચમાંનો માલેક પાપગ્રહ સાથે કંજંગશનમાં હોય, અથવા તો આઠમાં ભુવનનાં માલેક સાથે પાપદૃષ્ટિમાં હોય અથવા કંજંગશનમાં હોય તો ફરઝંદ મરે.

## (૩૧) ધંધા રોજગાર તથા નોકરી બાબદ.

ધંધા રોજગાર માટે પહેલું ભુવન તથા દશમું ભુવન તથા રવી અને રવીની નજદીકનાં ઉદયનાં ગ્રહો જોવા જોઇયે. વળી પહેલાં તથા દશમાં ભાવની જે રાશી હોય, તે પણ ધંધા વેપાર માટે જોવાની છે. જો પહેલાં અથવા દશમાં ભુવનમાં મેષ, વરખ, સીંહ, અથવા મકર રાશી હોય તો, લોખંડ વીગેરે ધાતુનો, ઘર બાંધવાનો. લુહારનો, સાંચાકામનો વીગેરે ધંધા કે નોકરી કરે. જો મિથુન, તુલા, કુંભ એવી રાશી હોય તો, કલાર્કની ચાકરી, અથવા લખનાર, અને વિધ્યા તથા શીક્ષણને લગતી બાબદો કરે છે. કર્ક, વૃશ્ચિક, અને મીન રાશી હોય તો, ધર્મશાળાનો ઉપરી, દારૂની ભઠ્ઠીવાળો, ખલાસી, દારૂનો વેપારી, માછલીનો વેપાર, તથા જાહેર દારૂની દુકાનવાળો હોય. જો કન્યા કે ધન રાશી હોય તો, ચોપડી વેચનાર, છાપખાનાવાળો, સ્ટાંપ કોતરનાર, અને સંદેસા પુગાડનાર થાય છે. વરખ, કન્યા અથવા મકરને ખેતી સાથે પણ ભાગ લેહણું છે. મેષ, સીંહ અને ધન રાશીને આતશ, લોખંડ તથા જોખમકારી કામો પસંદ હોય છે.

મિથુન, તુલા, કુંભને કાપડની દુકાન, ચોપડીની દુકાન વીગેરે એવો શોખ હોય છે. હવે જો એ રાશીઓમાં ઘણા ગ્રહો એકઠા મળે તો તે રાશીની ખાસીયતવાળો ધંધો કે નોકરી તે માણસ કરી શકે. ગ્રહો પણ પોતાની મુખ્ય અસર કરે છે, જે ગ્રહ પહેલાં કે દશમાં ભુવનમાં ઘણો બળવાન થઈને રહ્યો હોય, તેનાં ગુણ પ્રમાણે નોકરી કે ધંધો કરે. જેમકે **બુધ** હોય તો લખનારો થાય, લેખક થાય, હીસાબી મેહતો થાય, શીક્ષક થાય, ચોપડી તથા લખવાની ચીજોનો વેપારી થાય, અને જો નીંચનો હોય તો ગુલામગીરી જેવી લખવાની કે મેહતાગીરીની નોકરી કરે. જો **શુક્ર** હોય તો, દારૂનો, ગવૈયાનો, નાટકનો, પરફ્યુમરીનો, ફુલનો, ઝવેહરાતનો, સ્ત્રીને લગતાં કપડાંનો, રેશમી કાપડનો વીગેરે ધંધો કરે અથવા તેવા કામની નોકરી બજાવે, જો **મંગળ** અને **શુક્ર** બેઉ સાથે દશમે ભાવે હોય તો બબરચી થાય, કસાઈ થાય, સુથાર થાય, લશકરી સીપાઈ થાય. જો **મંગળ** એકલો હોય તો લશકરમાં અથવા સાંચાકામમાં અને જ્યાં આગ તથા લોખંડનું કામ હોય તેમાં નોકરી કરે, જેમકે ઇન્જીન ડ્રાઇવર, મીલમાં સાંચાકામ વીગેરે ઉપર એવી નોકરી કરે. દશમાં સ્થાને **ગુરૂ** હોય તો વકીળ થાય, બારીસ્ટર, દીવાન, ધર્મગુરૂ, કપડાંનો વેપારી, દરજી, મહેસુલીખાતામાં નોકરી, જડજ, અથવા જાહેર મોટા ઓદ્ધાની નોકરી મળે. જો **શની** હોય તો, ખેતીનો ધંધો કરે, છાપાખાનાવાળો થાય, અને કોઇ વખત ગંભીર ધર્મગુરૂ થાય. **હરશચલ** જો દશમાં કે પહેલાં સ્થાને હોય તો તે માણસને નજુમનો શોખ હોય, ને ખાસ કરીને જો નવમાં કે દશમાં સ્થાને હરશચલ હોય તો તે માણુસ જયોતીષીનો ધંધો કરે, વીચીત્ર ચીજોનો ધંધો કરે, વિચીત્ર ચીજોનો સંગ્રહ કરે અથવા મ્યુઝીયમોમાં નોકરી કરે, એ પ્રમાણે અનેક ગ્રહો પોતાનાં બળ પ્રમાણે જુદા જુદા ધંધા આપે છે. હવે રવી પણ ધંધા નોકરી માટે જોવાની જરૂર છે. જો રવી મંગળ સાથે હોય તો લોખંડનો, સાંચાનો, વાસણનો એવા ધાતુની ચીજોનો ધંધો કરાવે અથવા ફીટર, ટરનર કે લુહારની નોકરી કરે. જો રવી સાથે ગુરૂ હોય તો જરૂર વકીલાત કરે. રવી સાથે શુક્ર હોય તો, સ્ત્રીને લગતી ચીજોનો અથવા કપડાંનો વેપાર કરાવે. મંગળ સાથે બુધ હોય તો

દાકટરી ધંધો કરે અથવા હકીમ બને. મંગળ શુક્ર કંજંગશનમાં હોય તો રંગારો થાય, અથવા તો ગવૈયાનો ધંધો કરે. જો પાપગ્રહો જેવા કે શની, હરશચલ, મંગળ અને તેઓની સાથે બુધ પણ હોય તો, ચોરીનો ધંધો કરે, અથવા મોટો લુટારો થાય. એ પ્રમાણે નોકરી ધંધા બાબદ વીચાર પુગાડી, બાળકને તે ધંધાને લગતી બાબદમાં નાખ્યો હોય તો, પુર્વીણ થઇ સુખી થાય છે.

## (૩૨) પુરૂષ માટે લગ્ન સુખનો વીચાર.

અંગ્રેજી પ્રમાણે પુરૂષને લગ્નનો વીચાર ચંદ્ર તથા શુક્ર ઉપર રહે છે. જો ચંદ્ર અથવા શુક્ર ૧, ૪, ૭, ૧૦ એ ભુવનોમાં રહેલો હોય તો નાની ઉમરમાં લગ્ન થાય, શુક્ર અથવા ચંદ્ર જો શનીની દૃષ્ટિમાં હોય તે જલદી લગ્ન થાય નહીં, ને જો શની, ચંદ્ર અથવા શુક્ર કરતાં બળવાન હોય તો લગ્નનો સંભવ રહે નહીં, યાને લગ્ન થાય નહીં. જો શની ચંદ્રને પાપદૃષ્ટિથી દબાવતો હોય અને ચંદ્ર નીરબળ હોય તો સ્ત્રી મરે. અને જો પુરૂષને ચંદ્ર, મિથુન, ધન કે મીન રાશીનો હોય તો ઘણી સ્ત્રીનો જોગ થાય, અને ખાસ કરીને જો ચંદ્ર બીજા ગ્રહોનાં કંજંગશનમાં હોય તો જરૂર એકથી વધુ સ્ત્રીઓને પરણે. શુક્ર અને શની એ બે વચ્ચે દૃષ્ટિ હોય તો, તે પુરૂષને પ્યાર અને મહોબતમાં હાર મળે. જો શુક્ર તથા હરશચલને એક બીજાંપર દૃષ્ટિ હોય તો, પ્યારમાં અદેખાઇ, બેવિશ્વાસ અને ખટપટ ઉત્તપન્ન થાય. વળી ચંદ્ર અને શુક્ર એ બેઉ એક બીજાપર પાપદૃષ્ટિ નાંખતા હોય તોપણ લગ્નમાં વાંધા પડે. ચંદ્ર અને શુક્ર જો પુરૂષને મિથુન, સીંહ, કન્યા રાશીમાં હોય તો લગ્ન થાય નહીં. જો ચંદ્ર અથવા શુક્ર ૬, ૮, ૯, ૧૨ એ ભુવનોમાં નીચનાં થઇને બેસે તો આખ્ખી જીંદગીમાં લગ્ન થવાનો જોગ નથી. ચંદ્ર છઠે અથવા આંઠમે રવીની દૃષ્ટિમાં હોય તો લગ્ન થવામાં હરકત નડયા કરે, હરશચલ સાતમે નીંચનો હોય તો લગ્ન થાય નહીં, હરશચલ જો પહેલાં ભુવને નીંચનો થયો હોય તો સ્ત્રીને મારી નાંખે, અથવા છુટાછેડા કરાવે. કોઇબી ભુવને શુક્ર જો ઊચનો કે પોતાની રાશીનો હોય અને તેની ઉપર સુર્યની શુભ દૃષ્ટિ હોય તો, પોતાનાં કરતાં સારાં અને મોટાં પૈસાવાળાના ખાનદાનની છોકરી સાથે પરણે ને લાભ મેળવે.

## (૩૩) સ્ત્રીઓ માટે લગ્ન વિચાર.

સ્ત્રી માટે રવી તથા શુક્ર જોવો, જે પ્રમાણે ચંદ્ર શુક્રનો જોગ પુરૂષ માટે જોવામાં આવે છે, તેવીજ દરેક રીતે ચંદ્રને બદલે રવીને ગણવો અને જોવું. જો રવી છઠ્ઠાં, આઠમાં કે બારમાં ખાડાનાં ઘરમાં હોય તો સ્ત્રી ઘણી મોટી ઉમરે પરણે. જો રવી, મિથુન કે કન્યા રાશીનો હોય તો લગ્ન થાય નહીં, અડચણ નડે. જો સ્ત્રીને મંગળ ૧, ૪, ૭, ૧૦ એ ભુવનમાં હોય તો, તેને બે ત્રણ ધણીનો જોગ થાય. દશમે મંગળ સ્ત્રીને ઘણોજ ખરાબ જાણવો, જો તે મંગળને સામે કોઇ પાપગ્રહની દૃષ્ટિ હોય તો, તે સ્ત્રી વ્યભીચારની નીવડે. સ્ત્રીને સાતમાં ભુવનમાં મંગળ કે રાહુ હોય તો ધણી સાથે ખટપટ થયા કરે, એક કરતાં વધુ વખત પરણે, તથા તે સ્ત્રીનો ગર્ભસ્થાનનો ભાગ દુઃખ દરદથી બગડે. સ્ત્રીને ચંદ્ર, શુક્ર, મંગળ ત્રણે સાથે સાતમાં ભુવને હોય તો તેનો વર ખરાબ ચાલનો મળે, તેમજ તે પોતે પણ તેવીજ હલકી ચાલની નીવડે. જે સ્ત્રીને પહેલાં ભુવનમાં કે સાતમાં અથવા નવમાં ભુવનમાં શુક્ર સાથે ગુરૂ, શની અને બુધ, અથવા ફક્ત ગુરૂ અથવા શની અથવા બુધ જો કંજંગશનમાં હોય તો, તે સ્ત્રી જોગન બને, કદી પરણે નહીં. જો સાતમાં ઘરમાં કુંભ અથવા મકર રાશી હોય તો તે સ્ત્રી મોટી ઉમરે કોઇ ઘરડા પુરૂષ સાથે પરણે, જો સ્ત્રીનાં સાતમાં ભુવનમાં શની તથા બુધનું કંજંગશન હોય તો, તેનો ધણી નપુંષ્ક નીવડે છે.

## (૩૪) પરણેલી જીંદગીનું સંસાર સુખ ફળ વિશે.

સંસાર સુખ, યાને પરણેલી જીંદગીનાં સુખનો મોટો આધાર રવી, ચંદ્ર, શુક્ર, હરશચલ, અને ખાસ કરીને સાતમાં ભુવન ઉપર છે. મંગળ અથવા હરશચલ જો સ્ત્રી કે પુરૂષને સાતમાં ભુવને હોય તો, સંસાર કદી સુખી જાય નહીં, ધણી ધણ્યાણીને રોજ ખટપટ થયા કરે. શનીની પણ તેવીજ અસર જાણવી, પણ શની ઠંડો ગ્રહ હોવાથી, હરશચલ અને મંગળનાં જેટલી ખુનામરકી કરતો નથી, જેથી હરશચલ અને મંગળ તો માહા બુરા જાણવા. પુરૂષનાં ટપ-કામાં ચંદ્ર સાથે હરશચલ પાપદૃષ્ટિમાં હોય, અથવા સ્ત્રીનાં ટપકામાં

રવી અને હરશચલ પાપદૃષ્ટિમાં હોય તો સંસાર કદી સુખી જાય નહીં, અંતે તળાક લેવો પડે. પુરૂષની જન્મ કુંડળીમાં હરશચલ, ચંદ્ર અથવા શુક્રની સાથે સારી દૃષ્ટિમાં હોય, તો તે મરદ પરણ્યા છતાં, બાહેર બીજી સ્ત્રીઓમાં છુપી રીતે ભટકે; જો નહેષ્ટ દૃષ્ટિમાં હોય તો, જાહેરાતમાં એવી નાલેસ ચાલ ચલાવે, ને વ્યભીચારી નીવડે. સ્ત્રીની કુંડળીમાં જો રવી, હરશચલનાં કંજંગશન, સ્કવેર, અથવા ઓપોઝીશનમાં આવ્યો, ને તેને કોઈબી સારા ગ્રહની દૃષ્ટિ અથવા ગુરૂની મદદ નહીં હોય તો, તે સ્ત્રી પરણેલી છતાં, બીજા કુંવારા જવાનો સાથ વ્યભીચારમાં પડે. શુક્ર પણ જો તેવી ખરાબ દૃષ્ટિથી હરશચલનાં બળ તલે દબાયજો હોય તો, તે સ્ત્રી વ્યભીચારની થાય; સ્ત્રીના પતીવ્રત માટે ખાસ કરીને રવીને સારા ગ્રહોની મદદ હોવી જોઇયે, અથવા રવી ઊંચનો થઇનેપાપગ્રહોથી દુર રહેવો જોઇયે, કારણકે રવી અને ગુરૂ એ બે ગ્રહો ઉપર સ્ત્રીનાં પતીવ્રતપણાંનો મોટો આધાર રહે છે. શની જો શુક્ર સાથે સ્ત્રીની કુંડળીમાં સારી દૃષ્ટિમાં હોય તો, તે સ્ત્રીને પતીવ્રત બનાવે છે. મરદની કુંડળીમાં જો ચંદ્ર સાથે હરશચલને કંજંગશન હોય અથવા પાપદૃષ્ટિ હોય તો, તે માણસ કુંવારો છતાં, પરણેલી અને વૃદ્ધ સ્ત્રીઓ સાથ વ્યભીચાર કરે. જો શુક્ર અને હરશચલની પાપદૃષ્ટિ મરદની કુંડળીમાં થાય તો, તે મરદ જુવાન કુમારીકાઓ સાથ વ્યભીચાર કરે. એજ પ્રમાણે જો રવી ઓરતની કુંડળીમાં હરશચલની પાપદૃષ્ટિમાં હોય તો, અથવા તો મંગળ કે શની સાથે પાપદૃષ્ટિમાં હોય તો ધણી મરે, અથવા ધણીને ઘણુંજ નુકસાન થાય, એજ પ્રમાણે જો ચંદ્ર સાથે હરશચલ, મંગળ, શની કે બુધનું જોડાણ થાય તો, અને ચંદ્ર તે વખતે ખાસ કરીને મિથુન, ધન કે મીન રાશીમાં હોય તો બૈરી મરે. શુક્ર શની સાથે સારી એસપેકટમાં હોય તો પરણેલી જીંદગી સુખી જાય, જો ગુરૂ અને શુક્ર સાતમાં ભુવને હોય તો સંસાર સુખ સારૂં જાણવું, જો રવી, બુધ, અથવા ચંદ્ર સાતમે હોય તો, તે પણ સારા ગણાય, પણ પાપદૃષ્ટિથી નીચલા જોઇયે, જો રવી અને શની સ્ત્રીનાં ટપકામાં અને ચંદ્ર અને શની મરદનાં ટપકામાં એક બીજા સાથે સારી એસપેકટસમાં હોય તો સંસાર સારો જાય અને પતીવ્રત રહે, પણ જો શનીનું કંજંગશન હોય તો હમેશાં કજીયો કંકાસ થયા કરે, ખાસ કરીને જે સ્ત્રીનાં

જન્મે રવી સ્ત્રીની સાથે કંજંગક્ષનમાં અથવા ખરાબ દૃષ્ટિમાં હોય તો તે સ્ત્રી કદી પણ પરણેલી જીંદગીમાં ધણીથી સુખી નીવડતી નથી, અને ધણીની નીંદા કરવામાં અને વાંક કાઢવામાંજ હમેશાં કજીયો કરનારી થાય. સ્ત્રીની ખાસીયત રંગ રૂપ જાણવાની રીત એ કે, જે ગ્રહને ચંદ્ર પહેલો જઇને મળતો હોય, તે ગ્રહની ખાસીયત રૂપ રંગ જેવી સ્ત્રી મળે, જો ચંદ્ર કોઇબી ગ્રહને મળતો નહીં હોય યાને એપલાઇ થતો નહીં હોય, તો પછી સાતમાં ભુવનના કસપર જે રાશી હોય તેવી તે ધણીને સ્ત્રી મળે એમ જાણવું, અથવા તો સાતમાં ભુવનમાં જે ગ્રહ બેઠો હોય તેવી તેની સ્ત્રી મળે. જો ચંદ્ર પહેલે શુક્ર સાથે એપલાઇ થતો હોય તો સ્ત્રી ખુબસુરત મળે, જો બુધ સાથે હોય તો હુસ્યાર, શ્યાની, અને ભણેલી સ્ત્રી મળે, પણ સેજ ડફાંસ મારનારી હોય, જો ચંદ્ર મંગળ સાથે એપલાઈ થાય તો, હીમતવાળી તીખા સ્વભાવની હોય, જો ગુરૂ સાથે એપલાઇ થાય તો હસમુખી, દયાળુ, ભલમણસાઇવાળી હોય, જો શની સાથે હોય તો ગંભીર, પોતાનાં કામકાજપરજ ધ્યાન આપનારી, જરા નીંચ ખવાસની, એક-માર્ગી હોય, જો રવી સાથે હોય તો ઉદાર, ઊંચા ખવાસની, સ્ત્રેટ-ફોરવર્ડ ખવાસની, મક્કમ વીચારવાળી હોય. જો સાતમાં અથવા આંઠમાં ભુવનમાં શુભ ગ્રહ હોય અથવા શની હોય, અને ગુરૂ સાથે સારી દૃષ્ટિમાં હોય તો પરણવાથી પૈસા મળે ને લાભ થાય. જો શની અથવા ગુરૂ સાતમાંના માલેક હોય તો લગ્નથી પૈસો મળે, સ્ત્રીની કુંડળીમાં રવી સાથે ઉપલા સર્વે ગ્રહને એપલાઇ થતા જોવા, અને મરદને ચંદ્ર સાથે જોવો.

## (૩૫) લગ્ન થાય નહીં થાય, લગ્ન થવાનો વખત, મરદ કે સ્ત્રી કેવી મળશે તે વીગેરે બાબદો.

શેહાદી બાબદનાં સંજોગો સર્વે તપાસવાની ઘણી જરૂર છે, સાતમું ભુવન, તેનો માલેક અને તેમાં રહેલા ગ્રહ તથા તેઓ કેવા સંજોગોમાં છે તે સર્વે જોવાની જરૂર છે, અને ખાસ કરીને શુક્ર અને ચંદ્ર જો મિથુન, સીંહ, કે કન્યા રાશીમાં અથવા ૬, ૯, ૧૨ માં ભુવનમાં અથવા આંઠમાં ભુવનમાં હોય તો કુંમારી જીંદગી ગુજારે

અથવા તો પરણ્યા છતાં, વેગળાં પડે, આ બાબદમાં ખાસ શની હોય અને શની બળવાન દૃષ્ટિ નાખતો હોય તોજ એમ થાય, પણ જો ચંદ્ર અને શુક્ર બળવાન હોય અને શુભ દૃષ્ટિની મદદમાં હોય તો એમ થવાનો સંભવ નથી, એટલા માટે જે શખ્સની કુંડળીમાં શની ઘણો બળવાન હોય અને ચંદ્ર શુક્રને શુભ ગ્રહની મદદ નહીં હોય તો તે માણસ કુંમારી જીંદગી ભોગવે. જો ચંદ્ર વૃશ્ચિક રાશીમાં, શનીનાં સ્કવેરમાં હોય, અથવા શનીની સીંહ કે વરખ રાશીમાં હોય, ચંદ્ર રવીથી જલીત હોય, અને શનીનાં સ્કવેર કે ઓપોઝીશનમાં હોય, અથવા જો ચંદ્ર મકર રાશીમાં હોય, અથવા કુંભ કે તુલા રાશીમાં હોય, તો તે માણસના લગ્ન થતાં નથી, કંઇને કંઇ બહાંણે પણ વાંધો પડ્યાજ કરે. શની અને શુક્ર એકબીજા સાથે સ્કવેર કે ઓપોઝીશનમાં આવે તો ઘણું કરીને જીંદગી કુંમારી જાય. સાતમાં ભુવનની રાશી શુભ રાશી હોય, સાતમાંનો માલેક શુભ ગ્રહ હોય. અને સાતમાં ભુવનમાં શુભ ગ્રહ આવેલા હોય, ચંદ્ર અને શુક્ર કર્ક, વૃશ્ચિક કે મીન રાશીમાં હોય, અથવા ૧, ૫, ૧૦, ૧૧ માં ભુવને હોય, લગ્નનો માલેક સાતમાંના માલેકને એપલાઇ થતો હોય, અથવા તેઓ વચ્ચે રીસેપશન થતું હોય, તો લગ્ન કરવાનો વીચાર થાય, અને પરણે. એ પ્રમાણે કંઇપણ જોગ થતો હોય તો માણસ પરણે, અથવા પરણવાનો જોગ થાય. જો ચંદ્ર ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨ ભુવને હોય, તો નાનપણમાં લગ્ન થવાનો સંભવ છે, અથવા તો જુવાન ઉમરે લગ્ન થાય, અથવા તો મોટપણમાં કોઇ જુવાન સ્ત્રી સાથે સંબંધ થાય, જો સાતમાંનો માલેક અથવા ચંદ્ર ૧, ૨, ૩, ૭, ૮, ૯ માં હોય તો, લગ્ન ઘણી મોટી ઉમરે થાય, અથવા તો પોતાની જુવાનીમાં કોઇ ઘરડી અથવા મોટી ઉમરની વિધવા સાથે લગ્ન કરે, જો સાતમાંનો માલેક ઝડપી ચાલનો હોય તો લગ્ન જલદી થાય, વકરી હોય તો મોટી ઉમરે થાય, જો શુક્ર ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨ ભુવને હોય અને ઉંચનો હોય, અને ગુરૂ સાથે એસપેકટસમાં હોય તો સ્ત્રી પોતાનાં ધણીપર હકુમત કરે, જો શુક્ર છઠે હોય તો પોતાની હાલત કરતાં હલકી હાલત અને હલકાં ખાનદાનની સ્ત્રી સાથે પરણે, શુક્ર જો ચોથાં ભુવને હોય અને કુંભનો ચંદ્ર જો સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો

તેની સ્ત્રી છકેલ નીવડે. જો શુક્ર કર્ક રાશીનો હોય અને એ પ્રમાણે થાય તો, તે માણસ ઘણો વ્યભીચારી થાય. શુક્ર સાતમાં ભુવને વૃશ્ચિક, કર્ક કે મકર રાશીનો હોય તો તે માણસ ઘણો મોડો પરણે તથા જુવાનીમાં વ્યભીચારી હલકી સ્ત્રીઓના ફાંદામાં ફસેલો રહે. શુક્ર ૧૧માં ભુવને હોય તો ઘણો ખરાબ છે, કારણ ચોક્કસ સંજોગો વચ્ચે એ માણસ બચ્ચાંવાળી સ્ત્રીઓ સાથે આડો વહેવાર રાખે, **આ બાબદો ઘણી સંભાળભરી ગણત્રી પછીજ વર્તવી,** અને કોઇને માટે ખોટું મત બાંધી દેવા આગમજ ખુબ ચોક્કસ ગણત્રીઓ કરવાની જરૂર છે. જે શખ્સને ૧૦ માં ભુવને શુક્ર હોય તેને ઘણી પતીવ્રતા સ્ત્રી મળે, ને જો ગુરૂની તે પર દૃષ્ટિ હોય તો ઘણુંજ સારૂં થાય, જો શુક્ર પહેલાં ભુવને શની સાથે હોય અને શની પોતાનાજ ઘરનો થઇને બેઠો હોય અથવા તો શુક્રના ઘરનો થઇને બેઠો હોય, તો તે ધણીને ઘરડી, ઉમરે પુગેલી અથવા બેવફા નીંચ પેસો કરનારી સ્ત્રી મળે. શુક્ર જો બુધ સાથે ચોથે ભુવને હોય, અથવા તો બુધનાં પોતીકા ઘરમાં હોય, શની જો દશમે પડેલો હોય તો તેને સ્ત્રી તદન બેવકુફ અને નકામી જેવી મળે, જો મંગળ તેવામાં કાંઇ દૃષ્ટિ શુક્રપર નાંખતો હોય તો લુચ્ચી હોય અને જાદુ કોતલ કરનારી હોય. એ સંજોગો જો કર્ક કે મકર રાશીમાં હોય તો સ્ત્રી તદન વ્યભીચારી અને નીંચ પેસો કરનારી હોય, જો ચંદ્ર ચોથાં ભુવને અને દશમાં ભુવનમાં શની તથા શુક્ર સાથે હોય, તો તે સ્ત્રી વાંઝણી રહે તેને ફરઝંદ થાય નહીં, અને તેનું કારણ મોટી ઉમરે લગ્ન થવાનું અથવા તો કંઇકિ દુઃખને સબબે વાંઝણી રહે. શુક્ર અને શની જો સાતમાં ભુવને સાથે હોય તો તે મરદ નપુસ્ક હોય, અને ફરઝંદ થાય નહીં. જે કુંડળીમાં શુક્ર, શની અથવા ગુરૂનાં કંજંગશનમાં હોય અથવા બુધના કંજંગશનમાં હોય, તો તે સ્ત્રી ઘણી ધરરાખુ, અને પતીવ્રત તથા ધણીપર જાનફેસાન કરનારી હોય. શુક્ર જો મંગળ સાથે હોય તો, તે સ્ત્રી ઘણી આકરા સ્વભાવની અને બેદરકાર ધણીઆણી નીવડે. જે સ્ત્રી અથવા પુરૂષની કુંડળીમાં જો શુક્ર તથા ચંદ્ર, હરશચલની દૃષ્ટિમાં સપડાયલા હોય તે પુરૂષ અથવા સ્ત્રી છુપી રીતે પણ આડે માર્ગે અથવા વ્યભીચારમાં ફસે.

**ચેતવણી :—આ ઉપર લખેલા સર્વે યોગો, જેઓ જ્યોતીષનું પુરૂં જ્ઞાન ધરાવતા હોય, તેઓએજ ગણત્રી કરીને તથા પુખ્ત વિચાર પુગાડીનેજ જાણવા, કારણકે ગમે તેવી ખરાબ ગ્રહની ચાલ છતાં, શુભ ગ્રહોની સહેજ પણ મદદથી ઘણો ફેરફ પડી જાય છે, જેથી ઉતાવળા થઈ, એકાએક ઉપળી બાબદ વાંચી, અનુમાન કરવું નહીં, પણ ઘણીજ ચોકાસીથી એવા વ્યભીચારી યોગો ખાનગીથી જોવા, અને સંસાર સુખની સુખસંપતી જળવાય તેવી રીતે વર્તવા.**

મરદને સ્ત્રી અથવા સ્ત્રીને પુરૂષ કેવાં ખાનદાનના અને કેવો મળશે તે જોવા માટે નીચલી થોડી બાબદોપર ધ્યાન આપવું :—

સાતમાંનો માલેક બારમાં ભુવને અથવા બારમાંનો માલેક સાતમાં ભુવને હોય,' તો ગરીબ કુટુંબનો, અભણ અને લાયકાત વગરના ખાનદાનની સ્ત્રી મળે. સાતમાંનો માલેક દશમે ને દશમાંનો સાતમે હોય તો ઘણી સારી સ્ત્રી મળે. એજ પ્રમાણે બીજા ભુવનનો માલેક સાતમે અને સાતમાંનો બીજે હોય તો તેથી ઘણોજ સારો. ચંદ્ર, શુક્ર અને ગુરૂ એકબીજાની સાથે સારી દૃષ્ટિમાં અથવા તો રીસેપશનમાં હોય તો, પૈસાવાળી અને રૂડી સ્ત્રી મળે, અને સંસાર સુખી જાય. જો સાતમાંનો માલેક સાતમેજ બેઠો હોય તો ઘણી સદગુણી, વફાદાર સ્ત્રી મળે. જો સાતમાંનો માલેક આંઠમે સ્થાને બેઠો હોય ને ઊંચનો હોય તો સ્ત્રી તરફથી પુષ્કળ પૈસો મળે. ઉપર ચેતવણીમાં જણાવ્યા પ્રમાણે આ નાજુક બાબદ ઘણી સંભાળથી જોવી તથા વીચારવી, **ઉતાવળું અનુમાન કદીપણ બાંધવું નહીં,** કારણ તેમ કરવાથી ગણત્રી ખોટી પડે છે, **માટે વીચાર, વખત, કારણ, સર્વે જોઈ તપાસીને પછીજ ફળ કહેવું.**

## (૩૬) દોસ્ત અને દુશ્મન.

દોસ્ત માટે કુંડળીના અગ્યારમાં ભુવનમાં, જાહેર દુશ્મન માટે સાતમાં ભુવનમાં અને ખાનગી છુપા દુશ્મનો માટે બારમાં ભુવનમાં જોવું. જો રવી, ગુરૂ કે શુક્ર ૧૧ માં ભુવને બળવાન હોય અને સારી દૃષ્ટિમાં હોય, તો ઘણા સારા મીત્રો અને તેઓની તરફથી મદદ મળે.

પણ જો પાપદૃષ્ટિમાં ફસેલા હોય તો મીત્રથી ખોટ ખમવી પડે. ચંદ્ર અથવા બુધ જો સારી એસપેકટસમાં ૧૧ માં ભુવને હોય તો સારા, પણ જો ભુવનના બળથી અથવા નીંચના હોય, અથવા પાપદૃષ્ટિમાં ફસેલા હોય, તો મીત્રોથી નુકસાન પુગે. જો શની કે મંગળ અથવા હરશચલ પ્લેનેત ૧૧ માં ભુવને હોય તો, મીત્રો તરફથી ઘણી ખોટ અને દગો થાય. ચંદ્ર જો શની સાથે પાપદૃષ્ટિમાં કોઇપણ ભુવને હોય તો, જાણવું કે જુઠા મીત્રો મળવાના, ને તેથી ખોટ ખમવી પડવાની. જો સારા ગ્રહો ચંદ્ર સાથે હોય તો સારૂં, જો લગ્નની સામે પાપગ્રહ હોય તો બુરો, જાહેર દુશ્મનો ઘણા હોય, દાખલા તરીકે લગ્ને મંગળ હોય ને સાતમે ભુવને રવી હોય તો, મોટાં માણુસો તરફથી ઘણી મુસીબતો ખમવી પડે, રવી મોટા અને ઉમરાવી દુશ્મનો દેખાડે છે કે જેઓ મારફતે ઘણી આફત અને દુઃખ તથા ખોટ ખમવી પડે. ચંદ્ર અને બુધનો મુખ્ય આધાર તેઓ કેવી દૃષ્ટિમાં છે તે ઉપર જાણવો. શની, મંગળ, અથવા હરશચલ બારમાં ભુવને હોય તો ઘણા છુપા દુશ્મનો હોય, અને તેબી ઘણાજ ખરાબ, અદેખા, દગાબાજ અને છુપેથી નખ્ખોદ વાળવાને ટાંપી રહેનાર નીંચ હોય. જો ચંદ્ર બારમે હોય તો સ્ત્રી દુશ્મનો ઘણી થાય, જો રવી, ગુરૂ અથવા શુક્ર હોય તો છુપા દુશ્મનોનું જોર કમતી હોય, બુધ પાપદૃષ્ટિમાં હોય તો ઘણા દુશ્મનો જાણવા, લગ્નની રાશી તથા ગ્રહો જુદે જુદે સ્થાને હોવાના સમાગમથી પણ મીત્રતા અને દુશ્મનાઇ થાય છે, જેમકે એક જાતની ત્રીપલીસીટીમાં જન્મેલાં લોકો જેવાં કે મેષ, સીંહ ને ધન એકબીજા સાથે મીત્રતા રાખે, જેઓ વરખ, કન્યા ને મકરના લગ્નમાં જન્મે તેઓ એકબીજા સાથે મીત્રતા રાખે, જેઓ મિથુન, તુલા ને કુંભ, તેમજ કર્ક, વૃશ્ચિક અને મીનમાં જન્મેલાં હોય તો, તેઓ એકબીજા સાથે મીત્રતા રાખે. જયારે બે જુદા જુદા ધણીના જન્મ લગ્નની રાશી એકબીજાની કુંડળીમાં જો ૯૦° અંશની એસપેકટમાં આવે અથવા તો કંજંગશન કે ઓપોઝીશનમાં આવે તો જાણવું કે મીત્રાચારીભર્યો વહેવાર કદી રેહશે નહીં. સ્કવેર કરતાં ઓપોઝીશન તો એ બાબદમાં ઘણું ખરાબ સમજવું, જેમકે એક માણુસ જો મેષ રાશીમાં જન્મયો હોય તો તુલા રાશીમાં જન્મેલાં સાથે કદી મીત્રતા રાખે નહીં, તેમ

કર્ક કે મકર રાશીવાળા સાથે પણ દુશ્મનાઇ રહે, વળી રવી તથા ચંદ્ર, જો એકની કુંડળીનો બીજાની કુંડળીમાં એકબીજા સાથે કંજંક્શનમાં યાને એક સરખી રાશીનો હોય, અથવા તો મીત્ર દૃષ્ટિનો હોય તો મીત્રતા સારી રહે, પણ જો સ્કવેર કે ઓપોઝીશનમાં હોય તો દુશમની, મારામારી, ને તકરાર જલદીથીજ થાય. જેઓની કુંડળીઓમાં રવી અથવા તો ચંદ્ર પેરેલલ યાને એકે અંશે ડેકલીનેશનમાં આવ્યા હોય તો, તેઓની દોસ્તી ઘણી મક્કમ રહે, વળી ગ્રહોની પણ જગ્યા બેઉની કુંડળીમાં સરખાવી જોવી, કે જો એકની કુંડળીમાં ચોક્કસ રાશીનો શની છે, અને બીજાની કુંડળીમાં તેજ રાશીનો રવી હોય, તો જેને શની છે, તે શનીવાળો શખ્સ, પેલા રવીવાળા તરફથી ઘણો ફાયદો મેળવે, તેમજ રવીવાળો પુરૂષને કાંઇ ખાસ કરીને શનીવાળાથી ઇજા થાય તેમ નથી. મીત્રોને નુકસાન કયારે પુગે કે જ્યારે એકની કુંડળીના ગ્રહો ઘણી ખરાબ એસપેકટમાં ફસેલા હોય, અને તેથી તે મીત્રનું મન કાંઇક ડામાડોળ થાય, જેથી કાંઇ ખટપટ થાય. મંગળ અને શુક્ર એ બે ગ્રહ સ્ત્રી તથા મરદની મીત્રતા માટે જરૂર જોવાની અગત છે. જો સ્ત્રીની કુંડળીમાં શુક્ર આવેલો હોય તો તે સ્ત્રી મરદને એક વખત નજર મળતાં સાથેજ એક બીજાને ઘણી મીત્રતા બંધાય. જો મંગળ એકની કુંડળીમાં બીજાની કુંડળાના શુક્ર સાથે સ્કવેર કે ઓપોઝીશન કરતો હોય, તો તે સ્ત્રી પુરૂષ એક બીજાને ધીક્કારે, અને જો મીત્રતા હોય તો તે પણ તુરત દુશ્મનાઇ થાય. મરદ ઓરતનાં લગ્નો સાંધતી વખતે જે રાસ જોવામાં આવે છે, તે બરાબર નીવડતી નથી, પણ જો અંગ્રેજી પ્રમાણે રાસ જોઇ હોય તો, તે ઘણીજ ખરી પડે છે. લગ્નનું સારૂં થવા અગાઉ બેઉ સ્ત્રી પુરૂષના ટપકામાં જોવું, કે ચંદ્ર અને રવી એક બીજાની કુંડળીમાં મીત્રતાભર્યો સંબંધ ધરાવે છે કે. જો વરનો ચંદ્ર, સ્ત્રીની કુંડળીમાંના રવી સાથે ૧૨૦° અંશે અથવા તો ૬૦° અંશે હોય તો ઘણો સારો સંપ ને સુખ રહે. જો ૯૦° કે ૧૮૦° અંશે હોય તો મહા બુરો જાણવો, કજ્યો, કંકાસ, કુસંપ અને છુટાછેડા થાય, જો તેમાં કોઇ પાપગ્રહ જેવો કે શની, મંગળ, કે હરશચલ દૃષ્ટિ નાખતો હોય તો ઘણું બુરૂં જાણવું. એકનો ચંદ્ર અથવા રવી બીજાની કુંડળીના કોઇ પાપગ્રહ સાથે દૃષ્ટિ કરતો

હોય તો તે પણ ખરાબ જાણવું. જો પાપગ્રહો સાથે શુક્ર પણ દૃષ્ટિ કરે તો વ્યભીચાર બાબદના તોહમતથી છુટાછેડા થાય, જો ગુરૂ અથવા ચંદ્ર એક બીજાની કુંડળીમાં સારી એસપેકટસમાં હોય તો ઘણું સુખી જોડું નીવડે.

## (૩૭) અકસ્માત મોત વીગેરે.

એ બાબદ જે ગ્રહ મોતનું કારણરૂપ થઇ પડે છે, તે ઉપરથી જોવામાં આવે છે, તેમજ છઠ્ઠાં ભુવનને લગતી બાબદો પણ જોવાની જરૂર છે, કારણકે તેથી માંદગી વીગેરે માલમ પડે છે, એ માટે ભાગ ચોથો વધુ વીગત માટે જુઓ.

**શની**=ખહી, સરદી, રૂમેટીઝમ, તાપ, તલ્લી અને જલંદર, લકવો, વીગેરે દરદોથી નાશ કરે છે.

**ગુરૂ**=ફેફરૂં, સોજો, લોહીનો જુસ્સો, ફેફસાં, લીવર તથા હૃદયને લગતાં દરદો આપે છે, ને તેથી મરણ નીપજે છે.

**મંગળ**=તાવ, જખમ, ગુરદા, પીસાબ, દાઝવાથી, લોહી ઓકવાથી, લોહી જવાથી, અધુરે બચ્ચું જણવાથી, ગોવરૂં, શીતળા વીગેરેથી મોત કરે છે. જે રાશીમાં એ ગ્રહો બેઠલા હોય, તેમજ છઠ્ઠાં ભુવન, અને આઠમાં ભુવનોનાં કસપર જે રાશીઓ હોય તે જોવી. વરખ, સીંહ, વૃશ્ચિક તથા કુંભથી મોત ગુંગળાવાથી થાય છે, તેમજ હાર્ટડીઝીઝ, ફેફસાંની નળીનો ઠાંસો, પીસાબનાં દરદો, બરડાના કાંઠાના દરદો વીગેરેથી મોત થવાનું કારણ મળે છે. મેષ, કર્ક, તુલા, મકર એ રાશીઓ સરદી, રૂમેટીઝમ, લકવો, બેસુદ્ધી, ફેફરૂં, લોહીનો જુસ્સો, હોજરીને લગતાં દરદો મારફતે મોત લાવે છે. મિથુન, કન્યા, ધન, મીન એ રાશીઓ ખાસ કરીને ખહીના દરદો, હાંફણુ, દમ, કલેજાંના દરદો, જલંદર, મીઠ્ઠી પીસાબ વીગેરેના દરદોથી મોત લાવે છે, એ પ્રમાણે કુદરતી મોત, રાશીઓ પ્રમાણે આવે છે, અને મોત વખતે, તે રાશી અથવા ગ્રહના ગુણ પ્રમાણેની અસર તેના મોતનું કારણ થાય છે. જ્યારે રવી અથવા ચંદ્ર જો મંગળ સાથે સ્કવેર, ઓપો-

ઝીશન વીગેરે પાપદૃષ્ટિમાં હોય, તો મોત ઘણું ભયંકર રીતે દુ:ખી થઇને મરે; વળી જો ૧, ૬, ૮ કે ૧૦માં ભુવનમાં રવી કે ચંદ્ર જો મંગળ સાથે કંજંગશનમાં હોય તો ઘણુંજ બુરી રીતે ભયંકર મોત થાય, જો શનીની એવી કુંડળીમાં ખરાબ દૃષ્ટિ કરતો હોય તો મ્હોટા બુરૂં પરીણામ નીપજે. શની જો દશમાં સ્થાને રવીના ઓપોઝીશનમાં હોય તો ગુંગળાઇ જવાથી અથવા ઘર પડી તેમાં દટાઇ મરવાથી મરણ નીપજે. હરેક વખતે રવી, ચંદ્ર, મંગળ અને શનીની રાશી જરૂર જોવી. કારણકે મેષ, કર્ક, તુલા, મકર એ રાશીઓ જાહેરાતમાં મોત કરે છે, જેવું કે ખુન, બંદુકની ગોળીથી, વીજળીથી, આગથી, રેલવે અકસ્માતથી એવી રીતે મોત થાય. વરખ, સીંહ, વૃશ્ચિક ને કુંભ રાશી, ગુંગળાવાથી, ફાંસી જવાથી, ડુબી મરવાથી. તેમજ મિથુન, કન્યા, ધન, મીન રાશીઓ આપઘાત, ઝેર, સ્ટીમરમાં ડુબી મરવાથી અથવા હડખું લાગવાથી તથા સાંપ કે કોઇ જાનવરના કડવાથી મરણ થાય છે. હરશચલ ગ્રહ અચળુચ મોતનો કરનારો છે, તથા મોત તેની અસરથા વિચીત્ર રીતેજ આવે છે.

## (૩૮) મનશક્તિ અને લાયકાત.

લગ્ન, રવી, બુધ અને ચંદ્ર એટલા મુખ્ય જોવા, જોકે બીજા ગ્રહોની પણ મનશક્તિપર અસર છે, પણ એઓ મુખ્ય છે. મિથુન રાશી તથા કન્યા, તુલા અને કુંભ રાશી સાયનસ અને શોધક બુદ્ધી, તથા ઉત્તસાહ આપનારી છે. મેષ, સીંહ, ધન, મોહટાઇ મેળવવાની લાલચ ઘણું ઉંચું મત, ઊંચી બાબદોનો વિચાર, તેજી, ગુસ્સાદાર, સહેજ અભીમાની, કસરતબાજ તેમજ લડાયક બાબદોનો શોખીન બનાવે છે. કર્ક અને મકર રાજદ્વારી, અને મોહટાઇ મેળવવાનો ખવાસ આપે છે. વૃશ્ચિક દાકટરી, વૈદું, ગાંધી, અને છુપી શોધો વીગેરેનો ખવાસ આપે છે. અને વરખ તથા મીન મોજીલો શોખીલો, આળસુ, વેરી, અયાસી ને પોતાનુંજ સુખ ને સવળતા જોનારો બનાવે છે, જો એ રાશીઓ માંહેલી કોઇમાં ઘણા ગ્રહો બેઠેલા હોય તો, એવી સંપુર્ણ ખાસીયત આપે. કર્ક અને મીન રાશીમાં જો બુધ હોય તો તે ઘણોજ

ખરાબ, કારણકે બુધનો એ રાશીઓમાં ક્ષય થાય છે, ને જેથી માનવીને છાલકાં મનનો, ધચુપચુ વીચારનો અને તદન બેવકુફ બનાવે છે. સૌથી સરસ રાશીઓ મિથુન, તુલા, કન્યા, કુંભ એ રાશીઓ ઘણીજ સારી મગજશક્તિ આપનારી છે, તથા વિધ્યા હુન્નર અને સાયનસમાં ઘણી તેજ હોય છે, તથા વિચારો ઘણાજ ઓરીજીનલ હોય છે. મેષ તથા ધન રાશી હુલ્લડ અને ઝનુની બનાવે છે, ને જો મંગળ તેવા સાથ પાપદૃષ્ટિમાં હોય તો જુઠામાં જુઠો માનવીનો ખવાસ થાય છે. વરખ તથા મકર, દગાબાજ, વેરી, એકલપેટો, અદેખો બનાવે છે, અને સીંહ રાશીવાળાઓ ઘણાજ સ્ટ્રેટ ફોરવર્ડ હોય છે. વૃશ્ચિક રાશી ખાનગી, મીંઢો, છુપેથી નુકસાન કરનારો અને ડબલ ડોળ ઘાલુ હોય છે. જો બુધની સાથે મંગળની એસપેકટસ હોય તો, તે માણસ જુઠાઈ, ચોરી, થાપબાજી, લુચ્ચાઇ, ચંચળાઇ, હીસાબી, હુજતી અને કાબુમાં નહી રહે એવો ખવાસ થાય છે. જો શની ને બુધની સાથે એસપેકટસ હોય તો, સ્થીર, મક્કમ વીચારનો, છુપો ભેદ રાખનારો, ભેદી, તથા ખુદાઇ અને આસમાની વિધ્યાનો શોખીન હોય છે. જો ગુરૂ અને બુધને એસપેકટ હોય તો સાચ્ચો, તથા ઘણોજ અક્કલમંદ હોય છે, જો બુધ ને હરશચલ સાથે એસપેકટ હોય તો, ઘણો કઢંગા સ્વભાવનો હોય છે, પણ નજુમી અને શોધક બુધ્ધીવાળો પણ અદેખો ને વેરી સ્વભાવનો હોય છે. માનવીના ખવાસની મુખ્ય વળણ રવી અને ચંદ્રથી માલમ પડે છે, અને જ્યારે તેઓ મંગળની સાથે એસ-પેકટમાં હોય છે, ત્યારે ભોળા અને ખુલ્લો તથા ઘણોજ ઉદાર ખવાસ બનાવે છે. ગુરૂ સાથે મધ્યમ ઉદાર, પણ શની અને હરશચલ સાથે તો ઘણોજ નીંચ અને કંજુસ ખવાસ રાખે છે, જો મંગળ અને શુક્ર કુંડળીમાં બળવાન હોય તો ઘણો ઊદાર અને મોજશોખવાળો હોય. બુધ અને શની માણસને એકમાર્ગી બનાવે છે, અને હરશચલ ગ્રહ કોઇવાર એકદમ ઉદાર તો કોઇવાર તદન કંજુસ બનાવે છે. રવી પહેલાં ભુવને ઘણો સારો ખવાસ આપે છે, પણ જો શની સાથે એસપેકટસમાં આવ્યો હોય તો, તે માણસ ઘણો દુન્યાની ચીજોનો શોખ રાખે યાને મતલબી, તથા ઘણોજ સાવચેત રહે અને સર્વે પોતા માટે એકઠું કરવાનો શોખ રાખે.

## (૩૯) સ્થુલ સેતારાઓ (The Fixed Stars).

આસમાનમાં ગ્રહ ઉપરાંત બીજા ઘણાક સેતારાઓ છે, જે માંહેલા કેટલાક મોટા સેતારાઓ કે જેઓ, આસમાનમાં એકબીજાથી હમેશ એકસરખેજ છેટે પ્રકાશે છે, અને તે દરેક તારાનો ખવાસ અને ખાસીયત ઘણું કરીને મોટા ગ્રહોની અસર જેવી રહે છે, નીચે એ સર્વે મુખ્ય સ્થુલ સેતારાઓનો કોઠો આપેલો છે, જે માંહેલા એક અને બે મેગનીત્યુડવાળા સેતારાઓજ આપણને ઘણી અસર કરે છે, જે તારાની "મેગનીત્યુદ" ચાર છે, તે તદન થોડી અસર કરે છે, એ તારાઓનો ઉદય તથા અસ્ત મુળકે મુળકમાં તે ભુમીની લેટીત્યુદ પ્રમાણે હોય છે. તેઓની ચાલણની લોંજીત્યુદ દર વર્ષે ૫૦ સેકન્ડ યાને વીપળ હોય છે, અને તેમાં કંઇક જુજ ફરક પડે છે. એ ફીક્સ સેતારાઓની ગતી અંગ્રેજી પંચાંગમાં આપેલી હોય છે. એ સેતારાઓનાં ગુજરાતી નામો નહીં મળવાથી તેઓને અંગ્રેજી નામથીજ અત્રે જણાવ્યા છે. હાલના અંગ્રેજ જ્યોતીષો એ સેતારાઓની અસરની દરકાર કરતા નથી, પણ અસલ જમાનામાં તેઓની અસરને સ્વીકારવામાં આવી હતી, અને હજી પણ અસળી વીચારવાળાઓ તેજ પ્રમાણે ગણે છે. જ્યારે આ નીચલા કોઠા માંહેલો કોઇ તારો, જન્મ કુંડળીનાં કોઇપણ ભુવનનાં કશથી પાંચ ડીગ્રી જેટલે છેટે આવેલો હોય, અથવા કોઇપણ ભુવનનાં કશથી પાંચ ડીગ્રીએ ઉદય કે અસ્ત થતો હોય તો, જેમ બીજા ગ્રહો દરેક ભુવને મુકવામાં આવે છે તેમ એ તારાઓ પણ તે તે ભુવનમાં મુકવાની જરૂર છે, અને તેઓનું ફળ તે તારાઓ જે ગ્રહનાં જેવા ગુણદોષ ધરાવતા હોય, તે ગ્રહની ખાસીયતો પ્રમાણે જાણવું. ઝેડકીલની એફીમરીમાં એ તારાઓની દર વર્ષની લોંજીત્યુદની ડીગ્રીઓ અને રાશીઓ વીગેરે નોંધેલું હોય છે, તેપરથી જોવું.

જોકે એ સ્થુલ તારાઓની અસરને હાલના જમાનામાં ઘણી માનવામાં આવતી નથી, પણ ચોક્કસ પોઝીશનમાં જ્યારે એ તારાઓ આવે છે, ત્યારે એઓની અસર ઘણી પ્રબળ હોય છે. એ તારાઓ ફક્ત કંજંગશન અને ઓપોઝીશનથીજ દૃષ્ટિ અમલ કરે છે, તે સીવાય કોઇબી બીજી એસપેકટસોમાં એઓની અસર થતી નથી.

જ્યારે એક સ્થુલ તારો, જન્મકાળના રવી સાથે કંજંગશન કરે, ત્યારે ઘણો ફેરફાર દર્શાવે છે, દાખલા તરીકે જ્યારે **એલદીબરાન** (Aldebaran), **હરકયુલ્સ** (Hercules), **એનતેરીસ** (Antares) અથવા કોઇબી બીજા સ્થુલ તારા સાથે જન્મનો રવી કંજંગશન કરે છે, ત્યારે ઘણું ભયંકર રીતે મોત થાય છે, અથવા તો ચાલુ સીકનેસ થાય છે. રવી સાથે જો **પલીએડીસ** (Pleiades), **કેસ્તર** (Castor), **પોલક્ષ** (Pollux), અથવા **પ્રેસેપી** (Presepe), વીગેરે તારાઓ હોય છે, તો તે માણસ ઘણો ઘાતકી, ભેજાં ફાટેલ હોય છે, ને તેનું મોત ઘણુંજ ભયંકર અને ગંભીર રીતે થાય છે. **એરીસ્તા** (Arista)નો તારો જ્યારે રવીની સાથે હોય છે તો, તે માણસને ઘણોજ નસીબવંતો બનાવે છે.

દરેક શનીની ખાસીયતવાળા સ્થુલ તારાઓ જ્યારેબી રવીની સાથે આવે ત્યારે જાણવું કે, તે માણસને આફત, બેઇજતી વીગેરે ઘણું દુઃખ ખમવું પડશે. જો એ તારાઓની લેટીત્યુદ ચંદ્રની લેટીત્યુદની લગોલગ હોય, અથવા તો તેઓ ચંદ્ર સાથે કંજંગશનમાં હોય છે, ત્યારે ઘણી અસર કરે છે. જેમકે જ્યારે ચંદ્ર, **એલદીબરાન** (Aldebaran) અથવા તો **પોલક્ષ** (Pollux) તારા સાથે કંજંગશન કરે છે, ત્યારે ગંભીર મોત નીપજે છે, જ્યારે **પલીએદીસ** (Pleiades) તારો ચંદ્ર સાથે આવે છે, ત્યારે આંખને નુકસાન પુગાડે છે, અથવા તો અંધાપો કરે છે. જ્યારે ચંદ્ર, **એનતેરીસ** (Antares)ના તારા સાથે આવે છે, ને જો શની તેઓની સામે ઓપોઝીશનમાં બેઠો હોય તો, તે માનવીનું મોત ગુંગળાઇ મરવાથી અથવા ફાંસી જવાથી જાણવું. જો ચંદ્ર, **એલદીબરાન** (Aldebaran) અથવા **એનતેરીસ** (Antares) સાથે જો પહેલાં ભુવનમાં અથવા દશમાં ભુવનમાં હોય તો, ઘણું માનપાન અપાવે, પણ ઘણી આફતો, ઝેહમતો, અને કટોકટીના વખતમાંથી તે માનવીને પસાર થવું પડે, અને ત્યારેજ તેની ફત્તેહને જશ તેને મળે. સાતમાં ભુવનના કસપર જો પહેલી મેગ્નીત્યુદનો કોઇપણ તારો હોય તો જાણવું કે તે માણસની સ્ત્રી પૈસાવાળી મળશે, પણ તેણીનો ખવાસ અને સ્વભાવ, તે કસપર આવેલા તારાને લગતા ગ્રહોની અસરવાળો રહેશે. **ફોમાહંત** (Fomahant) અને

**રીગેલ** (Rigel)નો તારો જો લગ્ને કે દશમે ભુવને હોય તો મરણ પછી વાખવાખી થાય. જો **સાઇરીયસ** (Syrius) અથવા તો **ડોગ સ્તાર** (The Dog Sa), રવી સાથે કંજંગશનમાં આવે અને જો લગ્ને કે દશમે ભુવને હોય તો રાજવંશીઓ તરફથી માન મળે. જો **કેપુતએલગોલ** (Caputalgol) રવી સાથે આંઠમાં ભુવનમાં કંજંગશન કરતો હોય તો, તથા મંગળ સાથે ૯૦° અંશને તફાવતે હોય તો, તે માણસ કતળ થઇને મરે. એ પ્રમાણે અસળના વખતમાં એ તારાઓને **દેવતા** સમાન માનીને ગ્રીક તથા ઇજીપશીયન લોકો તેઓની અસરના ગુણદોષ પારખીને ફળ કહેતા હતા, માટે આ નીચલા કોઠામાં જે તારાઓ અંગ્રેજીમાં દર્શાવેલા છે તથા તેઓની અસર જણાવી છે, તે તારાઓ નંબર પ્રમાણે તપાસી લેવા, તથા તેઓ માંહેલા મુખ્ય તારાઓ પંચાંગમાં તેની રાશી અંશ સાથે આપેલા હોય છે, તે **નોટીકલ અલમાનેકમાં** જોઇ લેવા, અને તે પ્રમાણે તેનું ફળ પણ જરૂર જોવું, કારણકે કેટલીક વખતે ઘણા સારા ગ્રહ ગુણવાળી કુંડળીનું ફળ સારૂં નહીં મળતાં માઠું મળે છે, તેવે વખતે એવો કોઇ તારો નડતલ કરનારો માલમ પડી આવવે, તેનું કારણ મળે છે. એ તારાઓનો કોઠો અંગ્રેજીમાં આપ્યો છે, તથા જે તારાઓ આગળ * સ્તારના જેવી નીશાન મુકી છે, તેઓની સમજણ ગુજરાતીમાં ઉપર હું લખી ગયો છું, તે પ્રમાણે તપાસીને જોવી.

## (૪૦) સ્થુલ તારાઓનો કોઠો.

| | તારાનું નામ. | મેગનીત્યુદ. | ખવાસ. |
|---|---|---|---|
| 1 | South End of the Tail of Whale, સાઉઠ એન્ડ ઓફ ધી તેલ ઓફ વેહેલ ... ... ... | ૨ | શનીના જેવા ગુણ. |
| 2 | The Star in the Wing of Pegasus, ધી સ્ટાર ઇન ધી વીંગ ઑફ પીગાસસ ... ... ... | ૨ | મંગળ અને બુધ. |
| 3 | The Head of Andromeda, ધી હેડ ઑફ એનડ્રોમીડા ... ... | ૨ | ગુરૂ અને શુક્ર. |

| | તારાનું નામ. | મેગનીટ્યુડ. | ખવાસ. |
|---|---|---|---|
| 4 | The Whale's Belly, ધી વેહેલસ બેલી. | ૪ | શની. |
| 5 | The Gridle of Andromeda, ધી ગ્રીડલ ઑાફ એનડ્રોમીડા | ૨ | શુક્ર. |
| 6 | The Bright Star in the Head of Aries, મેષ રાશીનાં માથાંનો સ્ટાર | ૩ | શની અને મંગળ. |
| 7 | The Left Foot of Andromeda, ધી લેફ્ટ ફુટ ઑાફ એનડ્રોમીડા | ૨ | શુક્ર |
| 8 | The Bright Star in the Jaw of the Whale, ધી બ્રાઈટ સ્ટાર ઇન ધી જૉ ઑાફ ધી વેહેલ | ૨ | શની. |
| * 9 | Caput Algol, કેપુટ એલગોલ | ૨ | શની અને ગુરૂ. |
| *10 | The Pleiades or Seven Star, ધી પ્લીએદીસ યાને સાત તારા | ૫ | મંગળ અને ચંદ્ર. |
| 11 | The Middle Star in the Pleiades, પ્લીએદીસનો વચલો તારો | ૩ | મંગળ અને ચંદ્ર. |
| 12 | Oculus Taurus, ઓકયુલસ તોરસ.. | ૧ | શુક્ર. |
| *13 | Aldebaran, એલડીબરાન | ૧ | મંગળ. |
| *14 | Rigel, રીગેલ | ૧ | ગુરૂ અને શુક્ર. |
| 15 | The foremost shoulder of Orion, ધી ફોરમોસ્ટ શોલડર ઑાફ ઓરીયન. | ૨ | મંગળ અને બુધ. |
| 16 | The She Goat, ધી શી ગોટ | ૧ | બુધને મંગળ. |
| 17 | The Middle Star in Orion's Belt, ધી મીડલ સ્ટાર ઇન ઓરીયન્સ બેલ્ટ | ૨ | ગુરૂ અને શની. |

| | તારાનું નામ. | મેગનીત્યુદ. | ખવાસ. |
|---|---|---|---|
| 18 | The Highest Star in the Head of Orion, ધી હાઇએસ્ટ સ્ટાર ઇન ધી હેડ ઑફ ઓરીયન ... ... | ૪ | શુક્ર અને શની. |
| 19 | The Star in the Horn of the Bull, ધી સ્ટાર ઇન ધી હોર્ન ઑફ ધી બુલ ... ... ... | ૩ | મંગળ. |
| 20 | Propus, પ્રોપસ ... ... | ૪ | મંગળ. |
| 21 | The Right Shoulder of Auriga, ધી રાઇટ શોલડર ઑફ ઓરીગા ... | ૨ | મંગળ અને બુધ. |
| 22 | The Foot of Gemini, મીથુન રાસીનો પગ ... ... ... | ૨ | બુધ અને શુક્ર. |
| *23 | Castor, કેસ્ટર ... ... ... | ૨ | મંગળ, શુક્ર અને શની. |
| *24 | Pollux, પોલક્ષ ... ... | ૨ | મંગળ. |
| *25 | The Smaller Dog star, ... | ૨ | બુધ અને મંગળ. |
| *26 | Pracsepe પ્રેસપી, કરકનો તારો .. | ૧ | મંગળ અને ચંદ્ર. |
| 27 | North Aselhus, નોર્થ એસીલસ ... | ૪ | મંગળ અને રવી. |
| 28 | South Asellus, સાઉથ એસીલસ ... | ૪ | મંગળ અને રવી. |
| 29 | Cor Loonis or Regulus, કોર લીયોનીશ, રીગ્યુલસ ... ... | ૧ | મંગળ. |
| 30 | Heart of Hydra, હાર્ટ ઑફ હાઇડ્રા ... ... ... | ૧ | શની અને શુક્ર. |
| 31 | Vindemiatrix, વીનદીમીએત્રીશ ... | ૩ | શની, શુક્ર અને બુધ. |
| 32 | The Back of the Lion, ધી બેક ઑફ ધી લાયન ... ... | ૨ | શની અને શુક્ર. |
| 33 | The Tail of the Lion, ધી ટેલ ઑફ ધી લાયન ... ... | ૧ | શની, શુક્ર અને બુધ. |

| | તારાનું નામ. | મેગનીત્યુદ. | ખવાસ. |
|---|---|---|---|
| 34 | Crater, ક્રેટર ... ... ... | ૪ | શુક્ર અને બુધ. |
| 35 | Arcturus, આરક્ટ્યુરસ ... | ૧ | ગુરૂ અને મંગળ. |
| 36 | The Virgins Spike or Arista, ધી વરજીન્સ સપાઇક, એરીસતા. | ૧ | શુક્ર અને મંગળ. |
| 37 | The South Balance, દક્ષીણ તુલા રાશી ... ... ... | ૨ | શની અને શુક્ર. |
| 38 | The North Balance, ઉત્તર તુલા રાશી ... ... ... | ૨ | ગુરૂ અને મંગળ. |
| 39 | The Left Hand of Ophiucus, ધી લેફ્ટ હેન્ડ ઑફ ઓફીયુકસ ... | ૩ | મંગળ અને શની. |
| 40 | The Highest Star in the Head of Seorpis, વૃશ્ચિક રાશીનો સૌથી ઉંચો તારો ... | ૨ | શની અને શુક્ર. |
| 41 | The Left Knee of Ophieus, ધી લેફ્ટ નીઇ ઑફ ઓફીકસ ... | ૩ | શની અને શુક્ર. |
| 42 | Cor Scorpio, કોર સ્કોરપીઓ ... | ૨ | મંગળ અને ગુરૂ. |
| *43 | Antares, એનતેરીસ ... | ૧ | મંગળ. |
| 44 | The Right Knce of Ophiucus ધી રાઇટ નીઇ ઑફ ઓફીકસ ... | ૩ | શની અને શુક્ર. |
| 45 | The Bright Star of the Vulture ધી બ્રાઇટ સ્ટાર ઑફ ધી વલચર ... .. ... | ૨ | શની અને બુધ. |
| 46 | The Mouth of Pegasus, ધી માઉઠ ઑફ પીગેસસ ... | ૩ | શુક્ર અને બુધ. |
| 47 | The Tail of the Goat, ધી ટેલ ઑફ ધી ગોટ ... ... | ૩ | શની. |

| | તારાનું નામ. | | મેગનીત્યુદ. | ખવાસ. |
|---|---|---|---|---|
| 48 | Marchab, મારચ એબ | ... | ૨ | મંગળ અને બુધ. |
| 49 | Fomahant, ફોમાહંત | ... | ૧ | શુક્ર અને બુધ. |
| 50 | Scheat-Pegasi શીત પીગાસી... | | ૨ | શની. |

આગળ પ્રમાણે ફીક્ષ તારાઓનો વિચાર કરવો, ૧ અને ૨ મેગનીત્યુદવાળા તારાઓની મુખ્ય અસર હોય છે તે ધ્યાનમાં રાખવું.

## (૪૧) કલીમેકત્રીકલ (Climacterical.) વરસો.

**કલીમેકત્રીકલ** વરસોનો ખુલાસો એ છે કે, દર સાત કે નવ વર્ષે ચંદ્ર, માનવીની જીંદગીમાં, ચંદ્રની ચાલણ પ્રમાણે મોટા ફેરફાર કરે છે, એ વખતે ચંદ્ર યાને સાત દીવસે ચંદ્ર પોતે પોતાની જન્મકાળે રહેલી જગ્યાથી ૯૦° અંશે આવે છે, યાને જન્મકાળે રહેલો ચંદ્ર ફરતા ચંદ્રની સાથે ૯૦° અંશ એટલે સ્કવેરની એસપેકટસ કરે છે, અને નવમે દીવસે ૧૨૦° અંશની એસપેકટસમાં આવે છે, જે હીસાબે ૭મું, ૯મું, ૧૪મું, ૧૮મું, ૨૧મું, ૨૭મું, ૨૮મું, ૩૬મું, ૪૨મું, ૪૫મું, ૪૯મું, ૫૪મું, ૫૬મું તથા ૬૩મું વર્ષ કલીમેકત્રીક કહેવાય છે, અને એ વર્ષોમાં સારા અથવા માઠા મુખ્ય બનાવો બને છે. એ વર્ષોમાં ૪૯મું વર્ષ તથા ૬૩મું વર્ષ ઘણુંજ ભારી જાણવું, કારણકે એ વખતે કલીમેકત્રીક વર્ષ ડબલ કલીમેકત્રીક થાય છે, યાને ૭×૭=૪૯, અને (૯×૭)=૬૩, જો એ વર્ષમાં કંઇ આસમાની ગ્રહોમાં, અથવા તો જન્મકાળનાં ચાલતા ગ્રહોનો, ડાયરેકશન મારફતે કોઇ પાપદૃષ્ટિ અથવા ખરાબ એસપેકટસ થઇ તો મોત નક્કી જાણવું. ૬૩મું વર્ષ તો ઘણુંજ કઠણ ગણાય છે, કારણકે જો ધ્યાન કરીને આપણે દુન્યામાં જોઇશું તો ૫૦ થી ૮૦ વર્ષની ઉમરમાં મુખ્ય ભાગે ૬૩ માં વર્ષેજ અથવા તો ૬૩ માં વર્ષની સહેજ આજુબાજુમાંજ મરે છે. કેટલાકો કહે છે એ સાત વર્ષનાં કલીમેકત્રીક વર્ષ **શનીનાં** ગ્રહની ચાલથી થાય છે, કે જયારે સાત વર્ષે શની સ્કવેર કે ઓપોઝીશન અથવા કંજંગશનમાં, જન્મકાળની પોતાની જગ્યાની સાથે એસપેકટસ કરે છે, પણ ઘણું કરીને એ બાબદ ચંદ્રને વધુ લાગુ પડતી છે, કાર-

ણુકે ચંદ્ર ઘણા ફેરફારો કરનારો અને ઝડપી ગ્રહ છે, અને શની કરતાં બધી ચીજોને રોજબરોજ ઘણી અસર કરનારો છે. કેટલીક વખતે તો શની અને ચંદ્ર એ બેઉ ગ્રહો સાથે મળીને કલીમેકત્રીક બનાવો ઉત્તપન્ન કરે છે, કારણકે તેઓનો સાતવડયો હીસાબ સરખો છે, તોપણ શનીનો હીસાબ સાડાસાત વર્ષપર જાય છે, એટલે શનીનું કલીમેકત્રીક બીજું વષ, જન્મનાં નવમે વર્ષે ગણાય. એ પ્રમાણે બચ્ચું જ્યારે ૧૪ વર્ષની ઉમરનું થાય કે જે પછી તે છોકરવન વયમાંથી આગળ વધે છે, ને ત્યાર પછીનાં દરેક સાત વર્ષે, કલીમેકત્રીક વર્ષ આવતાં, મોટો ફેરફાર થતો જાય છે. છોકરા અને છોકરીઓના શરીરિક બાંધા પ્રમાણે જ્યારે તેઓ ૨૧ વર્ષનાં થાય છે ત્યારે છોકરવાદી ખાસીયત નાબુદ થઇ મરદ કે ઓરતનાં તબક્કા ઉપર આવે છે, અથવા તે વખતે તેનું નસીબ ઘણું સારૂં ફળ આપે છે, અથવા તો મહા કષ્ટમાં નાખે છે. વરખ, કન્યા અને મકર રાશીઓમાં જન્મેલાં માણસો પોતાની જુવાની ઘણો વખત ટકાવી રાખે છે, તેઓ ૨૮ મે વર્ષે પોતાની જીંદગીનો સફો શરૂ કરે છે, તથા તેઓનો ચહેરો, દેખાવ અને બાંધો જુવાન લાગે છે. તેઓનાં નસીબોનાં બનાવો એ પ્રમાણે સાત વર્ષ મોડે બાહેર જણાય છે, એવા શખ્સોનું નસીબ અને મુખ્ય બનાવો ૩૫, ૪૨, ૫૬ વીગેરે વર્ષો ભારી વર્ષો લેખાય છે. એ પ્રમાણે બીજા ગ્રહોની પણ ચાલુ મુખ્ય અસર રહે છે, અને જીંદગી ઊપર તેઓની મુખ્ય અસર થાય છે, જન્મથી પહેલાં ચાર વર્ષમાં ચંદ્રનો અમલ છે, તેવે વખતે જો જન્મકાળે, ત્રાનજીતમાં, અથવા દાયરેકશનમાં ચંદ્ર ખરાબ સંજોગો અને એસપેકટસમાં આવે તો ઘણું ખરાબ પરીણામ નીપજાવે, રીષ્ટકારી નીવડે. એ પ્રમાણે ચોથાં વર્ષથી દશમાં સુધી બુધ, ૧૦ માંથી ૧૮ સુધી શુક્ર, ૧૮ થી ૩૭ સુધી રવી, ૩૭ થી ૫૨ સુધી મંગળ, ૫૨ થી ૬૪ સુધી ગુરૂ અને ત્યાર પછીના બીજાં વર્ષો અંત સુધીમાં શની અસર કરતા છે. હરશ્ચલ ગ્રહ પણ સાત વર્ષે એક રાશી ચાલે છે, જેથી સાતમે વર્ષે ૩૦°, ૬૦°, ૯૦° કે ૧૨૦° અંશની દૃષ્ટિ, પોતાની જન્મકાળની જગ્યા સાથ કરે છે, જેથી ઘણાક પરીણામો નીપજે છે. **એ કલીમેકત્રીક વર્ષો, ધ્યાન આપીને તપાસવાની જરૂર છે.**

# (૪૨) જુદા જુદા વારે, દીવસનાં ૨૪ કલાકો ઉપર જુદા જુદા ગ્રહનો અમલ.

* પહેલો કલાક સુર્ય ઉદયથી ગણવો. *

| | દીવસનાં બાર તથા રાતના બાર કલાક. | રવી. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્ય ઉદયથી આથમતાં | ૧ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| | ૨ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| | ૩ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ |
| | ૪ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી |
| | ૫ | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |
| | ૬ | ગુરૂ | શુક્ર | શની | રવો | ચંદ્ર | શુક્ર | બુધ |
| | ૭ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર |
| | ૮ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| | ૯ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| | ૧૦ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ |
| | ૧૧ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી |
| | ૧૨ | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર |
| આથમતાંથી પાછલી રાત | ૧૩ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ |
| | ૧૪ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર |
| | ૧૫ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| | ૧૬ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| | ૧૭ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | મંગળ | બુધ |
| | ૧૮ | ચંદ્ર | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર |
| | ૧૯ | શની | રવી | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| | ૨૦ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ |
| | ૨૧ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર |
| | ૨૨ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
| | ૨૩ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ |
| | ૨૪ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રવી | ચંદ્ર | મંગળ |

આ ઉપલા કોઠામાં દીવસ ઉગતાં રવીવારે પહેલા કલાક ઊપર રવીનો અમલ, બીજા કલાકે શુક્રનો, ત્રીજા કલાકે બુધનો એજ પ્રમાણે બારમાં કલાકે શનીનો, અને બપોરના બાર વાગી ગયા પછી એક

આગેથી ૧૭માં કલાકે ગુરૂનો અમલ થાય છે. જ્યોતીષી જાણનારા-ઓને એ દરેક કલાકનુ શુભ અશુભ ગ્રહ પ્રમાણે, ચોક્કસ બાબદો જાણવામાં ખપ આવે છે, તથા કેટલીક ક્રીયાઓમાં એ ખપનું છે. અત્રે વાંચકવર્ગ માટે ફકત પોતાનું કામકાજ શુભ ગ્રહના અમલવાળા કલાકે કરવાથી ફતેહ મળી શકે છે.

## (૪૩) **નસીબ** (The Part of Fortune).

આ એક એવી જગ્યા છે કે જે કુંડળીમાં ગણત્રી કરીને મેળવામાં આવે છે. ખાસ કરીને એનો અમલ પૈસા ટકાની તથા ધંધારોજગારની બાબદ ઉપર છે, અને તંદરૂસ્તી તથા મોત સાથે એને લાગતુંવળગતું નથી. જન્મ કુંડળીમાં એ નીચે પ્રમાણે ગણીને મુકવામાં આવે છે :-

મેરીદીયનનાં અંશકળામાં ૯૦° ઉમેરવાં કે જેથી તાત્કાળીક જન્મ લગ્નના અંશ થશે, અને તેમાં ૩૬૦° ઉમેરીને પછી રવીના અંશ કળા બાદ કરવા, અને તેમાં પછી ચંદ્રનાં અંશ ઉમેરવા. એટલે **નસીબ** યાને (The Part of Fortune) આવશે, જેનો પુનમ અગાઉ જન્મ થયો હોય તો દશથી ચોથાં ધર સુધીમાં આવે છે, અને જો પુનમ પછી જન્મ થયો હોય તો ચારથી દશ સુધીમાં આવે છે. હવે ઉપર આવેલી અંશ કળામાંથી મેરીદીયનના ઉપલા કે નીચલા જે ભાગમાં, પુનમની આગમજ કે પાછળ જન્મ થયો હોય તે પ્રમાણે તેની અંશ કળા આગળા કે પાછળા ભુવનોમાં બાદ કરી જે રહે તે અંશે. કુંડળીમાં આમેજ કરવું.

ખાસ હાલના વિદ્વાનો જન્મ કુંડળીમાં એવી રીતે **નસીબને** મુકે છે, પણ **ખાસ કરીને હોરારી વિધ્યામાં નસીબની જગ્યા જરૂર જોવી જોઇએ,** કારણકે તેથી પૈસા સંબધી સ્થીતી ઘણી સારી રીતે જાણી શકાય છે. **નસીબ** (The Part of Fortune) ગણવાની સહેલ રીત નીચે પ્રમાણે છે :—

કુંડળીનું લગ્ન અને ચંદ્રના અંશ એક બીજામાં ઉમેરવા, જેમાંથી રવીના અંશ બાદ કરવા જે બાકી રહે તે **નસીબ** અથવા (The Part of Fortune). હવે એની અંગ્રેજી નીશાન ⊕ આવી છે, અને એને એક ગ્રહની માફક જે રાશીમાં એ આવે તે રાશીમાં ગોઠવે છે,

હમેશાં નસીબ (The Part of Fortune) રાશી, અંશ, કળા સાથે ગણવું. દાખલા તરીકે ધારો કે મેષ રાશીનું જન્મ લગ્ન, ૨° અંશ ને ૩૦′ કળાનું છે. અને ચંદ્ર છટ્ઠી રાશીનો ૧° અંશ ને ૩′ કળાનો છે. એ બેઉનો ટોટલ કર્યે, ને તેમાં જન્મના રવીનાં રાશી અંશ જે ધારો કે બીજી રાશી ૧૨° અંશ ને ૨૬′ કળા છે તે ઉમેર્યે જેમકે :—

| | રાશી | અંશ | કળા |
|---|---|---|---|
| જન્મ લગ્ન...................... | ૦ | ૨ | ૩૦ |
| ચંદ્રની લોંજીત્યુદનાં અંશ જન્મકાળે | ૬ | ૧ | ૩ |
| સરવાળો | ૬ | ૩ | ૩૩ |
| તેમાંથી બાદ જન્મનાં રવીનાં અંશ | ૨ | ૧૨ | ૨૬ |
| નસીબનાં રાશી અંશ | ૩ | ૨૧ | ૭ |

એ પ્રમાણે ત્રીજી રાશીનાં ૨૧° અંશ ૭ નું નસીબ (The Part of Fortune) થયું, જે કુંડળીનાં તે ભુવને કે જયાં ત્રીજી રાશી હોય તેમાં ⊕ આવી નીશાની માંડીને તેનાં રાશી અંશ કળા માંડવા.

હવે હોરારી સવાળની બાબદોમાં એ ભાગ પુષ્કળ કામનો છે, કારણકે ખોટ, નફો, પૈસા ટકા, ધંધો વીગેરે બાબદોનો ખુલાસો એથી ઘણો સરસ મળી શકે છે.

## (૪૪) નસીબનું ફલ.

૧. જો ⊕ **નસીબ શનીનાં** સ્કવેર, કંજંગશન કે ઓપોઝીશનમ આવે તો જાણવું કે પોતાની દોલત, ઘરબાર વીગેરે સર્વે જુગારમ અથવા તો ચોરાઈ જવાથી અથવા તો શનીની ખાસીયતવાળા લોકોથ સર્વે દોલત ખોહી બેસે. જો શની સાથે ત્રાયન, સેક્ષતાઇલ વિગે સારી એસપેકટસો જો થાય તો, વારસા હીસ્સાથી અથવા તો કો વૃદ્ધ માણસોથી, ઘરનાં બાંધકામથી, ખેતીવાડીથી, અથવા તો દરીયા વેપારથી અને હીરાના વેપારથી લાભ થાય.

૨. **જો નસીબ મંગળ** સાથે પાપદૃષ્ટિમાં (☌ □ ☍) હોય તો, ચોરાત્રા ચાકરોથી, લશ્કરીઓથી, ચોરોથી, આગથી, કજીયો કંકાસથી, કોર્ટ દરબારથી, પૈસા તથા દોલતની સર્વે વાતે હાંની થાય. જો શુભ દૃષ્ટિમાં હોય તો હથ્યારના વેપારથી, લડાયક માણસોથી, ઘોડાઓથી, દરીયાની મુસાફરીથી તથા જાનવરોનાં સાધારણ વેપારથી ફાયદો મળે.

૩. જો **નસીબ ગુરૂ** સાથે પાપદૃષ્ટિમાં હોય તો, તે ગ્રહસ્થ આદમીથી તેમજ ધર્મગુરૂઓથી, વકીલોથી, કંઈક ધંધાના પડી ભાગવાથી, તથા પૈસાની નાણભેદીથી સર્વે રીતનું નુકસાન થાય, પણ જો શુભ દૃષ્ટિમાં (✱ △ ☌) હોય તો ઇનામ, બક્ષેસ, વેપાર ધંધાની ફતેહથી, તથા ખુશ મીજાજી ને શોખીલાં માણસો તરફથી બેસુમાર લાભ થાય.

૪. **જો નસીબ રવી સાથે શુભ દૃષ્ટિમાં હોય** તો, મોટા માણસોથી, મીત્રોથી ઘણો ફાયદો થાય, પણ પૈસા બહુ ખરચે કંઇ બચે નહીં, અને જો પાપદૃષ્ટિ હોય તો, સરકાર દરબારથી, કોર્ટ કેસ કજ્યાથી તેમજ જુઠી નીંદાથી, મોટા માણસોની અદેખાઇથી સર્વે રીતે નુકસાન થાય, ધંધો પડી ભાગે. જો **નસીબ** અને **રવીનું** કંજંગશન થયું હોય તો તે માણસ પોતે પૈસા ઉડાવે તથા પોતાના પૈસા આબરૂ દરકારથી ખોહે યાને પૈસા જતા રહે, પણ આબરૂ રહે.

૫. જો **નસીબ શુક્ર** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો, મોટા લોકની સ્ત્રી તરફથી અથવા મોભાદાર બાનુઓ તરફથી ઇનામ કે બક્ષેસ મળે, કપડાં અને ઝવેરાત પાછળ ખરચ કરે અને વેપારમાં ઘણો લાભ આપે, પણ જો પાપદૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓ પાછળ પૈસા ખરાબ કરે, પ્યાર મોહબતનાં પછાડા મારે, અદેખાઈ થાય, અને બેવકુફીથી સર્વે દોલતને ખર્ચી નાંખી કંગાળ બને.

૬. જો **નસીબ બુધ** સાથે શુભ દૃષ્ટિમાં હોય તો કંત્રાકટથી ફાયદો થાય, વિધ્યા, હુન્નર, હીસાબ કીતાબ, વેચાણ સાટાં, સરકારી કાયદાથી, યુનીવરસીટીની ડીગ્રીથી, કાંઇક નવી શોધથી, લખાણથી, પોતાની જાતી મહેનતથી, ઉદયોગથી, કાંઇક વારસા હીસ્સાથી અથવા મુસાફરી અથવા દરીયાની લાંબી મુસાફરીથી ફાયદો થાય, પણ જો પાપદૃષ્ટિમાં હોય તો, ખોટા હીસાબથી, કોઇના છેતરવાથી, વકીલ કે શીખેલા માણસથી, જુવાન મીત્રોથી, જુઠી સાક્ષીથી, અથવા તો કોર્ટ

દરબારમાં હારી જવાથી, પોતાની આબરૂને ધોકો પુગાડે, પૈસા ખોહે, પોતે બેવકુફ બને અને નુકસાનમાં જાય.

૭. જો **નસીબ ચંદ્ર** સાથે સારી દૃષ્ટિમાં હોય તો મીત્રોથી, સ્ત્રીઓથી, સાધારણ પ્રજાથી ઘણો નફો મેળવે, મોટી લાંબી મુસાફરીથી અને ચાલુ ધંધામાં ગુતાયલા રહેવાથી દોલત ને સુખ મળે, પણ જો પાપદૃષ્ટિમાં હોય તો કંટ્રાકટમાં ખોટ જાય, હલકા માણસોથી દગો થાય, કોઇ મોટાં ખાનદાનની સ્ત્રીની અદેખાઇ અને દુશ્મનાઇથી, ખલાસીઓથી, લાંબી મુસાફરીથી, બેસુમાર કરજથી અને કોર્ટ દરબારથી દોલત, ઇજત અને સર્વે રીતની પાયામાળી થાય.

**હરશ્ચલ ગ્રહની અસર સારી તેમજ માઠી, બુધ શનીની ભેળ અસર જેવી જાણવી, પણ એકાએક અને અચોક્કસ સમજવી. રવી અને ચંદ્ર જો હરશ્ચલ સાથે એ ભાગમાં હોય તો વિચીત્ર ચાલચલણનો થાય, તથા છાપા અને લખાણપત્રની બાબદોથી ઘણો હીણાય, અને મુશ્કેલીમાં આવે.**

## (૪૫) વખતનું ગણીત અને તેની સમજણ.

જ્યોતીષ વિધ્યામાં વખત અને ઘડીપળ ઉપર મોટો આધાર રહે છે, જેથી તેને લગતી બીનાં ઉપ્યોગી થઇ પડશે.

**કોષ્ટક.**

| | |
|---|---|
| ૬૦ સેકન્ડ................. | ૧ મીનીટ. |
| ૬૦ મીનીટ................. | ૧ કલાક. |
| ૨૪ કલાક................. | ૧ સાધારણ દીવસ. |
| ૭ દીવસ................. | ૧ અઠવાડયું. |
| ૪ અઠવાડયાં ૨૮ દીવસ... | ૧ ચંદ્રનો મહીનો. |
| ૫૨ અઠવાડયાં ૧ દીવસ અથવા ૧૩ ચંદ્રનાં મહીનાં ને એક દીવસ. | ૧ વર્ષ. |
| ૩૬૫ દીવસ ૬ કલાક........ | ૧ જુલીયન વર્ષ. |
| ૩૬૫ દીવસ ૫ કલાક ૪૮ મીનીટ ૫૭-૩૯ સેકન્ડ | ૧ સુર્યનું વર્ષ. |

**સાઇડીયલ દીવસ**=હમેશાં એકજ સરખો હોય છે, લાંબો ટુંકો થતો નથી. એનો વખત ૨૩ કલાક ને ૫૬ મીનીટ જાણવો.

**એસ્ટ્રોનોમીકલ દીવસ**=યાને જ્યોતીષ ગણીતનો દીવસ. યાને સુર્યનું બે વખત મેરીદીયનપર આવવું થાય, તેની વચ્ચેનો વખત, તેને જ્યોતીષી દીવસ કહે છે. એ સાઇડ્રીયલ દીવસ કરતાં ૪ મીનીટ વધારે છે, અને દરેક રૂતુમાં તે વધઘટ થાય છે.

**મીનસોલર દીવસ**=યાને ૨૪ કલાકનો સાધારણ દીવસ, ગીન ગ્રીનીચ ટાઇમ, એફીમરી પ્રમાણેનો.

**ચંદ્રનો મહીનો**=(Lunar or Synodic Month) યાને દુન્યાની એક બાજુએ ચંદ્ર તથા સુર્ય બે વખત મળે, યાને કંજંગ-શન કરે, તેની વચ્ચેનો વખત.

**કેલન્ડરનો મહીનો**=યાને પંચાંગમાં જેમ ૩૦ કે ૩૧ દીવસનો અથવા ફેબ્રુઆરી ૨૮ કે ૨૯ દીવસનો આવે છે તે.

**સાઇડ્રીયલ વર્ષ**=દુન્યાનું સુર્યની આસપાસ સંપુર્ણ એક વાર ફરી જવું તે વખતને સાઇડીયલ વર્ષ કહે છે.

**સુર્યનું વર્ષ**=(Tropical or Solar Year) સુર્યનું એક ચોક્કસ જગ્યાપર બે વખત આવવું થાય, તેની વચ્ચે જે ટાઇમ રોકાય તેને સુર્યનું વર્ષ કહે છે. સાઇડીયલ વર્ષ, સુર્યનાં વર્ષ કરતાં લગભગ ૨૦ મીનીટ ને ૨૦ સેકન્ડ વધુ છે.

**જુલીયન વર્ષ**=જુલીયન સીઝરનાં વખતમાં ગોઠવેલું ૩૬૫¼ દીવસનું વર્ષ.

**કોઇપણ મુળકનો લોકલ તાઇમ જાણવો હોય તો,** એફીમ-રીના ગ્રીનીચ તાઇમમાં નીચે પ્રમાણે **ઉમેરવા** કે બાદ કરવાથી નક્કી થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ કલાક | દર | ૧૫° | લોંજીત્યુદ | માટે. |
| ૪ મીનીટ | ,, | ૧° | ,, | ,, |
| ૪ સેકન્ડ | ,, | ૧′ | ,, | ,, |

જો **ઇસ્ટ** લોંજીત્યુદ હોય તો ગ્રીનીચ તાઇમમાં **ઊમેરવા** ને જો **વેસ્ટ** લોંજીત્યુદ હોય તો બાદ કરવા. યાને જે મુળકની કુંડળી કાઢવી હોય, તે મુળકનો લોકલ તાઇમ યાને ત્યાં વપરાતો ચાલુ તાઇમ જે હોય તે તાઇમ અને ગ્રીનીચ તાઇમ વચ્ચે જેટલો વધ કે ઘટ હોય તે પ્રમાણે પુર્વ કે પશ્ચિમ મુળક પ્રમાણે ઉમેરવા કે બાદ કરવા.

મીન તાઇમ અને સાઈડીયલ તાઇમનો ફરક ગણવાનો કોઠો, દર એક ડીગ્રીએ ૯.૮૬ સેકન્ડ પ્રમાણે.

| | કલાક. | | મીનીટ. | | | | સેકન્ડ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મીન ટાઇમ. | ફરક સાઇડીયલ ટાઇમ. | | મીન ફરક ટાઇમ.સા.ટા. | | મીન ફરક ટાઇમ.સા ટા. | | મીન ફરક ટાઇમ.સા.ટા. | | મીન ફરક ટાઇમ.સા.ટા. | |
| કલાક. | મીનીટ | સેકન્ડ | મીનીટ | સેકન્ડ | મીનીટ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ | સેકન્ડ |
| ૦ | ૦ | ૦.૦૦ | ૦ | ૦.૦૦ | ૩૦ | ૪.૯૩ | ૦ | ૦.૦૦ | ૩૦ | .૦૮ |
| ૧ | ૦ | ૯.૮૬ | ૧ | ૦.૧૬ | ૩૧ | ૫.૦૯ | ૧ | ૦.૦૦ | ૩૧ | .૦૮ |
| ૨ | ૦ | ૧૭.૭૧ | ૨ | ૦.૩૩ | ૩૨ | ૫.૨૬ | ૨ | .૦૧ | ૩૨ | .૦૯ |
| ૩ | ૦ | ૨૯.૫૭ | ૩ | ૦.૪૯ | ૩૩ | ૫.૪૨ | ૩ | .૦૧ | ૩૩ | .૦૯ |
| ૪ | ૦ | ૩૯.૪૩ | ૪ | ૦.૬૬ | ૩૪ | ૫.૫૯ | ૪ | .૦૧ | ૩૪ | .૦૯ |
| ૫ | ૦ | ૪૯.૨૮ | ૫ | ૦.૮૨ | ૩૫ | ૫.૭૫ | ૫ | .૦૧ | ૩૫ | .૧૦ |
| ૬ | ૦ | ૫૯.૧૪ | ૬ | ૦.૯૯ | ૩૬ | ૫.૯૧ | ૬ | .૦૨ | ૩૬ | .૧૦ |
| ૭ | ૧ | ૯.૦૦ | ૭ | ૧.૧૫ | ૩૭ | ૬.૦૮ | ૭ | .૦૨ | ૩૭ | .૧૦ |
| ૮ | ૧ | ૧૮.૮૫ | ૮ | ૧.૩૧ | ૩૮ | ૬.૨૪ | ૮ | .૦૨ | ૩૮ | .૧૦ |
| ૯ | ૧ | ૨૮.૭૧ | ૯ | ૧.૪૮ | ૩૯ | ૬.૪૧ | ૯ | .૦૨ | ૩૯ | .૧૧ |
| ૧૦ | ૧ | ૩૮.૫૭ | ૧૦ | ૧.૬૪ | ૪૦ | ૬.૫૭ | ૧૦ | .૦૩ | ૪૦ | .૧૧ |
| ૧૧ | ૧ | ૪૮.૪૨ | ૧૧ | ૧.૮૧ | ૪૧ | ૬.૭૪ | ૧૧ | .૦૩ | ૪૧ | .૧૧ |
| ૧૨ | ૧ | ૫૮.૨૮ | ૧૨ | ૧.૯૭ | ૪૨ | ૬.૯૦ | ૧૨ | .૦૩ | ૪૨ | .૧૧ |
| ૧૩ | ૨ | ૮.૧૩ | ૧૩ | ૨ ૧૪ | ૪૩ | ૭.૦૬ | ૧૩ | .૦૪ | ૪૩ | .૧૨ |
| ૧૪ | ૨ | ૧૭.૯૯ | ૧૪ | ૨.૩૦ | ૪૪ | ૭.૨૩ | ૧૪ | .૦૪ | ૪૪ | .૧૨ |
| ૧૫ | ૨ | ૨૭ ૮૫ | ૧૫ | ૨.૪૬ | ૪૫ | ૭.૩૯ | ૧૫ | .૦૪ | ૪૫ | .૧૨ |
| ૧૬ | ૨ | ૩૭.૭૦ | ૧૬ | ૨.૬૩ | ૪૬ | ૭.૫૬ | ૧૬ | .૦૪ | ૪૬ | .૧૩ |
| ૧૭ | ૨ | ૪૭.૫૬ | ૧૭ | ૨.૭૯ | ૪૭ | ૭.૭૨ | ૧૭ | .૦૫ | ૪૭ | .૧૩ |
| ૧૮ | ૨ | ૫૭.૪૨ | ૧૮ | ૨.૯૬ | ૪૮ | ૭.૮૮ | ૧૮ | .૦૫ | ૪૮ | .૧૩ |
| ૧૯ | ૩ | ૭.૨૭ | ૧૯ | ૩.૧૨ | ૪૯ | ૮.૦૫ | ૧૯ | .૦૫ | ૪૯ | .૧૩ |
| ૨૦ | ૩ | ૧૭.૧૩ | ૨૦ | ૩ ૨૯ | ૫૦ | ૮.૨૧ | ૨૦ | .૦૫ | ૫૦ | .૧૪ |
| ૨૧ | ૩ | ૨૬.૯૯ | ૨૧ | ૩.૪૫ | ૫૧ | ૮.૩૮ | ૨૧ | .૦૬ | ૫૧ | .૧૪ |
| ૨૨ | ૩ | ૩૬.૮૪ | ૨૨ | ૩.૬૧ | ૫૨ | ૮.૫૪ | ૨૨ | .૦૬ | ૫૨ | .૧૪ |
| ૨૩ | ૩ | ૪૬.૭૦ | ૨૩ | ૩.૭૮ | ૫૩ | ૮.૭૧ | ૨૩ | .૦૬ | ૫૩ | .૧૫ |
| ૨૪ | ૩ | ૫૬.૫૬ | ૨૪ | ૩.૯૪ | ૫૪ | ૮.૮૭ | ૨૪ | .૦૭ | ૫૪ | .૧૫ |
| ૨૫ | ૪ | ૬.૪૦ | ૨૫ | ૪.૧૧ | ૫૫ | ૯.૦૩ | ૨૫ | .૦૭ | ૫૫ | .૧૫ |
| ૨૬ | ૪ | ૧૬.૨૬ | ૨૬ | ૪.૨૭ | ૫૬ | ૯.૨૦ | ૨૬ | .૦૭ | ૫૬ | .૧૫ |
| ૨૭ | ૪ | ૨૬.૧૩ | ૨૭ | ૪.૪૪ | ૫૭ | ૯.૩૬ | ૨૭ | .૦૭ | ૫૭ | .૧૬ |
| ૨૮ | ૪ | ૩૬.૦૦ | ૨૮ | ૪.૬૦ | ૫૮ | ૯.૫૩ | ૨૮ | .૦૮ | ૫૮ | .૧૬ |
| ૨૯ | ૪ | ૪૫.૮૬ | ૨૯ | ૪.૭૬ | ૫૯ | ૯.૬૯ | ૨૯ | .૦૮ | ૫૯ | .૧૬ |
| ૩૦ | ૪ | ૫૫.૭૧ | ૩૦ | ૪.૯૩ | ૬૦ | ૯.૮૬ | ૩૦ | .૦૮ | ૬૦ | .૧૬ |

આ ઉપળા કોઠા મારફતે જે મુળકમાં જન્મ થયો હોય, અને તે મુળકનો જે લોકલ તાઈમ હોય, તે લોકલ તાઇમ ગ્રીનીચ તાઇમ કરતાં જેટલો વધારે કે ઓછો હોય, યાને ઇસ્ટ લોંજીત્યુદ (પુર્વ) અથવા તો વેસ્ટ લોંજીત્યુદ (પશ્ચિમ)પર આવેલો હોય, તેને લગતા વધઘટના કલાકો નીચલા તાઇમનાં કોષ્ટકમાંથી જોઈ, તે કલાકોનો ફરક ઉપલાં કોષ્ટકમાંથી કલાક તેમજ મીનીટ અને સેકન્ડનો તપાસી તે ઉમેરવા ઘટે તો ઉમેરવો અથવા બાદ કરવો.

## (૪૬) જુદા જુદા મુલકોના (સ્ટેનડર્ડ) તાઇમનું કોષ્ટક.

ગ્રેટબ્રીટન. (ગ્રીનીચ ટાઈમ.)

| | | | ક. | મી. | સે. | |
|---|---|---|---|---|---|---|
| આયરલેન્ડ | ગ્રીનીચ ટાઇમથી. | | ૦ | ૨૫ | ૨૧ | સ્લો (Slow) યાને ઓછો. |
| ફ્રાનસ | ,, | ,, | ૦ | ૯ | ૨૧ | ફ્રાસ્ટ (Fast) યાને વધુ આગળ. |
| સ્પેન | ,, | ,, | ૦ | ૦ | ૦ | |
| પોર્ટુગલ | ,, | ,, | ૦ | ૦ | ૦ | |
| હોલેંડ | ,, | ,, | ૦ | ૦ | ૦ | |
| ઈટાલી | ,, | ,, | ૧ | ૦ | ૦ | ફ્રાસ્ત |
| નોરવે | ,, | ,, | ૧ | ૦ | ૦ | ,, |
| સ્વીડન | ,, | ,, | ૧ | ૦ | ૦ | ,, |
| સ્વીટઝરલેનડ | ,, | ,, | ૧ | ૦ | ૦ | ,, |
| ઓસ્ત્રીયા હંગરી | ,, | ,, | ૧ | ૦ | ૦ | ,, |
| રૂશીઆ | ,, | ,, | ૨ | ૧ | ૦ | ,, |
| બલગેરીઆ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ,, |
| ટરકી | ,, | ,, | ૨ | ૦ | ૦ | , |
| રૂમાલીઆ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ,, |
| દેનમાર્ક | ,, | ,, | ૧ | ૦ | ૦ | ,, |
| મોરીસીયસ | ,, | ,, | ૪ | ૦ | ૦ | ,, |

| ગ્રેટબ્રીટન. | ગ્રીનીચ | ટાઇમથી. | ક. | મી. | સે. | ફાસ્ટ. |
|---|---|---|---|---|---|---|
| સીચીલીસ | ,, | ,, | ૪ | ૦ | ૦ | ,, |
| આર્ચીપેલેગો | ,, | ,, | ૫ | ૦ | ૦ | , |
| હીંદુસ્તાન | ,, | ,, | ૫ | ૩૦ | ૦ | ,, |
| પુર્વ હીંદુસ્તાન | ,, | ,, | ૬ | ૩૦ | ૦ | ,, |
| ચીન | ,, | ,, | ૮ | ૦ | ૦ | ,, |
| જાપાન | ,, | ,, | ૯ | ૦ | ૦ | , |
| ફીલીપાઈન આયલંડ | ,, | ,, | ૯ | ૦ | ૦ | ,, |
| હોંગકોંગ | ,, | ,, | ૮ | ૦ | ૦ | ,, |
| બોરનીઓ | ,, | ,, | ૮ | ૦ | ૦ | ,, |
| ઇજીપ્ટ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ,, |
| ત્રાનસવાલ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ,, |
| નેટાલ | ,, | ,, | ૨ | ૦ | ૦ | ,, |
| અમેરીકા. | | | | | | |
| E થી ૬૭½ W | ,, | ,, | ૪ | ૦ | ૦ | સ્લો |
| ૬૭½ થી ૮૨½ W | ,, | ,, | ૫ | ૦ | ૦ | ,, |
| ૮૨½ થી ૯૭½ W | ,, | ,, | ૬ | ૦ | ૦ | ,, |
| ૯૭½ થી ૧૧૨½ W | ,, | ,, | ૭ | ૦ | ૦ | ,, |
| ૧૧૨½ થી W | ,, | ,, | ૮ | ૦ | ૦ | ,, |
| પશ્ચિમ ઓસ્ટ્રેલ્યા | ,, | ,, | ૮ | ૦ | ૦ | ફાસ્ટ |
| દક્ષીણ આસ્ટ્રેલ્યા | ,, | ,, | ૯ | ૩૦ | ૦ | ,, |
| વીકટોર્યા | ,, | ,, | ૧૦ | ૦ | ૦ | ,, |
| ન્યુઝીલેન્ડ | ,, | ,, | ૧૧ | ૩૦ | ૦ | ,, |

**હીંદુસ્તાનનાં થોડાંક મુખ્ય શહેરની લોંજીત્યુડ તથા લેટીત્યુડ.** E પુર્વ, W પશ્ચીમ, N ઉત્તર, S દક્ષિણ.

| શહેર. | લોંજીત્યુડ. | લેટીત્યુડ. |
|---|---|---|
| પેશાવર | ૭૧°–૩૬′ E | ૩૪°– ૧′ N |
| અમરીતસર | ૭૪°–૫૫′ E | ૩૧°–૩૭′ N |
| સીમલા | ૭૭°–૧૧′ E | ૩૧°– ૬′ N |

| શહેર. | લાંજીત્યુડ. | લેટીત્યુડ. |
|---|---|---|
| દીલ્હી | ૭૭°-૧૬′ E | ૨૮°-૩૯′ N |
| આગ્રા | ૭૮°- ૫′ E | ૨૭°-૧૦′ N |
| લખનૌ | ૮૦ -૫૮ E | ૨૬°-૫૨′ N |
| અલાહબાદ | ૮૧°-૫૫′ E | ૨૫°-૨૬′ N |
| કાનપુર | ૮૦°-૨૪′ E | ૨૬°-૨૮′ N |
| બનારસ | ૮૩°- ૩′ E | ૨૮°-૧૮′ N |
| દેરાદુન | ૭૮ - ૬ E | ૩૦ -૨૦ N |
| અલીગઢ | ૭૮°- ૬′ E | ૨૭°-૫૫′ N |
| ગાયા | ૮૫°- ૩′ E | ૨૪°-૪૮′ N |
| મયમનસીંગ | ૯૦°-૨૭′ E | ૨૪°-૪૬′ N |
| હુબલી | ૮૮°-૪૫′ E | ૨૨°-૪૫′ N |
| કલકત્તા | ૮૮°-૨૪′ E | ૨૨°-૩૪′ N |
| નવગોંગ | ૯૨°-૪૮′ E | ૨૬°-૧૬′ N |
| ઝાંન્સી | ૭૮°-૩૭′ E | ૨૫°-૨૭′ N |
| ગોરકપુર | ૮૩°-૨૩′ E | ૨૬°-૪૪′ N |
| હોશંગાબાદ | ૭૭°-૪૧′ E | ૨૦°-૪૫′ N |
| નાગપુર | ૭૯°- ૭′ E | ૨૧°- ૯′ N |
| આકોલા | ૭૭°- ૨′ E | ૨૭°-૪૨′ N |
| ઉમરાવતી | ૭૭°-૪૭′ E | ૨૦°-૫૬′ N |
| અમદાવાદ | ૭૨°-૩૮′ E | ૨૩°- ૧′ N |
| વડોદરા | ૭૬°-૪૦′ E | ૨૯°- ૯′ N |
| ભરૂચ | ૭૩°- ૨′ E | ૨૧°-૪૩′ N |
| સુરત | ૭૨°-૩૨′ E | ૨૧°-૧૦′ N |
| મુંબઇ | ૭૨°-૫૪′ E | ૧૮°-૫૫′ N |
| અહમદનગર | ૭૪°-૫૫′ E | ૧૯°- ૫′ N |
| પુના | ૭૩°-૫૫′ E | ૧૮°-૩૧′ N |
| શોલાપુર | ૭૫°-૫૪′ E | ૧૭°-૩૯′ N |
| ધારવાડ | ૭૫°- ૩′ E | ૧૫°-૨૭′ N |
| બેંગલોર | ૭૭°-૩૫′ E | ૧૨°-૫૭′ N |

| શહેર. | લોંજીત્યુદ. | લેટીત્યુદ. |
|---|---|---|
| હૈદરાબાદ દખણ | ૬૮°–૨૫' E | ૨૫°–૨૩' N |
| માઇસોર | ૭૬°–૪૦' E | ૧૨°–૧૮' N |
| મદ્રાસ | ૮૦°–૧૭' E | ૧૩°– ૪ N |
| નીલગીરી | ૭૬°–૧૮' E | ૧૧°–૧૨' N |
| તાનજોર | ૭૯°–૧૦' E | ૧૦°–૪૭' N |
| કોલંબો | ૭૯°–૫૯' E | ૬૫°– ૬' N |

## (૪૭) સ્પષ્ટ કુંડળી કોઇપણ મુળકની કાઢવાની રીત.

૧. સ્ટેન્ડર્ડ ટાઇમ જે મુળકનો જન્મ હોય ત્યાંનો લેવો. અને તેને લોકલ મીન ટાઇમમાં ફેરવી નાંખવો.

૨. ભુવનોનાં કસની રાશીઓ, **લોકલ મીન તાઇમ** પ્રમાણેનો સાઇડ્રીયલ ટાઇમ મેળવી, તે પ્રમાણે ગોઠવવી.

૩. ગ્રહો ફક્ત **ગ્રીનીચ મીન ટાઇમ પ્રમાણેજ** ગોઠવવા. આ ત્રણ કાયદા મુખ્ય છે અને તેમાં કશો ફેરફાર કદીબી થઈ શકતો નથી.

હવે પાને ૪૨ માં જે આપણે જન્મ કુંડળીની ગણીત આપી છે, **જે સ્પષ્ટ નથી.** તથા તેમાં ફક્ત રીત અને રૂઢીજ દેખાડવામાં આવી છે, માટે આંક અને બીજી બાબદનાં ગણીતમાં સહેજ ફરક છે, પણ પ્રાયમરી શીખાઉને તે સાથે કંઇ ઘણો ફરક પડતો નથી. હવે જો સ્પષ્ઠ કોઇ મુળકની કુંડળી કાઢવી હોય તો, ઉપળા કાયદાઓ પ્રમાણે તથા વખતનું અનુમાન કરીનેજ કાઢવી.

૧. પહેલે તો જે મુળકમાં જન્મ થયો હોય તે મુળકની લેટીત્યુદ અને લોંજીત્યુદ, અંગ્રેજી ભુગોળનાં નકશામાંથી જોઇને લેવી. જેમકે મુંબઈની લેટીત્યુદ ૧૮°–૫૫' N (ઉત્તર) અને લોંજીત્યુદ ૭૨°–૫૪' E (પુર્વ) છે. (બીજા મુળકોની લોંજીત્યુદ એજ પ્રમાણે હીંદુસ્તાનના શહેરો માટે આપી છે) હવે એ મુંબઇનો ટાઇમ વેલાતના ગ્રીનીચ ટાઇમ કરતાં કેટલો વધુ કે ઓછો છે, તે કલાક. ગણવા :—જેમકે આગળ આપેલાં કોઠક પ્રમાણે દર પંદર ડીગ્રી લોંજીત્યુદે એક કલાક જાણવો, જેથી ૭૨°–૫૪' E લોંજીત્યુદ મુંબઈની છે, તેને પંદરે

ભાગતાં ૪ ક. ૫૧ મી. ૩૬ સે. આવે છે, યાને ગ્રીનીચ ટાઇમ કરતાં મુંબઈ પુર્વ હોવાથી, ૪ ક. ૫૧ મી. ૩૬ સે. ટાઈમ વધારે ઝડપી છે, યાને ગ્રીનીચમાં જયારે બપોરે મધ્યાન બાર વાગે, ત્યારે મુંબઇમાં સાંજના ૪ ક. ૫૧ મી. ૩૬ સે. થાય છે. ધારો કે અહમદનગરની લેટીત્યુદ ૧૯°-૫′ N (ઉત્તર) અને લોંજીત્યુદ ૭૪°-૫૫′ E (પુર્વ) છે, તો ૧૫° લોંજીત્યુદ એક કલાકની બરાબર છે, જેથી પંદરે ભાગતાં જવાબ ૪ ક. ૫૯ મી. ૨૦ સે. આવશે, જેટલો વખત અહમદનગરનો ટાઇમ ગ્રીનીચ ટાઇમ કરતાં વધારે છે. એ પ્રમાણે હરકોઇ મુળકનો **લોકલ તાઈમ** બનાવવો.

૨. **લોકલ તાઇમ એટલે શું?**—લોકલ તાઇમ એટલે કે જે મુળક, જે લોંજીત્યુદપર આવેલો હોય, તે લોંજીત્યુદપર જયારે રવી મધ્યાનમાં બપોરે બાર વાગે મેરીદીયનમાં આવે, તેને તે મુળકનો લોકલ ટાઇમ જાણવો, જેમકે "ગ્રીનીચ"માં બપોરે મધ્યાન બાર વાગે રવી અંગ્રેજી ગણત્રી પ્રમાણે બરોબર ૦° મધ્યાનમાં મેરીદીયનપર આવે છે, હવે આપણો મુળક યાને ધારો કે હીંદુસ્તાન, અને તેની રાજધાની કલકત્તા શહેર ૮૮°-૨૦′ E લોંજીત્યુદ (પુર્વ)પર આવેલું છે. હવે દુન્યાની ગોળાઇને લીધે જયારે રવી મેરીદીયનપર ગ્રીનીચમાં ૦°પર હોય, તો એ ૦°થી ૧૮૦°પર જે મુળક આવ્યો હોય તે મુળકમાં મધરાતના બાર વાગવાજ જોઇયે, કારણકે તે મુળકની ડીગ્રી ૩૬૦°ના ચકરાવાનો બરોબર અરધો ભાગ છે, અને રવી ૦°ની મેરીદીયનમાં હોવાથી તે મુળક ૧૮૦° ઊપર છે, તેથી રવી દુન્યાના તે ભાગને બીલકુલ દેખાતો નથી કારણકે રવી તે ભાગની બરોબર પછવાડે છે, એટલે એવી રીતે બરોબર બાર કલાકનો ફરક યાને દર કલાકે ૧૫° ને હીસાબે ૧૮૦° થઇ. એ હીસાબ પ્રમાણે જે જે મુળકો ગ્રીનીચની પશ્ચિમે કે પુર્વે જેટલી ડીગ્રીપર આવેલો હોય, તે પ્રમાણે તેનો વખત ઓછો કે વધતો આગળ સમજાવ્યા પ્રમાણે થાય છે. એ પ્રમાણે કલકત્તા શહેર જે ગ્રીનીચથી ૮૮°-૨૦′ E લોંજીત્યુદ પુર્વે આવેલું છે, તેથી તેનો ટાઇમ ઊપલા હીસાબ પ્રમાણે ૫ ક. ૫૩ મી. ૨૦ સે. આગળ છે. યાને ગ્રીનીચમાં મધ્યાન બપોર થાય, ત્યારે કલકત્તામાં સાંજે ૫ ક. ૫૩ મી. ૨૦ સે. ઠયલી જાણવી.

એ પ્રમાણે ઈકવેશન (Equation of Time) નો તફાવત ઉમેરવો, ઇકવેશન યાને સુર્યનાં ફેરાવાથી અને જુદે જુદે ઠેકાણે તેના દેખાવા પ્રમાણેનો ટાઇમ. અને ગ્રીનીચ મધ્યાન ટાઇમ વચ્ચેનો ફરક. એ ફરક ધર્તીપરથી સુર્યને ફરતો જોવાથી થાય છે.

૩. મીન ટાઇમ અને સાઇડ્રીયલ ટાઇમ વચ્ચેનો ફરક એક કલાકની દશ સેકન્ડ પ્રમાણે ગણવામાં સાધારણ રીતે લેવાય છે, જયારે ખરો તફાવત તો ૯.૮૬ સેકન્ડનો છે, જેને લગતું કોષ્ઠક આગળ આપ્યું છે, તે હમેશાં ઉપયોગમાં લેવું.

રાફેલની એફીમરીમાં સાઇડ્રીયલ ટાઇમ દરરોજનો આપેલો છે, તે ગ્રીનીચનાં ટાઈમ પ્રમાણેનો છે. જેથી દરેક મુળકની લોંજીત્યુદ પ્રમાણે તેનો ફરક લેવો જોઇયે. ઉપર જણાવવા પ્રમાણે જે મુળકને લગતી કુંડળી કાઢવી હોય તે મુળકની લોંજીત્યુદનાં અંશ લેવા અને તેને પંદરે ભાગીને અથવા તો દર ચાર મીનીટની એક ડીગ્રીનાં હીસાબે, તેના કલાક બનાવવા, અને તે કલાક જેટલા ગ્રીનીચ ટાઈમ કરતાં વધારે કે ઓછા હોય, તે પ્રમાણે, દર કલાકની ૯.૮૬ સેકન્ડના ફરકને હીસાબે ઉમેરવા કે બાદ કરવા. જો પુર્વ તરફની લોંજીત્યુદ હોય તો એફીમરીનાં સાઇડ્રીયલ ટાઈમમાંથી બાદ કરવા, અને જો પશ્ચિમ તરફની લોંજીત્યુદ હોય તો ઊમેરવા. જો તે વખતે ૯.૮૬ સેકન્ડ પ્રમાણેનું કોષ્ટક નહીં હોય તો, અટકળે દર કલાકની દશ સેકન્ડ પ્રમાણે ગણવું.

**૪. જન્મનો તાઈમ જે હોય, તેને ગ્રહ ગણવાની આગમજ ગ્રીનીચ ટાઇમમા ફેરવવોજ જોઇયે,** કારણકે ગ્રહો ગ્રીનીચ ટાઇમ પ્રમાણેજ ગણવા જોઇયે.

ગ્રહ ગણવા માટે જન્મનો ટાઇમ લઇ, જન્મની જગ્યાની લોંજીત્યુદ જેટલા કલાક ગ્રીનીચ ટાઇમ કરતાં આગળ કે પાછળ હોય, તેટલો વખત ઊમેરવો કે બાદ કરવો, અને પછી ગ્રહ ગણવા, જેમકે મુંબઇની લોંજીત્યુદ ૭૨°–૫૪′ E છે, જેના કલાક ૪–૫૧–૩૬, ગ્રીનીચ ટાઇમ કરતાં આગળ છે, અને મુળક પુર્વનો છે, તેથી જન્મનો ટાઇમ ૧૦–૪૬ રાતનો છે, તેમાંથી કલાક ૪–૫૧–૩૬ બાદ કર્યે તો સાંજના કલાક ૫–૫૪–૨૪ થયા, જે કલાક પ્રમાણે એફીમરીમાંથી

ગ્રહ ગણવા તો સ્પષ્ટ ગ્રહ જન્મના થશે. **આગળ જે ગ્રહ ગણાય છે, તે ફક્ત ગ્રહ કેમ ગણવા તેની રીત દેખાડવા માટે ગણ્યા છે, જે સ્પષ્ઠ નથી,** કારણકે તે લોકલ ટાઇમથી ગણ્યા છે. **ગ્રહ હમેશાં ગ્રીનીચ ટાઇમ પ્રમાણેજ ગણવા જોઇયે.** સ્પષ્ટ ગ્રહ એક બીજી કુંડળીના ગણેલા છે જે આગળ જતાં માલમ પડશે.

૫. યાદ રાખવું કે ઉપર દરશાવ્યા પ્રમાણે **જન્મનાં સ્પષ્ઠ ગ્રહ ગ્રીનીચ ટાઇમ પ્રમાણેજ** ગણવા. અને બારે ભુવનોની **રાશી તથા તેનાં અંશ જન્મનાં લોકલ ટાઈમ પ્રમાણે ગણવા,** જેમકે:—જન્મ ૧૦-૪૬ રાત્રે મુંબઇમાં થયો છે, જેથી મુંબઇની લોંજીત્યુદ ૭૨°-૫૪′ E ડીગ્રી છે, જેના કલાક ૪-૫૧-૩૬ થયા જેનો ફરક દર કલાકની ૯.૮૬ સેકન્ડ પ્રમાણે ૪૮ સેકન્ડ થયો. (જુઓ કોઠકમાં) તે જન્મનાં ૧૦ ક. ૪૬ **મી.** માંથી બાદ કરવો, કારણકે મુંબઇ ગ્રીનીચની પુર્વેનો મુળક છે, બાદ કરતાં ૧૦-૪૫-૧૨ કલાક થયા, હવે એ આંક જુદો રાખવો, એ જન્મનો સ્પષ્ટ લોકલ ટાઇમ થયો. પછી એફીમરીમાંથી જન્મના દીવસ તા. ૨૧-૩-૧૧ નો સાઈડ્રીયલ ટાઇમ ૨૩°-૫૧-૩૨ લેવો; તથા મુંબઇની લોંજીત્યુદના ગ્રીનીચ ટાઇમ કરતાં વધારાના કલાક ૪-૫૧-૩૬ ને દર કલાકની ૯.૮૬ સેકન્ડ પ્રમાણે ૪૮ સેકન્ડ બાદ કીધા, એટલે ૪-૫૦-૪૮ થયા. હવે એ બેઉ રકમો જો બપોરના બાર વાગ્યાની આગમજનો જન્મ હોય તો સાઇડ્રીયલ ટાઇમમાંથી જન્મ ટાઈમ બાદ કરવો, ને જો રાતનો યાને બપોરનો બાર વાગ્યા પછીનો જન્મ હોય તો ઉમેરવા, જે રકમ આવે તે લગ્નપત્રના અંશમાં જે આંકમાં સમાય તે આંકમાં જોવી, **ને ભુવનો તેટલા અંશે માંડી દેવાં.**

૬. હવે ભુવનોને અંશ કળા-વીકળામાં ગણવાની જરૂર છે, જે ત્રીરાશીથી મેળવી શકાય છે. અંશ તો લગ્નપત્રમાંથી મળે છે, પણ કળા વીકળા નીચે પ્રમાણે કાઢવાની જરૂર છે. હવે ઉપળી રીત પ્રમાણે મેળવેલા જન્મનાં સાઇડ્રીયલ ટાઈમ ને લગ્નપત્રનાં જે અંકમાં તે સમાતો હોય તે અંક, તથા જે અંકનો તે પોતામાં સમાવેશ કરતો હોય તે અંક, એ પ્રમાણે એ અંક લેવા, યાને જન્મનો સાઇડ્રીયલ ટાઈમ જે હોય, તેનેથી વધતો આંક અને તેનેથી ઓછો આંક,

એફીમરીના લગ્નપત્રમાંથી લેવા, કારણકે લગ્નપત્રમાં જન્મના સાઈડ્રીયલ ટાઇમની તદન બરાબરનો અંકઆવતો નથી. એ પ્રમાણે બે આંક લીધા પછી, એ બે રકમ માંહેલી જે વધુ હોય તેમાંથી ઓછી બાદ કરવી, જે જવાબ આવે તે અળગ રાખવો, ને તેને (A) કરી જાણવો ઉપલા બે આંકમાંથી જે નાની રકમ છે તે જન્મના સાઇડ્રીયલ ટાઈમમાંથી બાદ કરવે, જે જવાબ આવે તે જુદો માંડવો, તેને (B) કરી જાણવો. હવે **દશમાં ભુવનનાં કશની કળાવીકળા જાણવા માટે** (B)ને ૬૦ ગુણવા અને (A)થી ભાગી નાંખવા, જે જવાબ આવે તેટલી મીનીટ જાણવી અને તે, લગ્નપત્રમાંથી મેળવેલો જે સાઇડ્રીયલ ટાઇમ, જન્મના સાઇડ્રીયલ ટાઇમ કરતાં ઓછો હોય, તેની સામેની કોલમમાં, દશમાં ભુવનને લગતા કશના, જે અંશ લખેલા હોય તેમાં ઉમેરવી, જે આવે તે સ્પષ્ટ દશમાં ભુવનના કશપરની રાશીનો અંશ કળા કહેવાય.

હવે જો જન્મલગ્ન યાને એસેનડંતની કળાવીકળા કાઢવી હોય તો, ઉપલા બે અંકમાંથી જે અંક જન્મના સાઇડ્રીયલ ટાઇમ કરતાં લગ્નપત્રમાં ઓછી હોય, તેની સામી કોલમમાં પહેલાં ભુવનનાં અંશ કળા આપેલી હોય તે અંશ કળા લેવી અને તેને તેની ઉપરની વધારાવાળી લગ્નપત્રુ માંહેલા સાઇડ્રીયલ ટાઇમની સામેની કોલમમાં, જે પહેલાં ભુવનને લગતી રાશી અંશ આપેલા હોય તેમાંથી બાદ કરવી, જે જવાબ આવે તેને (B)વાળી રકમથી ગુણવો, અને (A)વાળી રકમથી ભાગવો, જે જવાબ આવે તે, ઓછા સાઇડ્રીયલ ટાઇમવાલી કોલમની સામે, પહેલાં ભુવનના જે અંશ હોય તેમાં ઉમેરવા, એટલે **જન્મ લગ્નનાં** સ્પષ્ટ અંશ કળા થયા એમ જાણવું.

૭. એ પ્રમાણે હમેશાં (૧) કુંડળીનાં બારે ભુવનના કશ અને તેની રાશીનું ગણીત, જન્મ મુળકના **લોકલ ટાઈમ** પ્રમાણેજ કાઢવું. (૨) અને કુંડળીનાં ગ્રહોનું ગણીત **ગ્રીનીચ ટાઇમની** બરાબર લોકલ ટાઇમને ફેરવી નાખીને, ગ્રીનીચ ટાઇમ પ્રમાણેજ કરવું. એ પ્રમાણે સ્પષ્ટ કુંડળીનું ગણીત ગણવું.

સાધારણ શીખાઉને તદન સ્પષ્ટ ગ્રહ કુંડળી કાઢવાની કાંઇ જરૂર નથી, કારણકે ઘણો મોટો ફરક સાધારણ કુંડળીમાં પણ આવતો નથી.

સ્પષ્ટ ગ્રહ ગણીત હરેક કાર્યનો વખત ચોક્કસ કરવા માટે ઘણુંજ જરૂરનું છે. આ પુસ્તક તદન શીખાઉ શરૂઆતનાં અભ્યાસીને માટે છે, એટલે તેમાં સંપુર્ણ ગણીતશાસ્ત્ર આપવામાં આવ્યું નથી. ગણીતને લગતી બાબદ આ પુસ્તકમાં જગ્યાની કોટાઇને લીધે આપી નથી, પણ બીજે પ્રસંગે તેને લગતું બીજું પુસ્તક તયાર કરી પબલીશ કરીશું. **હાલમાં આ પુસ્તકમાં જે કાંઈ ગણીત કર્યું છે, તથા ગણીતનીજ સમજણો આપી છે, તે ધંધાદારીને માટે નહીં, પણ ફક્ત શીખાઉ અને જયોતીષ વિધ્યાની શરૂઆતનો અભ્યાસ કરનારાજ શખ્સો માટે છે, જેથી તેમાં વિશેષ બારીક અને સ્પષ્ઠ ગણીત આપી નથી.**

## (૪૮) ત્રાંન્ઝીત (Transit).

દરેક માણસની જીંદગીના સારા તથા માઠા બનાવોનો અડસટો ત્રાંન્ઝીત મારફતે ઘણી સારી રીતે જાણી શકાય છે તેમાં ખાસ કરીને મુખ્ય ગ્રહો જેવા કે ગુરૂ, મંગળ, શની, હરશચલ, એઓ, જે જે તારીખે ચોક્કસ ભુવનોમાંથી પસાર થાય છે, તે વખતે તેઓ અસર કરે છે. ત્રાંન્ઝીત એટલે કે ચાલુ એફીમરીમાં નોધેલા ગ્રહો દરરોજની પોતાની ચાલ મારફતે જન્મકાળની કુંડળીનાં જુદા જુદા ભુવનો ઉપરથી પસાર થાય છે, તે વખતે, તે તે ભુવનને લગતી અસરોને ઓછાં વધતાં પ્રમાણમાં તેજ કે મંદ કરે છે. જેનાં પરીણામે, માનવીનું સુખ યા દુઃખ વર્તી શકાય છે, જે મોટે ભાગે ઘણું ચોક્કસ નીપજવાની વકી રહે છે.

શની જે જે ભુવનોમાંથી પસાર થાય છે, તે તે ભુવનોનાં કાર્યને મંદ કરી નાખે છે, ગુરૂ જે ભુવન ઉપરથી પસાર થાય ને ભુવનને લગતી બાબદની વર્ધી કરે છે, મંગળ ઉતાવળે ઉશ્કેરણી કરે છે, અને હરશચલ અચોક્કસ એકાએકી લાભ કે ગેરલાભ આપે છે. હવે ત્રાંન્ઝીતનો ઉપયોગ અને ફળ જો ડાઇરેકશન અને પ્રોગ્રેસ હોરસકોપની સાથે સાથે જોયો હોય તો તુલોતવીલ તદન સાચ્ચું ફળ દેખાડે છે, પણ ડાયરેકશન અને પ્રોગ્રેસ વગર પણ ફળ જોઇ શકાય છે પણ તે સાધારણ જાણવું, અને ડાયરેકશનના ફળ કરતાં તેનું ફળ ઓછું

જાણવું. જો પ્રથરેકશન સારૂં હોય અને ત્રાંન્ઝીતમાં ફળ નહેષ્ટ હોય, તો તેની અસર નહીં સારી કે નહીં નરસી એમ જાણવું, કારણકે, તેઓ એક બીજાની અસરને મારનારાં છે, પણ જો બેઉની અસર સારી કે માંઠી એકસરખી અથવા તો લગોલગ હોય તો તેની અસર સંપુર્ણ કરે છે, જુદા જુદા ભુવનોમાંથી ચારે ગ્રહો પસાર થાય છે, તેની ત્રાંન્ઝીતનાં ફળ નીચે લખ્યાં છે, જે ઉપરથી એક સાધારણ ટપકો હાથમાં લેતા સાથે, પંચાંગના ચાલુ ગ્રહો, જન્મની કુંડળીનાં ગ્રહો-પર અને ભુવનોમાં કેવી અસરની ત્રાંન્ઝીત કરે છે, જે જોઇને મોઢે-થીજ તુરત ભવીષ્ય કહી શકાય છે, તેમજ ભવીષ્યનાં આવતાં વર્ષોમાં કેવી કેવી ત્રાંન્ઝીતો, જન્મ કુંડળીના કેવાં કેવાં ભુવનોપરથી પસાર થશે, તેની મોંઢે ગણત્રી કરીને ફળ દર્શાવવામાં આવે છે, શની અઢી વર્ષે એક રાશી યાને ત્રીસ વર્ષે આખું "જોડીક" યાને બાર રાશી ફરે છે, ગુરૂ વર્ષે એક રાશી અને બાર વર્ષે "જોડીક" પુરૂં કરે છે, મંગળ ૪૫ દીવસે એક રાશી અથવા તો લગભગ બે વર્ષે આખું "જોડીક" પુરૂં કરે છે, અને હરશચલ ગ્રહ સાત વર્ષે એક રાશી અને ૮૪ વર્ષે આખું જોડીક ફરે છે, એ હીસાબે કલેમેટીક વર્ષોની ત્રાંન્ઝીત, ભવીષ્યનાં બનાવો સારી રીતે દરશાવી શકે છે.

## (૪૯) શનીની ત્રાંન્ઝીત.

૧. શની જો જન્મ કુંડળીનાં પહેલાં ભુવન ઉપરથી પસાર થતો હોય તો, મંદ ગતિ ઉત્તપન્ન કરે છે, અને તે માનવીનાં મનને દલગીર અને દબાયલા જેવું નિરાશ બનાવે છે, જો તે માનવી ઉલટમંદ ખવા-સનો હોય તો, તેની ઉપર જોખમદારીઓનું સંકટ આવી પડે છે, અને સંતોષી અથવા સાવચેત માણસની કુંડળીમાં તે માણસ, જરા એક-માર્ગી અને ચોકાસીવાળો બને છે.

૨. શની બીજાં ભુવન ઉપરથી પસાર થતાં, આવકમાં ઘટાડો, પૈસા સંબંધી તંગી અને ફીકર ચીંતા કરાવે છે, અને જો જન્મકાળે પણ તેવીજ અસર તે ભુવનની હોય તો જોર પ્રબળ હોય છે. પણ જો પૈસાના સારા જોગ દેખાડનારની કુંડળીનાં બીજા ભુવનપરથી શની જો પસાર થાય તો, તે માણસ જરા કંજુસ થાય અને કરકસર કરે,

તથા આપવા લેવામાં ઘણો હાથ ખાંચે અને જરૂર અને દયા તથા ઇનસાફ જેમાં સમાયલો હોય તેમાંજ પૈસા ખરચવાની જરારતી લાગણી દેખાડે.

૩. **શની ત્રીજા** ભુવનમાંથી પસાર થાય તો મુસાફરીમાં વધન પડે, સગાંવહાળાંથી નાઉમેદી ને નાસીપાસ થવું પડે, જન્મકાળે સારી અસરવાળી કુંડળીવાળો માણસ આ ત્રાંન્ઝીતથી જરા ગંભીર અને સાવચેત બને છે, તથા ઘણી ઊંડાણ વિચારશકિત તથા અભ્યાસમાં રોકાય છે, અથવા તો માનસીક અને આત્તમીક વિધ્યાની શોધખોળ અને અભ્યાસ કરે.

૪. **શની ચોથાં** ભુવનમાં, ઘર સંસારી તકરાર, દલગીરી, શોક, અને ઘણા ધખારા અને ગેરલાભ આપનારા બનાવો ઉત્તપન્ન કરે, અથવા તો એકાંતવાસમાં જાય, અથવા તો તેથી ઉલટુંજ ઘરસંસારી જંજાળ વધે, ઘેરનો બંદોબસ્ત કરવા પાછળ દીલ લાગે, તથા પાછળા દીવસો માટે સગવડ કરવાની જોગવાઈ અથવા તો વીલ વસીયત કરી પોતાની આખેરી પછી પોતાની મીલકતની વ્યવસ્થા સંબંધી સર્વે કાર્ય કરે.

૫. **શની** જો **પાંચમાં** ભુવનમાંથી પસાર થાય તો નાસીપાસી આપે, સરત, જુગાર, સટ્ટા વીગેરેમાં હાર આપે, બચ્ચાંની ખુવારી કરે, પૈસા ટકાના લાભને ઓછો કરે, રોકેલાં નાણાંની સ્થીતી આડકતરી રીતે ગેરલાભમાં નાખે, પણ જો જન્મકાળે સારા ગ્રહો એ ભુવને બચાવતા હોય તો, તે માણસ ચોખ્ખી નીટાવાળો, ભલો, અક્કલવાળો અને મહોબતવંતો થાય, તથા સાવચેતીથી નાણાં રોકી નફો મેળવે, તથા શેર સટ્ટા કરવાને લગતી બાબદોમાં સાવચેત રહે, અને બચ્ચાંઓ માટે સારો બંદોબસ્ત કરે.

૬. **શની** જો **છઠાં** ભુવન ઉપરથી ત્રાંન્ઝીત કરે તો, તબીયતને બીગાડે, સરદી કરે, જીવન શકિત ઓછી કરે, દેહને નબળી પાડે, નોકર ચાકરો સાથે કજીયો કરાવે, જેઓનો શની જન્મકાળે નબળો હોય તેઓએ પોતાનો ખોરાક ખાવામાં ઘણીજ સંભાળ રાખવી, તથા રૂતુના ફેરફાર વખતે શરીરની ઘણી સંભાળ રાખવી, તથા નોકર

ચાકરો સાથે અક્કળમંદીથી અને સમજુતીથી કામ લેવું, તેમજ સગાં સ્નેહીમાં કાકા-કાકી, મામા-મામી અથવા બધાં સગાંઓથી સંભાળીને અને વિચાર પુગાડીને ચાલવું, કારણકે શનીને લીધે અણગમો, દલગીરી વીગેરે પુગવાનો સંભવ છે.

૭. **શની સાતમાં** ભુવનેથી પસાર થતાં, સંસારમાં દલગીરી, ધણી ગેરસમજુતી, છુટાછેડા અથવા દલગીરી ઉત્તપન્ન થાય છે, પણ જેઓને એ ત્રાંન્ઝીત જો અસર નહીં કરે તેવાં ડાઇરેકશન જો સાતમાં ભુવનમાં થતા હોય તો, તે માનવી પોતાની સ્ત્રી અને સંસાર સુખને વધારે તથા તેમાં ઘણું સુખ મેળવે, પ્યાર વધે, તથા લખત અને કબાળાઓ પ્રમાણે પ્રમાણીક રીતે ચાલે, તેમજ સાચ્ચી મીત્રતા અને સાચ્ચો સંબંધ વધારે.

૮. **શની આંઠમાં** ભુવનેથી પસાર થતો હોય તો, ભાગીદારોથી, વારસા હીસ્સાથી ખટપટ જાગે, સારી દૃષ્ટિમાં હોય તો ગુપ્ત વિધ્યા શીખે, તથા મરણ પછીની હાલતનો ખ્યાલ ઉત્તપન્ન થાય, અંતકરણની લાગણીઓમાં ફરક પડે.

૯. **શની નવમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો કોર્ટ દરબારની મુશકેલી આવી પડે, સગાં સ્નેહી ઓળખાણ પીછાણ ભાઇબંધ વીગેરે સાથે ટંટો થાય, મુસાફરીમાં વધન પડે, જો જન્મકાળે સારો સંબંધ કરતો હોય તો તે માનવી મોટો ધર્મગુરૂ થાય, તથા ગંભીર અને ગુપ્ત વિધ્યા શીખે તથા એકાગ્રહતાના પ્રયોગો કરે, ઊંડાણ વિચાર શકિત થાય, અને ઘણો ગંભીર ઘોર કરનારો થાય.

૧૦. **શની દશમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો વેપારમાં ખોટ, દરેક કામમાં હાર, નિંદા, ફજેતી, મોટા માણસોથી, ધણીથી, વિશ્વાસઘાતનો આરોપ પડે, આબરૂ જાય, જો સારી દૃષ્ટિમાં આવે તો, ગંભીર અને વીચારવંત થાય, અક્કળ વધે, સાવચેત બોલવું થાય, મોટી જોખમદારીનાં કામો કરે, અને નિતીવાન થાય, અને નિતીની કસોટી પર કસાવું પડે.

૧૧. **શની અગ્યારમાં** ભુવનમાં ત્રાંન્ઝીત કરે તો, મીત્રો દુશ્મન થાય, દરેક ઇચ્છામાં નિષ્ફળતા મળે, ઘણીક વખતે બુઝર્ગ માણસોની

સંઘમાં બેસવાને લાયક થાય, બુઝર્ગોનો મરતબો જાળવે, વિધ્યા હુન્નર તરફ ધ્યાન દોડાવે, મીત્રોનું તોલ કરનારો થાય, મીત્રતા જોડવામાં ઘણો સાવચેત રહે.

**૧૨. શની બારમાં** ભુવનમાં ત્રાંન્ઝીત કરે, તો ઘણી દલગીરી ઉત્તપન્ન થાય, છુપા દુશ્મનો ઘણા થાય, જેલખાનું વખતે ભોગવવું પડે, ગુપ્ત વિધ્યાનાં શોખીનોને એ ત્રાંન્ઝીત સારી છે, કારણકે છુપી અને ભેદી વિધ્યાઓ શીખે તથા શોધખોળ કરે, ગઇ ગુજરી બાબદો ઉપર ગંભીરતાથી વીચાર પુગાડે, અને ગુપ્ત વિધ્યામાં આગળ વધે.

એ પ્રમાણે બારે ભુવનોપરથી યાને જન્મકાળની રાશીઓ ઉપરથી જે જે ભુવનપરથી શની પસાર થાય તે તે ભુવનમાં તે અઢી વર્ષ જેટલી મુદત કાઢે છે, અને તે વખતે જન્મના ગ્રહોની સાથે તથા ખાસ કરીને ચંદ્રની સાથે જે જે એસપેકટસો કરે, તે તે એસપેકટસો પ્રમાણેનું, દરેક ભુવનને લગતું ફળ આપે છે. જે માનવી બેદરકાર છે તેને એ ત્રાંન્ઝીતની સારી કે નરસી કોઇપણ અસરની દરકાર નથી, પણ જે માણસ ઠરેલ અને ડાવકો છે, ને માણસ શનીની ત્રાંન્ઝીતનો સમો સમજીને સારી તેમજ નરસી બાબદો ઉપર ખુબ ધ્યાન પુગાડી ફાયદો મેળવે છે, કારણકે શની આડકતરી રીતે કેટલીક વખતે ઘણી ફાયદાકારક ટક આપે છે, જે વખતે તે જે ભુવનમાં ત્રાંન્ઝીત કરતો હોય તે ભુવનને લગતી ભલી ચીજોનો અરક મેળવી શકે છે.

જ્યારે શની સુર્ય અથવા ચંદ્ર જન્મકાળે જે રાશીમાં હોય તે રાશીવાળાં ભુવનમાંથી ત્રાંન્ઝીત કરે છે, અથવા તો જન્મના રવી કે ચંદ્રની સાથે પાપદૃષ્ટિમાં આવે છે, તો મામલો ઘણો ગંભીર કરે છે, જેમકે જો ૯૦° અંશની સ્કવેર એસપેક્ટમાં આવે, અથવા ૧૮૦° અંશથી ઓપોઝીશનમાં અથવા તો કંજંગશનમાં રવી કે ચંદ્ર સાથે આવે તો તે વખતે જીવનશકિતને ઓછી કરે છે, તબીયતનો ગંભીર બીગાડો કરે છે, વેપારમાં નુકસાન કરે છે, અને ખાસ કરીને શની જે ભુવનમાંથી પસાર થતો હોય તે તથા ચંદ્ર કે રવી જે ભુવનમાં હોય તે ભુવનને લગતી બાબદોમાં નુકસાન આપે છે. શનીની ત્રાંન્ઝીત જ્યારે રવી કે ચંદ્રની એસપેકટમાં થાય છે, ત્યારેજ મોટો ફેરફાર થાય છે, બાકી ખાલી ભુવનોમાંથી પસાર થતાં તે કાંઇ ઝાઝી અસર કરતો

નથી. મુખ્ય તો જ્યારે ૧, ૪, ૭, ૧૦ એ ભુવનોમાંથી જ્યારે શની પસાર થાય ત્યારે ઘણીજ જોખમદારી વધે છે. પહેલું ભુવન જે તનું ભુવન છે, જેથી શરીરમાં તમામ સરદી પેવસ થાય છે, અને જો તેવે વખતે ડાઇરેકશન પણ જો પાપદૃષ્ટિનું હોય તો જીવલેણ થઈ પડે છે. જો ચોથે કે દશમે ભુવને એમ થાય તો ધંધા વેપારનું નખ્ખોદ વાળી નાખે, આંટ તુટે અને બેઇજતી થાય, જ્યારે સાતમાં ભુવનેથી પસાર થાય ત્યારે, જાહેર દુશ્મનોથી ઘણું હેરાન થવું પડે, અને ઘણી આપ્તો આવી પડે. ચોથાં ભુવનની ત્રાંન્ઝીતમાં જુવાનીના વખત કરતાં ઘડપણના વખતમાં ઘણી અસર કરે છે, અને તે છતાં, જ્યારેબી એ ભુવનમાં શની ત્રાંન્ઝીત કરે ત્યારે ઘરબારથી વીખુટો કરે, અને એજ બાબદનો સંતાપ આપે. શનીનું કામ દરેક ચીજનો જથ્થો કરવાનું અને તેને નકર તથા કઠણ બનાવવાનું છે. યાને જીંદગીના બનાવોને તથા જીંદગીની જુગતીઓનો અરક એકઠો કરવાનું છે. તથા દરેક ચીજનો પાકો અનુભવ આપવાનું છે, જેથી એ ત્રાંન્ઝીતના વખતમાં કેટલીક વખતે છેલ્લે ઘણી સખત અને ધરખમ રીત રૂઢી અને વીચાર આપે છે, જે લાંબો કાળ સુધી વીસરાતાં નથી.

## (૫૦) ગુરૂનું ત્રાંન્ઝીત.

ગુરૂનું દરેક ભુવનોમાંથી પસાર થવું એ એક વધતા કે ઓછા આશીરવાદ સમાન છે, કારણકે ગુરૂ શુભ ગ્રહ હોવાથી કંઇને કંઈ સારોજ લાભ આપે છે. જન્મકાળે ગુરૂ જેવી એસપેકટમાં કમજોર કે બળવાન હોય તે પ્રમાણે ત્રાંન્ઝીતમાં વધુ કે ઓછું ફળ આપે, તથા ત્રાંન્ઝીત વખતે ગુરૂ જે ભુવનમાંથી પસાર થતો હોય તે ભુવનને લગતી બાબદોને ઉશ્કેરી તેનું સારૂં ફળ આપે છે.

૧. **ગુરૂ પહેલાં** ભુવન ઉપરથી પસાર થાય તો તંદરૂસ્તી વધારે, તાકાત આપે, ખુશાળ રાખે, મોજીલો બનાવે, અને દરેક બાબદમાં આગળ વધારે, તથા પોતાના જાતી ગુણને સંપુર્ણ રીતે અજમાવવાની ટક આપે.

૨. **ગુરૂ બીજા** ભુવનમાં ત્રાંન્ઝીત કરે, તો જરૂર પૈસા મળે અથવા તો પૈસા કમાવાની ટક આપે, તથા દરેક રીતે આવકમાં

વધારો કરે, પણ તેનું પ્રમાણ ગુરૂ જન્મકાળે જેવી દૃષ્ટિમાં હોય તે ઉંપર આધાર રાખે છે.

૩. **ગુરૂ ત્રીજા** ભુવનમાં ત્રાંન્ઝીત કરે, તો મનના વીચારોને સુધારે, મુસાફરીથી લાભ આપે, સગાં સ્નેહીઓ તથા ઓળખાણ પીછાણવાળાંમાં ઘાડો મેળાપ અને મીત્રાચારી વધારે, તથા માનસીક અને સર્વે મનને લગતી વિધ્યા અથવા લખાણપત્ર, મુસાફરી વીગેરેમાં ફત્તેહ આપે.

૪. **ગુરૂ ચોથાં** ભુવનેથી પસાર થાય તો ઘરસંસારી ઘણું સુખ આપે, તથા જે કામ ઘણો વખત થયો પાર પડતું નહીં હોય તે પાર પાડવાનો ચાન્સ મળે છે.

૫. **ગુરૂ પાંચમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો, શેર સટ્ટામાં ફાયદો કરે, તથા કામ ધંધામાં ફાયદો કરી આપે, પ્યાર મહોબતમાં જશ આપે, લગ્ન થાય, માયા મહેરબાની વધે અને સુખ આપે.

૬. **ગુરૂ** જો **છઠાં** ભુવનમાં ત્રાંન્ઝીત કરે તો તબીયત સારી રાખે, દુઃખનો નાશ કરે, નોકરોથી અને મહેનત મજુરીથી ફાયદો થાય. એજંટો, નોકરો અને હલકાં માણસોથી ફાયદો મળે, દરેક ક્રીયાકર્મ કરવામાં ફાયદો હાંસલ કરે, દુરના સગાં સંબંધી, કાકા-મામા વીગેરે સર્વે સાથે સારૂં હોય.

૭. **ગુરૂ** જો **સાતમાં** ભુવનેથી પસાર થતો હોય તો શેહાદી થાય, દરેક રીતનું જોડાણ, ભાગીદારી વીગેરે સર્વેમાં ઘણો ફાયદો થાય, આ વખતે ગુરૂ મારફતે હરેક જાતનું જોડાણ થાય છે, મીત્રાચારી, ભાગીદારી, લગ્નનાં જોડાણ, વીગેરે સર્વે ઘણા સારાં સમજવાં, કજ્યો અને સરકાર દરબારમાં પણ ફત્તેહ આપે, પણ તેને લગતી બાબદ બીનસ્વાર્થી અને સાચ્ચી હોવી જોઇયે, જે માણસો ઇનસાફી હોય અને ઇનસાફને ચાહનારા હોય, તેવા આસામીઓથી ઘણો ફાયદો મળે.

૮. **ગુરૂ આંઠમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો વારસો હીસ્સો મળે, અથવા તો ભાગીદાર તરફથી પૈસા મળે, લગ્નથી રીતભાત સારી થાય, તેમજ દરેક ગુપ્ત વિધ્યા અને આસ્માની વિધ્યા શીખવાને માટે સારો છે, ખુવાબ અને તેની તાસીર તથા બીજા બાતેનના ભેદો સારી રીતે

સમજી શકે. મરતાં માણુસને શાંતિ અને સુખમાં મરે, તેમજ હલકી મનશક્તિનાં માનવીઓને ધર્મ સંબંધી કાંઇક જાણુવાજોગ ખેંચાણુ થાય.

૯. **ગુરૂ નવમાં** ભુવનેથી પસાર થાય તો, મનશક્તિને વધારે છે, તથા સારા વિચારો, ધર્મ તરફ દીલસોજી તથા ફીલસુફી શીખે, દરેક પરદેશી બાબદ અને પરદેશને લગતા સવાળો માટે ઘણો સારો છે, તેમજ બાહેર પરદેશ તરફથી ફાયદો મળે, અને જો ડાયરેકશન નવમાં ભુવનમાં સારાં હોય તો, લાંબી મુસાફરી અથવા તો દરયાની સફર કરાવે.

૧૦. **ગુરૂ જો દશમાં** ભુવનેથી પસાર થાય તો આબરૂ ઇજત મળે અને મોભો વધે, અને જો જન્મકાળે શુભ ડાઇરેકશન થતું હોય તો, ઘણો માનમરતબો વધે ને જાહેરમાં આવે, અને ભવીષ્ય સારૂં કરે, અને ફાયદો આપે.

૧૧. **ગુરૂ જો અગ્યારમાં** ભુવનમાં ત્રાંન્ઝીત કરે તો, મીત્રો સાથે સારૂં જોડાણુ થાય, મીત્રો તરફથી લાભ થાય, અને કાંઇક અંતરજ્ઞાનનો અનુભવ થાય, મન શાંત રહે અને દરેક રીતે ખુશાલી ઉપજે.

૧૨. **ગુરૂ બારમાં** ભુવનેથી પસાર થાય તો, છુપા દુશ્મનો મારફતે નધારેલી ફત્તેહ તમુને મળે, તમારૂં બુરૂં કરનારા તરફથીજ તમારૂં ભલું થઇ આવે, અને દરેક આફતોનાં અંતમાં ઘણો લાભ થઇ આવે. ગુપ્ત વિધ્યા અને આસમાની ભેદો જાણુવા માટે ઘણુંજ સારૂં પોઝીશન છે, કાંઇ વિચીત્ર અનુભવ અને જ્ઞાન સંપાદન કરે.

ગુરૂની ત્રાંન્ઝીતથી એક કમનસીબ કુંડળીને પણુ ફાયદો થાય છે, અને તેટલો વખત તે માનવીની કમનસીબીને દુર રાખી તેને શાંતિ બક્ષે છે, માટે હરેક માણુસે ગુરૂની ત્રાંન્ઝીત દર વર્ષે તપાસી તેને લગતા સારા ગુણો ગ્રહણુ કરવાથી ઘણા ફાયદા થાય છે. ગુરૂ કાંઈ ઉપર ટપકેની અસર કરતો નથી, પણુ માનવીનાં ભીતર અને અંતઃકરણુમાં અસર કરે છે, જેથી ખરાં જીગર અને ખરી આસ્થા મારફતે જો ગુરૂની ત્રાંન્ઝીત તપાસીને તેના વાઇબ્રેશન ગ્રહણુ કરવામાં આવે તો બેસુમાર ફાયદો થાય છે. અસળનાં માજીઓ તથા ઇરાનની અને

ઇજીપ્ત તથા ગ્રીસની, હજારો વર્ષની આગમજ, થઇ ગયલી પ્રજાઓ, ગુરૂનાં વાઇબ્રેશનનો ઉપયોગ કરી, હરેક ફાયદા મેળવતા હતા, જેને લગતી રીત રૂઢીઓ ઘણીજ સહેલ અને કોઇપણ ધર્મનાં બાધ વગરની છે, તથા જે માનવી તેના ફાયદાનો અભ્યાસ કરી, વપડાસમાં લે છે, તે હરેક રીતે ફતેહમંદ નીવડે છે, એવું સાયન્સ, વિધ્યા, અને પ્રયોજય બાબદોથી અનુભવી જોયું છે. આસ્થા (faith) સર્વેથી મુખ્ય ભાગ ભજવે છે, તથા હાલનાં જમાનાની સાચ્ચી સાહદત પુરી પાડે છે. મારકોની ગ્રામમાં દુન્યાવી પદાર્થોની વીજળી કામ કરે છે, જ્યારે એ બાબદમાં માનસીક આત્તમીક અને કાયીક વીજળીઓ મારફતે વાઇબ્રેશનોનું જોડાણ કરવામાં આવે છે, જેની હજારો વર્ષપર વપડાતી અસલ રૂઢી ઘણીજ સહેલ છે.

ગુરૂ અંતઃકરણપર અસર કરી તે મારફતે ફતેહ અને સુખ આપે છે, અને બાહેરથી તે કદીબી કોઈ ચીજનો લાભ આપતો નથી, એના વાઇબ્રેશનની અશર આસ્થા ઉશકેરે છે, જેથી આશાનાં કીરણ પ્રગટે છે, તે આશા ઉપર હામ ભીડી મહેનત કરવાથી તેના ફળઅંતમાં રૂડા અને ફળરુપ નીવડે છે. કહેવત છે કે "દાતા જીસ્કો દેત હય વાંહકો ભર ભર દેત" (To him who hath shall be given) યાને નસીબ, નસીબને વધારે છે, એટલે કે જે કોઇ સમો તપાસ્યા કરે અને શુભ સમો હાથ આવવે રૂડા કામ કરે, તે અખુટ ફાયદો મેળવી શકે તેમ છે.

ગુરૂ જ્યારેબી ચંદ્ર કે રવી જન્મકાળે જે રાશીમાં હોય તે રાશીમાંથી પસાર થાય ત્યારે ઘણુંજ સુખ આપે, અને તે વખતે જે જે શુભ તકો મળે છે, તેવી કોઈપણ બીજે વખતે મળવી મુશકેલ છે. ગુરૂનું ફળ હમેશાં ઘણા પ્રમાણમાં મળે છે, તથા ભરપુર રીતે મળે છે.

## (૫૧) મંગલનું ત્રાંન્ઝીત.

**મંગળનો** ગ્રહ જ્યારે ત્રાંન્ઝીતમાં જે કોઈ ભુવનેથી પસાર થાય, ત્યારે તે ભુવનને લગતું ફળ, ઉતાવળ્યું, જલદી, અધકચરૂં, અને કવચીતજ સંપુર્ણ આપે છે, કારણકે મંગળનો ગ્રહ ઉતાવળ્યો, આકરો, ગરમ અને ઉછાછળો છે, તથા કંઈપણ બાબદમાં હદની અંદર રહેતો

નથી, કારણકે એ જુસ્સાને ઘણો ઉશ્કેરનારો છે, તથા ગુરૂની માફક કોઇપણ રીતે ઠંડો કે સંપુર્ણ સુખ આપનારો નથી. એના એવા આકળા અને ઉતાવળા ગુણને લીધે ઘણીક વખત નહીં ધારેલા, નહીં મનમાં ચીત્તામાં તેવાં કાર્ય કરવાનો એકદમ જુસ્સો ઊત્તપન્ન કરે છે, અને એક તોપનાં ગોળાની માફક એની અસર ધડાકા ભડાકા અને દોડધામ સાથે થાય છે. કેટલીક વખતે ઘણાજ ઠંડા સ્વભાવનાં માણસોને જ્યારે એવી અસર થાય છે ત્યારે તેઓ ઉલટમંદ થઇને કામ કરે છે, જે વીચારો મનવંતરમાં દાબી રાખીને ગોખ્યા કીધા હોય તો તે વિચારોને ફળદ્રુપ કરવાને જાહેરાત આપી દે છે, સાધારણ કુંડળીનાં માણસોને બાજે વખત એ ગ્રહની ત્રાંન્ઝીત ઉતાવળ્યો, ઉછાછળો અને ખુબ ઊમંગી બનાવી વગર વિચારે ઉતાવળ્યાં કામ કરવાને ઉશ્કેરે છે, પણ ઠરેલ અને ઠંડા સ્વભાવવાળો માનવી એ જુસ્સાઓને દાબી દઇ ઘણીક વખતે એવું ઠરેલ પગળું ભરે છે કે જેથી ફકત એની અસર કામ કરવાની ઉલટ સીવાય બીજાં કશાંમાં સમાતી નથી. મંગળનો ગ્રહ જ્યારે બીજાં ભુવનોમાંથી પસાર થાય ત્યારે તેની અસર કંઇ ઝાઝી થતી નથી પણ જ્યારે એ ગ્રહ ચંદ્ર કે રવી ઉંપરથી પસાર થાય છે, ત્યારે ઘણી અસર કરે છે.

૧. **મંગળ પહેલાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો ઉછાછળો અને આકરો સ્વભાવ કરે, કામ કરવાને ઉલટમંદ બનાવે અને ઇચ્છા પુર્ણ કરવાની ખંત આપે.

૨. **મંગળ બીજાં** ભુવનમાંથી પસાર થાય તો, ઉડાઊ ખર્ચ કરે અને પૈસો ગુમાવે છે. વળી ખણખોદ અને ચુનોચરા કરવાની ટેવ પાડે છે તેમજ ખાલી ડોળ અને એરકાઈ તથા મોહટાઇનો ધખારો આપે છે.

૩. **મંગળ** જો **ત્રીજાં** ભુવનેથી ત્રાંન્ઝીત કરે તો મુસાફરીમાં એકસીદંત કરે, તથા મનપરનો કાબુ ખસી જાય, ઉતાવળું અને વીચાર વગરનું કામ કરાવે.

૪. **મંગળ** જો **ચોથાં** ભુવનમાંથી પસાર થાય તો ઘર ખાલી કરવું નહીં તથા કંઇપણ બાબદમાં ફેરફાર બનતાં સુધી કરવા નહીં.

૫. **મંગળ પાંચમાં** ભુવને જો ત્રાંન્ઝીત કરે તો નધારેલ ઘણો લખલુટ અને ઉડાઉ ખર્ચ કરાવી સારે માર્ગે પૈસા ખરચાય નહીં, છંડી બનાવે, અને વગર કારણે જરા જરામાં ભેજું ફેરવી ગુસ્સો ઉત્તપન્ન કરી તકરારીઓ ખવાસ બનાવે.

૬. **મંગળ જો છઠ્ઠાં** ભુવનમાંથી પસાર થાય તો, તબીયતને થાકવી નાંખી સીક પાડે, તથા થાકથી ઉત્તપન્ન થતાં દરદો થાય, અને નોકર ચાકરોથી હેરાન થવું પડે.

૭. **મંગળ સાતમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો, લગ્ન થવામાં અડચણ કરે, જોડાણ અને સમજુતી નહીં થાય, કેસ કજ્યો, સરકાર દરબારની ખટપટ વીગેરે ઉભું થાય, તેમજ ભાગીદારીનો વાંધો પડે, ભાગીદારો સાથે ખટપટ થાય, જાહેર દુશમનો ઉભા થાય, અને ખટપટ, ફીટનો ફેસાદ અને દુશમની ઉભી કરે.

૮. **મંગળ** જો **આંઠમાં** ભુવનમાંથી પસાર થાય તો કંઇ ઝાઝી અસર કરતો નથી, પણ જો કોઈ પાપદૃષ્ટિ અથવા પાપગ્રહ ત્યાં હોય તો વખતે એકસીદંત કરે, અને વખતે વારસા હીસ્સામાં વાંધો ને અટકાવ નાંખે.

૯. **મંગળ નવમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો, ભરભર બોલીઓ, બોલીને હાડમાડ થનારો સ્વભાવ આપે, અને કડવા સખુનો ઓચરાવે.

૧૦. **મંગળ** જો **દશામાં** ભુવનમાંથી પસાર થાય તો લોક નીંદાનો ભોગ થાય, પોતાનો વાંક હોય કે નહીં હોય તોપણ બદનામ થાય, આંટ ઘટે, નુકસાનીમાં પડે, અને આબરૂ ગુમાવે.

૧૧. **મંગળ અગ્યારમાં** ભુવનેથી જો પસાર થાય તો મીત્રો સાથે દુશમનાઇ અને ખટપટ વધારે, અને દગાબાજ મીત્રોથી દુઃખ ખમવું પડે.

૧૨. **મંગળ** જો **બારમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો, જુઠ્ઠાં તોહમતમાં આવી પડે, નીર્દોષ છતાં ગુનાહમાં સપડાય તથા દુશમનો અને કાવાદાવા કરનારાઓનાં હાથમાં ફસી પડે.

**મંગળનો** ગ્રહ જ્યારે ચંદ્ર કે રવી અથવા તો એક, ચાર, સાત, દશ એ ભુવનોમાંથી પસાર થાય ત્યારેજ કાંઇક સંગીન અસર કરે છે,

બાકી બીજાં ભુવનોમાં દમ વીનાની અસર કરે છે. જ્યારે રવી કે ચંદ્ર અથવા ૧, ૪, ૭, ૧૦ માં ભુવનેથી પસાર થાય ત્યારે ઘણું કરીને એકસીદંત કરે છે, તથા ઉતાવળ્યો ને આકરો વગર સમજનો વિચાર ઉત્તપન્ન કરે છે, તથા વારંવાર તાવની અસર કરે છે, તથા સ્વભાવ ઘડી ઘડી ઉશ્કેરાઇ જાય તેવો બનાવે છે, જો જન્મકાળે કંઇ તબીયત બગાડવાનું ડાયરેકશન થતું હોય તો તેવે વખતે તે ડાયરેકશનવાળાં ભુવનમાંથી અથવા તો ડાયરેકશન કરતા ગ્રહ ઊપરથી જો મંગળ ત્રાંન્ઝીત કરે તો ગરમીને લગતાં દરદો, જેવાં કે સોજો, અને નાદરૂસ્ત તબીયત તથા અસાધારણ શરીરીક ફેરફાર કરે. ખાસ કરીને જ્યારે ચંદ્ર ઉપરથી મંગળ પસાર થાય છે ત્યારે જરૂર એકસીદંતની ધાસ્તી રહે છે, જોકે ઘણીક વખતે એકસીદંત કરે છે, તેમાં શરીરને નુકસાન વટીક થાય છે, પણ ઘણું કરીને મરણતોલ એકસીદંત મંગળ કરતો નંથી. જો માનવી મંગળની ત્રાંન્ઝીત તપાસ્યા કરે અને પોતાનાં જુસ્સાઓપર કાબુ રાખી કામ કરે તો મંગળની અસર દાબવા ઉપરાંત, ઘણો લાભ મેળવી, વગર કારણની અને નજીવાં બહાંને થતી ખટપટો અને નાસીપાસીઓને દુર કરી શકે.

## (૫૨) હરશાચલની ત્રાંન્ઝીત.

સાધારણ ગ્રહો કરતાં આ ગ્રહની ખાસીયત તદનજ વિચીત્ર છે, અને ઘણાજ આગળ વધેલા વિચાર ધરાવનારાઓ ઉપર તેની મુખ્ય અસર છે. ૮૪ વર્ષે એક આખું સરકલ ફરે છે, યાને સાત વર્ષે એક રાશી ચાલે છે, જેથી ઘણોજ ધીમો છે, અને તેથી દરેક ચીજની જાગૃતી કરનારો એ ગ્રહ છે, અને એની અસર ધરખમ, સાવચેત અને મજબુત હોય છે. સીધ્ધી અને જાહેર રીતે એ ગ્રહ માનવીની મનશકિત ઉપર અસર કરે છે, પણ આડકતરી રીતે એની અસર ખાસીયતો અને જુસ્સાઓપર પણ થાય છે, પણ શરીર સંબંધમાં તો એની અસર નજીવી જેવી છે. એ ગ્રહની એવી ખાસીયત છે કે બાજે વખત હરેક બાબદને ગાળી કાઢી તેને સ્વચ્છ બનાવે છે, બાજે વખત તેને તદન તોડી નાખી ટુકડે ટુકડા કરી નાંખે છે, કોઇ વખતે એકાએક વધારો કરે છે, તો કોઇ વખતે ફનાફાત્યો કરી નાખે છે, એની

અસરનું પ્રમાણ રહેતું નથી. વળી શનીનાં ગ્રહથી જે કાંઈ બન્યું હોય તેને એ ગ્રહની અસર સદંતર તોડી નાખે છે. જુની અને અસલી બાબદોને ઘડીકમાં જાહેરમાં લાવે છે, અને ઘડીકમાં સદંતર તેનો નાશ કરી, નવીજ રીતનો સુધારો દાખલ કરે છે. ખાસ કરીને સુધારો વધારો કરવાની ઉપર તેની અસર ઘણી છે. શરીરમાં તે ફક્ત જ્ઞાન-તંતુઓને અસર કરે છે, ને જો શરીર બાબદમાં એની અસર થાય છે તો વિચીત્ર નહીં સમજ પડે તેવું દરદ આપે છે. એ ગ્રહ ઘણોજ ખુલ્લો અને ભરભર બોલો છે, યાને જે કોઇ માણસને એ ગ્રહની અસર થાય છે, તે જો અદેખો, કે એકલપેટો બને છે તો, તેમ થવા દેતો નથી. દરેક ચીજનો વાજબી વધારો કરનારો અને માનસીક વિધ્યા અને છુપા ભેદો તથા ઊંચી કળાની વિધ્યાઓ શીખવનારો છે. હરશચલ ગ્રહની ખાસીયત ફક્ત મેગ્નેટીક શકિતવાળાંઓજ પોતામાં સહેલાઇથી ખેંચી લે છે. કાયીક ચૈતન્ય જેઓમાં વધારે હોય.તેઓનેજ એ ગ્રહ વધુ અસર કરે છે, અને બીજાં સાધારણ સંસારી અને મતલબ્યા માનવીઓ કે જેઓની કાયીક શકિત હજારો દુન્યાવી લાલચોથી ભરપુર હોય છે, તેઓમાં એ ગ્રહની અસર ઘણી અચુક અને ભીંનભીંન છે, માટે એની ત્રાંન્ઝીત ઉપર ઘણો ખ્યાલ આપવાની જરૂર છે.

૧. **હરશચલ** ગ્રહ **પહેલાં** ભુવનપરથી પસાર થાય તો સંસારી વહેવારી બાબદનાં તથા દરેક બાબદમાં ઘણી નધારેલી ઉથલપાથલ થાય, અને ઘણો વિચીત્ર અનુભવ મળે, વળી (નર્વસ) જ્ઞાનતંતુઓને લગતી વ્યાધીઓ થાય, આધાશીશી વીગેરે ભેજાંને લગતી માંદગી ઉત્તપન્ન થાય.

૨. **હરશચલ** ગ્રહ **બીજાં** ભુવનેથી ત્રાંન્ઝીત કરે તો, પૈસાની ઉથલપાથલ કરે, તેનો આધાર જન્મકાળે એ ગ્રહ શુભ કે પાપદૃષ્ટિમાં હોય તે પ્રમાણે જાણવું, કારણકે એ ગ્રહ બીજાં ભુવનમાં નસીબને તદન ફેરવી નાખે છે, તવંગરને ભીખારી અને ભીખારીને તવંગર બનાવે છે.

૩. **હરશચલ** ગ્રહ **ત્રીજાં** ભુવનમાંથી પસાર થાય તો ઘણી મુસાફરી કરાવે, મનશકિત અને વિચારશકિતને ફેરવી નાખે, કંઇક

નવીન. શોધખોળ કરાવે, **આત્તમીક અને માનસીક વિધ્યાઓ** તરફ મન દોડાવે અને તે વિધ્યાઓનો અનુભવ થાય, અને ઘણું કરીને અંતર દૃષ્ટિને ખોળે છે.

૪. **હુરશચલ** ગ્રહ જો **ચોથાં ભુવને** ત્રાંન્ઝીત કરે તો, ઘર તથા રહેઠાણુની બાબદમાં ફેરફાર કરે, અને દરેક ચાલુ અને જાહેર બાબદનો અંત લાવે, અથવા કાર્યનો નીવેડો લાવે.

૫. **હુરશચલ** ગ્રહ જો **પાંચમાં** ભુવન ઉપરથી પસાર થાય તો, પ્યાર અને મહોબતમાં હરકત કરે, અને સ્ત્રી મરદનાં વહેવાર સંબંધી વિચીત્ર પરીણામ ઉપજાવે, ફરઝંદોને હરકત કરે.

૬. **હુરશચલ** ગ્રહ જો **છઠાં** ભુવનમાં ત્રાંન્ઝીત કરે તો, વિચીત્ર દુઃખ દરદ કરે, ઘણું કરીને માનસીક યાને મનશક્તિને લગતાં અથવા તો કાયીક ચૈતન્યને લગતી વ્યાધી ઉત્તપન્ન કરે.

૭. **હુરશચલ** ગ્રહ જો **સાતમાં** ભુવનમાંથી પસાર થાય તો સ્ત્રી મરદને ખટપટ જાગે, છુટા છેડા થાય, કજ્યો થાય, તથા વિચીત્ર સંજોગો વચ્ચે લગ્નો થાય.

૮. **હુરશચલ** ગ્રહ જો **આંઠમાં** ભુવને ત્રાંન્ઝીત કરે તો આત્મીક અને માનસીક વિધ્યાને લગતું જ્ઞાન આપે.

૯. **હુરશચલ** ગ્રહ જો **નવમાં** ભુવનેથી પસાર થાય તો આત્મીક વિધ્યા શીખે, નજુમી બનાવે, મુસાફરી કરાવે અને બાતેન ભેદ જાણુવાની શક્તિ વધે.

૧૦. **હુરશચલ** ગ્રહ જો **દશમાં** ભુવને ત્રાંન્ઝીત કરતો હોય તો, વિચીત્ર ધંધો કરે, ધંધા રોજગારમાં ફેરફાર કરે, એકાએક ખોટ આવે, વખતે બેઇજ્જતી કરે, અથવા તો નધાર્યો ફાયદો બી કરી આપે. એ ગ્રહની અસર દશમાં ભુવને ઘણી અસંભવીત અને અચબુચ થાય છે.

૧૧. **હુરશચલ** ગ્રહ **અગ્યારમાં** ભુવનમાંથી પસાર થાય તો વિચીત્ર મનશકિતવાળા મીત્રો થાય, તથા અંતરમાં કાંઇક નવીન ખ્યાલોનો જુસ્સો ઉભો થાય, જ્ઞાન મળે.

૧૨. **હુરશચલ** ગ્રહ જો **બારમાં** ભુવનેથી પસાર થતો હોય તો, ઘણો વિચીત્ર અનુભવ આપે, અને ઘણું કરીને હરેક બાબદમાં બંધન

નાખે, અટકાવ પડે, અને જો જન્મકાળે પાપદૃષ્ટિમાં ફસેલો હોય તો, વખતે ખોટા દાવાથી કેદખાને જવું પડે.

આ ગ્રહની અસર ઘણીજ વિચીત્ર છે, અને તેનું પાકું અનુમાન થઈ શકતું નથી, માટે એની ચાલણની ખુબ તપાસ રાખવાની ઘણીજ જરૂર છે.

## (૫૩) રવી, શુક્ર અને બુધની ત્રાંન્ઝીત.

**રવીની** ત્રાંન્ઝીત જે જે ભુવનોપરથી દર મહીને પસાર થાય છે, તે તે ભુવનોમાં જે જે ગ્રહો હોય તેની અસરને ઉશ્કેરે છે, એ બાબદ આપણને જાહેર છે કે, કેટલાક માનવી વર્ષનાં કેટલાક દીવસ નસીબવંત થાય છે, તો વળી મહીનાઓ સુધીંતે કમનસીબ રહે છે, એ કાંઇજ નહીં, રવી સારા તેમજ માઠા ગ્રહોની અસરોને જુદે જુદે વખતે ચૈતન્ય આપે છે તે પ્રમાણે તેની અસર થાય છે.

**શુક્ર અને બુધ** આ બન્ને ગ્રહોની ત્રાંન્ઝીત નજીવી જેવી છે, અને તેઓની કાંઇપણ મુખ્ય અસર નથી. જન્મકાળે એ ગ્રહ જેવી એસપેકટસનો અથવા ઊંચ કે નીંચનો હોય તેવી અસર તેની ત્રાંન્ઝીત વખતે તે આપે છે, તેઓ ખાસ કરીને જ્યારે પહેલાં કે દશમાં ભુવને આવે છે ત્યારેજ અસર જણાય છે. ખાસ કરીને ઘણીજ નાજુક લાગણીવાળાઓને એ ગ્રહોની ત્રાંન્ઝીતથી ફાયદો, ગેરફાયદો, વીગેરે માલમ પડે છે.

## (૫૪) ત્રાંન્ઝીતની ખુબી.

ત્રાંન્ઝીત ઊપર એકદમ સંપુર્ણ વિશ્વાસ મૂકવો ના મુનાસેબ છે, કારણકે તેઓ તો પંચાંગની ગતિને આધારે આસ્માનમાં ફરે છે, જેથી તેની અસર ફકત જન્મકાળે જે ગ્રહોની અસર હોય તેને ગતિ આપે છે. જેમકે જન્મ વખતે શની જો પાપદૃષ્ટિમાં હોય અથવા તો નીંચનો હોય, તો શનીની સારી ત્રાન્ઝીતનાં વખતમાં કંઈ જન્મકાળનાં શનીનાં દુ:ખની અસર કમતી થતી નથી, પણ ગુરૂની ત્રાંન્ઝીત, તેવાં શનીની જન્મની માંઠી અસરથી દુ:ખી થતાંને થોડા સખ્યારો તથા દુ:ખ ખમવાની હીંમત આપે છે. ત્રાંન્ઝીતની ખરી અસર એજ કે, જન્મ-

કાળે ડાયરેકશનથી જે સારૂં ફળ હોય તે સારી ત્રાંન્ઝીતથી તેજી પકડે, ને જે માઠું ડાયરેકશન હોય તે માઠું પરિણામ લાવે.

જ્યારે ચંદ્ર ડાઇરેકશનથી જન્મનાં શની સાથે ૯૦° અંશ કે ૧૮૦° અંશની પાપદૃષ્ટિ કરતો હોય, તેવે વખતે જો શનીની ત્રાંન્ઝીત, પ્રોગ્રેસ ચંદ્રવાળી જગ્યાએ થાય તો, શનીની સંપુર્ણ બુરામાં બુરી અસર તમામે તમામ થાય. એજ પ્રમાણે એક શુભ ગ્રહની અસર સારૂં ફળ નીપજાવે.

ત્રાંન્ઝીતમાં જ્યારે શની ચંદ્રની પુઠ પકડે છે, ત્યારે ઘણાં પરિણામો નીપજે છે, કારણકે શની, પ્રોગ્રેસ ચંદ્રની જગ્યાપર ત્રાંન્ઝીત કરે છે, હવે પ્રોગ્રેસ ચંદ્ર લગોલગ અઢી વર્ષે એક રાશી પ્રોગ્રેસમાં ચાલે છે, અને ત્રાંન્ઝીત કરતો શની પણ પંચાંગ પ્રમાણે લગોલગ અઢી વર્ષ સુધી ત્રાંન્ઝીતમાં ચાલે છે, જેથી જન્મકાળે જે કોઇની કુંડળીમાં ચંદ્ર અને શનીને પાપદૃષ્ટિ હોય, અને જો તેવી કુંડળીનાં ડાઇરેકશનપર શનીની ત્રાંન્ઝીત ચાલુ થાય તો, તે માણસને જન્મ સુધી દુઃખ દળીદ્રતા વેઠવી પડે. કારણકે ડાઇરેકશન પ્રમાણે ચંદ્રની પ્રોગ્રેસ ચાલ અને શનીની ત્રાંન્ઝીતની ચાલ એકસરખી છે, જે બનાવ જન્મકાળે બનવાથી, પ્રોગ્રેસ ગણીત પ્રમાણે જીંદગીભર શની તેને હેરાન કર્યાજ કરે. ચંદ્ર જ્યારે કંજંગશન અથવા સ્કવેર અથવા ઓપોઝીશનમાં જો જન્મકાળે જેનેબી અસર કરે તેને શનીની ત્રાંન્ઝીત એવું નઠેષ્ટ ફળ આપે છે.

એ પ્રમાણે કોઇપણ ગ્રહની સારી અથવા બુરી ત્રાંન્ઝીત, કોઇપણ ભુવન અથવા તો તે માંહેલા કોઇપણ ગ્રહ ઉપરથી પસાર થતાં, જો જન્મકાળની કુંડળીનાં ડાઇરેકશન પ્રમાણે સારી અથવા માઠી અસર થતી હોય તો તે અસરને ફકત ત્રાંન્ઝીત પણ તેવાજ પ્રકારની થવે પોતાની સંપુર્ણ અસરનો ફટકો મારવાને બની આવે છે. એટલું જરૂર ધ્યાનમાં રાખવું કે જન્મકાળે જે જે અસર ગ્રહો કરતા હોય તે અસરો, તે ગ્રહોની ત્રાંન્ઝીતથી ઉશકેરાય છે, પછી બુરાં ભલાં અને સખ્ત કે સાધારણ તેનું પ્રમાણ ફકત જન્મનાં ગ્રહોથીજ થાય છે. એ પ્રમાણે ત્રાંન્ઝીતની બાબદ ઘણીજ ધીરજ અને અક્કલથી તપાસવાની જરૂર છે. કારણકે થઇ ગયલી અને થવાની બાબદોનાં ચોક્કસ ઇસારા એ ઉપરથી સહેલાઇથી થઇ શકે છે.

# (૫૫) ડાઇરેકશાન્સ.

માનવીનાં જન્મથી બલકે હરેક પેદાયસની ઉતપત્તીથીજ તે પેદાયસ ખુદરતી રીતે, આડકત્રી કે સીધી, દેખઇતી કે બાતેન રીતે, આગળ , વધતીજ જાય છે, અને માનવીનાં વીચાર અને ઇચ્છાશકિત એટલાં બધાં તો પ્રબળ છે કે માનવી જે વિચારે તે ઇચ્છામાં બદલાઇ જઇ, કાર્યમાં ફેરવાય છે. અંગ્રેજી જયોતીષમાં ડાયરેકશન મારફતે ઘણીક બારીક બાબદો જોઇ જાણી શકાય છે. આગળ સમજાવવા પ્રમાણે એક જન્મની કુંડળીનાં રાશી ગ્રહ વીગેરેપરથી રૂપ રંગ, ચાલચલણુ, અને નસીબની સાધારણ બાબદોનો આસરો, જન્મથી તે જીંદગીનાં અંત સુધીનો કહેવામાં આવે છે, પણુ તે બનાવો અને બાબદો કયા ચોક્કસ વખતે થશે, તે વખત તેમાંથી કહેવાઇ શકાતો નથી, ધારો કે ચંદ્ર એક માણુસની કુંડળીમાં સાતમાં ભુવને ઘણી સારી દૃષ્ટિમાં છે, કે જે દેખાડે છે કે લગ્ન થશે, અને સારૂં ફળ આપશે, **પણુ કયારે આપશે** તથા લગ્ન કેઈ તારીખે થશે તે કહી શકાતું નથી, જેથી દીવસ ટાઇમ અને વેળા જણાવવાને વાસ્તે ડાઇરેકશન ગણવાની જરૂર છે, યાને જન્મ દીવસનાં ગ્રહોને પહેલે તપાસી પછી તે ખુદ ગ્રહો કેટલા આગળ પાછળ ચાલેલા છે તે ગણવાની જરૂર છે. જેમ જીંદગી આગળ વધતી જાય છે તેમ માનવીના ગ્રહની ચાલ પણુ નીત્ય વધે છે.

## પ્રાઇમરી ડાઇરેકશન.

દુન્યાની ફરવાની ગતીને લીધે ગ્રહો, નજદીક અથવા દુર જતા માલમ પડે છે, યાને એક ભુવનથી બીજાં ભુવનમાં જાય છે, પણુ જન્મકાળના ગ્રહોની રાશીમાં તેથી કંઇ ઘણો ફરક પડતો નથી, દાખલા તરીકે ધારો કે એક બચ્ચું સહવારનાં સુર્ય ઉદયને વખતેજ જનમ્યું, હવે જો કે પૃથ્વીનાં ફરવાથી બે કલાક પછી રવી કે જે જન્મ વખતે પહેલાં ભુવનમાં છે, તે આગળ વધેલો યાને બારમાં ભુવનમાં ગયલો જણાશે, તેથી કાંઇ જન્મના રવીની રાશી કે અંશમાં ફરક પડતો નથી. વધુ ખુલાસાવાર જોતાં દાખલા તરીકે ધારો કે એક બચ્ચાંનો જન્મ રવી ઉદયનાજ વખતે થયો અને તે વખતે જન્મ લગ્ન મેષ રાશીનો એક અંશનો હતો, અને દશમાં ભુવને મકર રાશી

૦ અંશે હતી. **હવે** એક કલાક પછી રવી, પૃથ્વીનાં ફરવાને લીધે, મકર રાશી ૧૪° અંશે દશમાં ભુવને થઇ જે હીસાબે, લગ્ને વરખ રાશી ૪ અંશની આવી, બીજા કલાકે રવી બારમાં ભુવને ગયો, દશમાં ભુવને ૨૮° અંશે મકર રાશી થઇ, ને લગ્ને ૨૦° અંશે વરખ રાશી થઇ. એ પ્રમાણે જે ફેરફાર થયો, તેને **પ્રાઇમરી ડાઈરેકશન** કહેવામાં આવે છે, અને એના વખતની ગણત્રી એવી છે કે :– દર એક ડીગ્રી દશમાં ભુવનમાં આગળ વધે, તેની વચ્ચે જેટલો ફરક પડે તે વખત યાને સાઇડ્રીયલ ટાઇમની ચાર મીનીટ જાણવી. **દરેક ચાર મીનીટ જન્મ પછી=એક વર્ષની જીંદગીનું ફળ જાણવું અને** તે પ્રમાણે દર ચાર મીનીટે, જે જે ફેરફાર ભુવનોના અંશમાં તેમજ ગ્રહના અંશમાં થાય, તથા એસપેકટસો બદલાય તે પ્રમાણે તેનું ફળ, **દર ચાર મીનીટે એક વર્ષનું જાણવું**. આ પ્રાઇમરી ડાઇરેકશન સર્વેથી ઘણુંજ ઉત્તમ છે, પણ તે સાધારણ રીતે વાપરી શકાતું નથી, કારણકે એની ગણીતનો વખત એટલો તો ઓછો છે, કે ફકત ચાર મીનીટનો જન્મ વખતે જો ફરક પડે, તો ડાઇરેકશનના ફળમાં એક વર્ષનો ફરક પડી જાય, જેથી જન્મ વખતે મુખ્ય ભાગે કુંડળીમાં લગભગ અરધા કલાક જેટલો ફરક રહે છે, જન્મ વખતે ઘડીયાળ બરાબર એકયુરેત હતું કે નહીં તેની ખાત્રી શું ? માટે એ રીત જો કે ઘણીજ ઉત્તમ છે, પણ વહેવારૂ રીતે તે વાપડવાની ઘણીજ મુસીબત છે, અને સ્વભાવીક રીતે એકપણ મીનીટનો ફરક પડવે ત્રણ મહીનાનાં ફળમાં ફરક પડી જાય છે, જેથી એ રીત જોકે ઘણીજ ઉત્તમ હોવા છતાં વાપડવામાં આવતી નથી. આગળ એ બાબદ વધુ સમજાવી છે.

## (૫૬) સેકન્ડરી ડાઇરેકશન.

જેમ પ્રાઇમરી ડાઇરેકશનમાં પૃથ્વીનાં ફરવાથી ફેરફાર થાય છે, તેમ સેકન્ડરી ડાઈરેકશનમાં **ગ્રહોની** પોતીકી ચાલને આભારી છે. પૃથ્વીના ફરવાથી જે ફરક પડે છે તે, તથા ગ્રહો પોતાની ઓરબીતમાં આગળ ચાલે છે તે, એ બન્નેના ફરકથી નવી નવી એસપેકટસો થાય છે, જેને **સેકન્ડરી ડાઇરેકશન** કહે છે. એમાં જન્મ પછીનો એક દીવસ યાને ૨૪ કલાક તે એક વર્ષની બરાબર ગણવામાં આવે છે,

યાને ૨૪ કલાકમાં પંચાંગનાં ગ્રહો જેટલી ચાલ ચાલેલા હોય તે, અને જન્મનાં ગ્રહો જેટલા અંશના હોય તે, બન્નેથી ઉતપન્ન થતી એસપેક્ટસો જાણવી. એ એસપેક્ટસોને એક પછી એક જેમ થતી આવે તેમ ગોઠવવી પડે છે, અને તે પ્રમાણે ફળ જોવામાં આવે છે:— ધારો કે એક બચ્ચું ૨૬મી ડીસેમ્બર ૧૮૬૧નેં દીને જનમ્યું તે દીવસે રવી ઉદય થતી વખતે મકર રાશીનો ૪° અંશ ને ૨૯ કળાનો હતો, અને મંગળ ૨૨°-૩૦' કન્યા રાશીનો હતો, હવે જ્યારે રવી તા. ૧૩મી જાનેવારી ૧૯૬૨ને દીને ૨૨° અંશનો મકર રાશીનો થયો, ત્યારે જન્મનો મંગળ કે જે કન્યા રાશીમાં ૨૨°-૩૦ અંશનો છે, તેની સાથે બરોબર ૧૨૦° અંશની શુભ દૃષ્ટિમાં આવ્યો, યાને ☉ △ ♂ થયું, હવે દરરોજના એક દીવસને હીસાબે તા. ૨૬મી ડીસેમ્બર ૧૮૬૧થી જાનેવારી ૧૩મી ૧૮૬૨ ગણતાં બરાબર દીવસ ૧૯ થાય છે, એટલે ઓગણીસમે વર્ષે. રવી અને મંગળનું ત્રાયન થયું. એ વર્ષ ઘણુંજ સારૂં અને લાભકારી નીવડેલું હોવું જોઇયે, કારણકે તે વર્ષમાં બનેલા બનાવો ઘણા કાળ સુધી યાદ રહી જાય તેવા બનવા જોઇયે. એ પ્રમાણે સેકન્ડરી ડાઈરેકશન દર એક દીવસનાં એક વર્ષ પ્રમાણે જેટલામે દીવસે જે ડાઇરેકશન થાય, તેટલામે વર્ષે તેને લગતું ફળ આપે, જેમ રવી મંગળની એસપેકટ ઓગણીસમાં વર્ષની કાઢી છે, તેમ હરકોઈ વર્ષની બધા ગ્રહોની કાઢવી જેને સેકન્ડરી ડાઇરેકશન કહે છે. હવે જો કે સાધારણ નજરે તો આપણને લાગે છે કે પ્રાઈમરી અને સેકન્ડરી ડાઈરેકશનો એકમેકથી તદન જુદા છે, પણ તેમ નથી. રવી દરરોજ એક ડીગ્રી ચાલે છે, અને પ્રાઇમરી ડાઇરેકશનમાં ચાર મીનીટે એક વર્ષ. એટલે કે એક ડીગ્રીએ એક વર્ષ (કારણકે એક ડીગ્રીની મીનીટ ચાર થાય છે)ને હીસાબે, અને સેકન્ડરી ડાઇરેકશનમાં પણ ૨૪ કલાકે રવી એક ડીગ્રી ચાલે છે એટલે રવીની એક ડીગ્રી એટલે ૨૪ કલાકનું એક વર્ષ પ્રમાણે બેઉ એકમેકથી મળતાંજ છે, યાને મુળમાં તો બેઊ ડાઇરેકશન એકજ પુરવાર થાય છે.

## લ્યુનર મોશન ડાઇરેકશન.

પંચાંગનો ચંદ્ર જ્યારે જ્યારે, જન્મ વખતે રવીથી જેટલો દુર

હોય, તેટલા અંશનો થાય, તે વખતની કુંડળી કાઢવી અને તેની જે એસપેકટસો વીગેરે આવે તે એક વર્ષનું ડાઈરેકશન જાણવું, અને તેનું ફળ કહેવું. તેને લ્યુનર મોશન ડાઈરેકશન કહે છે.

## (૫૭) વર્ષ ફળ.

**સોલર રેવોલ્યુશન** (Solar Revolutions) અથવા **સોલર રીટરન્સ** (Solar Returns) યાને કે **વર્ષ ફળ**, એટલે કે રવી દર એક વર્ષે બરોબર પોતે જે રાશીનો અને જેટલા અંશનો જન્મ વખતે હોય, તેટલાજ અંશ અને રાશીનો જે ઘડીપળે થાય, તે ઘડી પળનો વખત તેને ચાલુ વર્ષ ફળ કહે છે, યાને તે વખતે કાઢેલી કુંડળી તે વર્ષના બારે માસની વીગત જાહેર કરે છે, યાને વર્ષ પ્રવેશના વખતની કુંડળી કાઢવી.

### લ્યુનર ડાઇરેકશન.

ચંદ્ર દર મહીને જ્યારે, જન્મકાળે જે રાશી તથા અંશનો હોય તે અંશ રાશીમાં આવે, તેની કુંડળી કાઢી, તેમાંથી એસપેકટસો વીગેરે જોવાથી, ચાલુ મહીનાની વીગત સર્વે માલમ પડે છે.

એ પ્રમાણે બીજા ઘણી રીતનાં ડાઇરેકશનોની રીત રૂઢી છે, અને ડાઇરેકશનો મારફતે ઘણી બારીક નુકતેચીની થઇ શકે છે, પણ એ સર્વે ડાઇરેકશનો વીગેરે જન્મ કુંડળીની મુખ્ય બાબદના મુળ રૂપમાંથી છુટું છુટું તત્વ થયલું જાણવું, જો કે ઘણાક બારીક સંજોગોથી તેનું કારણ જણાયું નથી, પણ અંતમાં સર્વે ગણત્રી, જન્મકાળે જે જે ગ્રહોની એસપેકટસનાં ફળો દરશાવેલાં હોય છે, તેજ ફળો વધારે જાસ્તી કે કમતી પ્રમાણમાં ડાઇરેકશનો જાહેર કરે છે, યાને એ સર્વેને એકમેક સાથે ઘણોજ ઘાડો સંબંધ છે.

**ત્રાંન્ઝીત, ગ્રહણ, અને વર્ષ પ્રવેશ કુંડળીઓની** બાબદમાં એમ છે કે માનવી પોતાના આચાર વિચારથી તથા ગ્રહોની અસરથી જે પોતામાં ફેરફાર થાય છે, તેની સામે થવાને અથવા તો સારા લાભો હાથ કરવાને જોગવાઇ થાય, એટલા માટે એઓ પોતાની અસરથી, જન્મની અસરોને ઉશ્કેરે છે, જેનાં પરિણામે જન્મના ગ્રહની અસરને લગતી બાબદો, એઓની અસરની ઉશ્કેરણીના દબાણ

હેઠળથી વીખુટા પડી, બનાવો બને છે, કે જે બનાવો એઓની અસરનાં દબાણ હેઠળ કોઇ વખતે ઘણા પ્રબળ, કે કોઇ વખતે ઘણા નિર્બળ હોય છે.

## (૫૮) પ્રીનેટલ ડાઇરેકશન.

**પ્રીનેટલ** યાને જન્મની આગમજનું ડાઇરેકશન, જેમકે આપણે ડાઇરેકશન ૧ દીવસ=૧ વર્ષને હીસાબે જન્મ પછી ગણયે છીયે, તેમ ૧ દીવસ=૧ વર્ષનેજ હીસાબે ગણવું પણ, તારીખમાં આગળ વધવાને બદલે પાછળ હઠતા જવું, યાને જો ૨૫મી તારીખનો જન્મ હોય તો તેજ મહીનાની ગઇ ૨૪મી તારીખ, તે પહેલાં વર્ષનું પ્રીનેટલ ડાઇરેકશન થયલું જાણવું. અને તા. ૧લી તે ૨૫માં વર્ષનું ડાઇરેકશન જાણવું. એ પ્રમાણે જન્મનાજ કટોકટ ટાઇમે પણ તારીખમાં પાછળ હઠીને ગણીને કુંડળી કાઢવી તેને પ્રીનેટલ ડાઇરેકશન કહે છે.

એ પ્રમાણે ઘણીક જાતના ડાઇરેકશનો થાય છે, અને તેની સમજણ અત્રે આપવાને પુરતી જગ્યા નથી, પણ જેમ એક ઘડીયાળમાં કલાકનો કાંટો, મીનીટનો કાંટો અને સેકન્ડનો કાંટો હોય છે, તેમ ડાઇરેકશનમાં પણ વર્ષ, મહીના, અને દીવસથી વખત ચોક્કસ ગણી કાઢી, કાર્ય કઇ ઘડીએ રૂપ પકડશે તે માલમ પડે છે.

## (૫૯) ડાઇરેકશન કાઢવાની રીત.

જન્મ પછી દરેક ભુવન અને દરેક ગ્રહ પોતે ચાલે છે, દુન્યામાં હરેક ચીજને ગતિ છે, અને કંઇપણ ચીજ સ્થંભ નથી, તેમ એક કુંડળી પોતે તેમજ તેનાં ગ્રહો ગતિ અનુસાર ચાલે છે, જે ચાલવાના ફેરફારથી જે જે નવી નવી એસપેકટસો થાય છે તેને **પ્રોગ્રેસ** અને **ડાઇરેકશન** કહેવામાં આવે છે. વળી એ ચાલેલા ગ્રહો અથવા ભુવનો, જન્મનાં ગ્રહો તથા ભુવનોનાં જન્મકાળનાં અંશ કળા વીકળા સાથે એસપેકટસ કરે છે, જેથી અસરો ઉત્તપન્ન થાય છે, તેવી વખતે ચાલેલા પ્રોગ્રેસ ગ્રહ અથવા ડાઇરેકશનનાં ગ્રહ આગળ કેપીટલ 'પી' P અથવા તો નાનો "પી" p અથવા તો Prog. કરીને લખે છે. તેમજ જન્મનાં ગ્રહને ચાલેલા ગ્રહોથી ઓળખવાને માટે રેડીકલ Rad. અથવા તો

કેપીટલ "આર" R અથવા તો નાનો r આર લખે છે જેમકે ⊙ P □ ♂ R યાને પ્રોગ્રેસનો રવી, જન્મના મંગળ સાથે ૯૦° અંશની સ્કવેર એસપેક્ટ કરે છે, યાને જન્મનાં મંગળ સાથે ૯૦ અંશની દૃષ્ટિ કરવાને રવી પ્રોગ્રેસ કરીને યાને રવી પોતાની ગતિથી આગળ વધેલો છે એમ જાણવો. જો હવે ♂ P □ ⊙ R જો મંગળ પ્રોગ્રેસ, સ્કવેર જન્મનો રવી એમ હોય તો, જાણવું કે મંગળ ચાલતો ચાલતો જન્મના રવી સાથે સ્કવેર થવાને આગળ વધે છે, એમ સમજવું. માટે જન્મના યાને રેડીકલ, અને પ્રોગ્રેસ અથવા ડાઇરેકશનના યાને પ્રોગ્રેસીવ ગ્રહ પીછાણવાની એ નીશાણીઓ ધ્યાનમાં રાખવી. પણ ધ્યાનમાં રાખવું કે આગળ આપણે શીખી ગયા છીયે કે **પેરેલલને** વાસ્તે કેપીટલ "પી" P વપડાય છે, તથા **રીટ્રોગ્રેડને** વાસ્તે R વપડાય છે, માટે ડાઇરેકશનની બાબદમાં તેઓની ભેળમભેળ કરવી નહીં. ડાઇરેકશનમાં રવી, ચંદ્ર તથા બીજા બધા ગ્રહો સાથે જન્મ લગ્ન યાને એસેનડંત=પહેલું ભુવન, તથા દશમું ભુવન એ પણ લેવું, અને તેઓ સર્વે એકબીજા સાથ કેવી કેવી એસપેકટસ કરે છે તે સર્વે માંડીને જુદી રાખવી. વધુ ખુલાસા માટે આપણે ડાઇરેકશનને બે ભાગમાં વહેંચી નાખ્યે જેમકે:—

(A) ઉપર લખેલા દાખલા પ્રમાણે. **પ્રોગ્રેસ થયલા ગ્રહ અથવા ભુવનનું, જન્મનાં ગ્રહ અથવા ભુવનો સાથે** એસપેકટ યાને દૃષ્ટિમાં આવવું.

(B) બીજું **પ્રોગ્રેસ થયલા ગ્રહ અથવા ભુવનનું,** પોતાની કુંડળીનાં બીજા પ્રોગ્રેસ થયલાજ ગ્રહ કે ભુવન સાથે એસપેકટમાં આવવું. જેમકે:—⊙ P □ ♂ P યાને રવી પ્રોગ્રેસથી ચાલેલો, પ્રોગ્રેસથી ચાલેલા મંગળ સાથે ૯૦° એ દૃષ્ટિ કરે છે. અથવા Asc. P ☌ ☽ P યાને એસેનડંત યાને જન્મ લગ્ન પ્રોગ્રેસ થયલું, પ્રોગ્રેસ થયલા ચંદ્ર સાથે કંજંગશન કરે છે.

હાલમાં સવળતાને માટે ઘણા મોટા ભાગે અંગ્રેજી જ્યોતીષો ઘણું કરીને સેકનડરી ડાઇરેકશનજ કાઢે છે, તથા ભુવનોનો પ્રોગ્રેસ ગણે છે. જન્મ પછી બીજા દીવસનાં તેજ ટાઇમનાં ગ્રહ તે પહેલાં વર્ષનું ડાઇરેકશન ગણાય છે. એ પ્રમાણે જન્મ પછી વીસમાં દીવસે,

જન્મનાજ વખતે, વીસમાં વર્ષનું ડાઇરેકશન જાણવું. સહેલ રૂઢી તો એજ છે કે અંગ્રેજી એફીમરીમાંથી જન્મ પછીનાં દરરોજનું જન્મ વખતનું લગ્ન કાઢીને તેની એસપેકટસો જુદી જુદી માંડવી, અને તે એસપેકટસો જન્મકાળની એસપેકટસો અને ગ્રહો સાથે, કેવી એસપેકટસમાં આવે છે તે જોવું, એવી રીતે હરરોજનું ડાઇરેકશન કાઢવું. એજ પ્રમાણે જન્મની ઘડીનાંજ ટાઇમનું એક એક દીવસ પાછળ હઠતાં કુંડળીઓ કાઢવી, તેને પ્રીનેટલ યાને જન્મની આગમજનું ડાઇરેકશન કહે છે, જેથી ધારો કે જો ૨૫મી તારીખનો જન્મ હોય તો, ગઈ ૨૪મી યાને એક દીવસ આગમજની કુંડળી કાઢવી, તે પહેલાં વર્ષનું પ્રીનેટલ ડાઇરેકશન થયું, અને વીસમાં વર્ષની કાઢવી હોય તો ૨૫માંથી ૨૦ દીવસ પાછળ હઠતાં તારીખ ૬ઠી આવે, તેથી છઠ્ઠી તારીખની, જન્મની જે ઘડીપળ હોય તે ઘડીપળની કુંડળી કાઢવી, તે વીસમાં વર્ષનું પ્રીનેટલ ડાઇરેકશન થયું એમ જાણવું. એ પ્રમાણે ડાઇરેકશનો ગણવાં. વધુ વીગત આગળ દરશાવીશું. એટલું ધ્યાન રાખવું કે જેટલામાં વર્ષની કુંડળી કાઢવી તે હરેક વખતે જન્મને દીવસે **જે ટાઇમે જન્મ થયો હોય તેજ ઘડીપળ,** જેથી કોઇ વર્ષ માટે ડાઇરેકશન ગણવું હોય તેનાં ગણીતમાં લેવી. ડાઇરેકશન ગણવાની આગમજ અભ્યાસીએ ઉપલી સર્વે બાબદો ઉપર પુરતો વિચાર પુગાડી તથા હરેક ચીજોનું જ્ઞાન મેળવવું જરૂર છે. ચંદ્રની ઝડપ ઘણી છે જેથી તેની ગણીત કરવાની ઘણીજ જરૂર છે. પંચાંગમાંથી ચંદ્રની ગતિ લેવી, જો તેમ ગતિ નહીં મળે તો જન્મના દીવસનો જેટલા અંશે ચંદ્ર હોય તેને તેની આગમજના દીવસનાં જેટલા અંશ કળા હોય તેમાંથી બાદ કરવી, એટલે એક દીવસનું ચંદ્રનું મોશાન યાને ગતિ થઈ, તેને બારે ભાગી નાખવું, કારણકે એક દીવસનું મોશન યાને ગતિ તે વર્ષ દીવસની ગતિ ગણાય, અને વર્ષના મહીના બાર એટલે ગતિને બારે ભાગતાં મહીનાની ગતિ થઇ, હવે એ મહીનાની ગતિને ચારે ભાગતાં, અઠવાડીયાંની ગતિ આવી. એ પ્રમાણે ચંદ્રની ગતિ કાઢવાની ઘણી જરૂર છે, કારણકે ચંદ્ર એક દીવસમાં લગભગ ૧૨ થી ૧૬ અંશ જેટલો પણ ચાલે છે, અને ચંદ્ર ડાઇરેકશાનમાં મુખ્ય ભાગ ભજવે છે, કારણકે તેની ઝડપી ચાલને લીધે તે

દરેક બાબદોને ઉત્તેજન આપી ઉશ્કેરે છે, જેથી ઘણા પરિણામો નીપજે છે. અભ્યાસીએ ગુચવાડો નહીં થાય તેટલા માટે ભુવનોના ક્સપરની રાશીઓ અને તેના અંશો જે જન્મ વખતે હોય તેજ રાખવા, કારણકે પ્રોગ્રેસ હોરોસકોપ બનાવા જતા, ડાઇરેકશનમાં ભુલ-થાપ થઇ જાય છે. એ પ્રમાણે એક કુંડળીનું ડાઇરેકશન કાઢતી વખતે જન્મકાળની જે કંઇ રાશી અંશ હોય તેજ પહેલે લેવા, અને ગ્રહો તો તે દીવસ કે જે દીવસનું ડાઇરેકશન હોય તે દીવસે જેમ હોય તેમ ગણીને લેવા, અને પછી એક સાધારણ જન્મ કુંડળી કાઢયે તેમ સર્વે ગણવું, અને પછી ચંદ્ર દરેક ગ્રહ સાથે કેવી કેવી દૃષ્ટિમાં છે તે જુદું માંડવું, તેમજ રવી, ચંદ્ર તથા બીજા ગ્રહો સાથે કેવી કેવી એસપેકટસ અથવા ૃષ્ટિમાં છે તે જુદાં માડવાં અને ત્યાર પછી ગ્રહો એક બીજા સાથે કેવી એસપેકટ કરે છે, તથા દૃષ્ટિમાં આવે છે, તે ગણવું એ પ્રમાણે રવી અને તેની સાથના ગ્રહોની દૃષ્ટિ, તેમજ ખાસ કરી ચંદ્ર અને તેની સાથે બીજા ગ્રહો તથા રવીની એસપેકટ, તથા ગ્રહો માહોમાહે એક બીજા સાથે જે એસપેકટ કરતા હોય તે જુદી જુદી માંડવી. હવે એ ત્રણે જાતની એસપેકટસો જુદી જુદી માંડવા પછી, ડાઇરેકશનનાં વર્ષની ત્રાંન્ઝીત પણ ગણવી જેમકે ૨૫માં વર્ષનું ડાઇરેકશન કાઢવાનું છે, તો જન્મનાં દીવસથી પુરાં ૨૫ વર્ષ, દર ૩૬૫ દીવસનાં હીસાબે ગણીને જે દીવસ આવે, તે તારીખવાર અને જન્મની જે ઘડી હોય તે ઘડીના ગ્રહો પંચાંગમાંથી ઉપજાવી, તે ગ્રહો ડાઇરેકશનથી કાઢેલી કુંડળીની જુદી જુદી એસપેક-ટસો સાથે સરખાવવી, કે ત્રાંન્ઝીત કયાં કયાં ભુવનોપરથી કેવા કેવા ગ્રહોની પસાર થાય છે, તેમજ તે ત્રાંન્ઝીતની અસર જે જે ભુવનમાં થાય છે, તે તે ભુવનમાં ડાઇરેકશનથી પણ જો કંઇ તેવીજ અસર થતી હોય તો તેનું પરિણામ તે વર્ષમાં જરૂર આવે છે, જેમકે જે ભુવનમાં પાપદૃષ્ઠિ ડાઇરેકશનની થતી હોય, જેથી માહા નુકસાન થવાનું હોય અને તેજ ભુવનપર ત્રાન્ઝીત પણ તેવી માહા ભુંડી થતી હોય, તો ચોક્કસ જાણવું કે, તે વખતમાં તેનું પરિણામ જરૂરજ માહા બુરૂં આવશે, પણ જો ત્રાન્ઝીત સારી હોશે અથવા તો ત્રાન્ઝીત માહા બુરી અને ડાઇરેકશન સારૂં હશે, તો એક બીજાંની અસરને તોડી

નાખી પરિણામ ખાલશાં કરશે. દાખલા તરીકે ધારો કે:—ચંદ્ર અને શની એક બીજાથી ૯૦° અંશની □ પાપદૃષ્ટિમાં આવ્યા, કે જેનું પરિણામ ઘણુંજ બુરૂં છે, હવે તે વખતે ગુરૂ, ચંદ્રથી ૬૦° અંશની શુભ દૃષ્ટિમાં છે, તથા શનીની સાથે પણ ૧૫૦ અંશની શુભ દૃષ્ટિ ત્રાન્ઝીતથી કરે છે, જેથી ચંદ્ર શનીના બુરાં ડાઇરેક્શનને, ગુરૂની શુભ દૃષ્ટિથી તોડી નાખે છે, એટલે તે વખતનું ડાઇરેક્શન ફળ આપ્યા વગર પસાર થઈ જાય છે, કારણકે ગુરૂ શુભ ગ્રહ છે, અને તેથી દરેક દુ:ખનો નાશ કરી સુખની અસર આપનારો છે. પણ જો શની અથવા હરશચલ, ચંદ્ર અથવા શની સાથે કંજંગશનમાં હતે તો એવડાં જોરથી એ માહા બુરૂં પરિણામ આપનારૂં ☽ □ ♄ ડાઇરેકશન આફત લાવતે.

ઉશ્કેરણી કરનારા ગ્રહો તથા પરિણામ નીપજાવનારા ગ્રહોમાં શની, ગુરૂ, હરશચલ, અને મંગળ છે. મંગળ જ્યારે રીટ્રોગ્રેડ યાને વકરી હોય છે, ત્યારે વધારે અસર કરે છે. વળી રવી પણ જ્યારે ડાઇરેકશનવાળાં ભુવનો ઊપરથી પસાર થાય છે, ત્યારે અસર કરે છે, વળી નેપચ્યુન પણ ઉશ્કેરણી કરનારો ગ્રહ લેખાય છે. જ્યારે શની, ગુરૂ, હરશચલ, રવી, મંગળ તથા નેપચ્યુન જ્યારે રીટ્રોગ્રેડ થાય છે, ત્યારે વધારે અસર કરે છે. વળી ખાસ એ ગ્રહોની **પેરેલલ** દૃષ્ટિ ઉપર ઘણુંજ ધ્યાન આપવું જરૂરનું છે. ડાઇરેકશનનું ફળ જોવામાં ઊપળી બાબદો ધ્યાનમાં રાખવાની જરૂર છે, તેમજ એસપેકટસો યાને દૃષ્ટિઓનું તોલ કરવાની જરૂર છે જેમકે:—૧૪૪°, ૧૫૦°, ૭૨°, વીગેરે અંશની દૃષ્ટિઓનું જોર ઘણા નબળા પ્રકારનું છે, એટલે તેની ઝાઝી અસર થતી નથી. અભ્યાસ અને અનુભવથી ખાત્રી કરી છે કે, રવી જો ૪૫° અથવા ૧૩૫° અંશની પાપદૃષ્ટિ ડાઇરેકશનમાં કરતો હોય તો, તેની અસર **ઘણીજ પ્રબળ હોય છે,** બળકે ૯૦° અંશની સ્કવેર પાપદૃષ્ટિ અથવા તો ૧૮૦° અંશની ઓપોઝીશનની પાપદૃષ્ટિ કરતાં પણ ઘણીજ વધારે છે, એમ ચાલુ અભ્યાસથી અને ઓબઝરવેશનથી માલમ પડયું છે. અને રવી જ્યારેબી નેપચ્યુન, હરશચલ, શની, ગુરૂ કે મંગળ સાથે ૪૫° અંશ અથવા ૧૩૫° અંશની પાપદૃષ્ટિમાં આવે ત્યારે જરૂરજ કંઇને કંઈ મોટો બનાવ બને છે. એ બાબદનું અવલોકણ કરવાને ઘણા લાંબા વખતની ચાલુ પ્રેકટીસની જરૂર છે.

# (૧૦) ડાઈરેકશનની અસરો અને ફળ.

ડાઇરેકશનમાં ઉપર જણાવ્યા પ્રમાણે દરેક એસપેકટસો અને દૃષ્ટિઓ જુદી જુદી માંડયા પછી જોવું કે તે એસપેકટસોનાં સીગ્નીફીકેટરો કયા કયા ભુવનોમાં અસર કરે છે, તેમજ ખાસ કરીને બીજું, ત્રીજું અને છઠ્ઠું ભુવન તપાસવું, દાખલા તરીકે:—ધારો કે બીજાં અને છઠ્ઠાં ભુવને ચંદ્ર શનીનું સ્કવેર થયું. ☽ □ ♄, અને તેને દશમાં ભુવનેથી ત્રાન્ઝીતનાં ગ્રહે દૃષ્ટિ નાંખી. હવે બીજું ભુવન પૈસા માટે છે, અને દશમું ભુવન વેપાર તથા પૈસાનું છે, એટલે આ ડાઈરેકશન પૈસા સંબંધી હાલતને અસર કરશે. વળી ડાઈરેકશન જાતે ખરાબ હોવા ઉપરાંત એકસાઇટમેન્ટ પણ દશમાં ભુવનેથી પાપગ્રહનું હોય તો, જરૂર વધારે ખરાબજ જાણવું. હવે એજ ડાઇરેકશનની એસપેકટને જો આંઠમાં ભુવનેથી મંગળ, શની કે હરશચલે એકસાઈટમેન્ટ કર્યું હતે, યાને ત્રાન્ઝીતની અસર **આંઠમાં ભુવનેથી** થતે, તો પૈસાને બદલે આંઠમું ભુવન મોતનું હોવાથી, મોટી સીકનેસ અથવા જીવની ખુવારી થતે. હમેશાં જોવું કે કયાં ભુવનનો માલેક માર ખાતો છે, યાને બીજા ગ્રહની પાપદૃષ્ટિથી દબાયલો છે, ચંદ્ર અને શની એક બીજાથી ૯૦ અંશે છે અને શની બીજે ભુવને છે એટલે નાદારીમાં જવું પડે, દીવાળું કાઢે, અથવા પૈસો ટકો જતો રહે, હવે જો શની છઠ્ઠાં ભુવને હતે તો જરૂર તબીયતનો બગાડો કરતે. બીજું યાદ રાખવું કે ૧, ૪, ૭, ૧૦ એ ભુવનોમાં જેબી કાંઇ ડાઇરેકશનની એસપેકટસ થતી હોય, અથવા તો ત્રાન્ઝીતના ગ્રહોની એસપેકટસ થતી હોય, તો તે જરૂરજ ધ્યાનથી તપાસવી, તેમજ મેષ, કર્ક, તુલા, મકર એ રાશીઓમાં જે એસપેકટસો થતી હોય તે પણ તપાસવી, કારણકે તેની અસર ઘણી બળવાન હોય છે, અને લાંબો વખત સુધી અસર કરે છે, કારણકે ઇજત આબરૂ, માન મર્તબો, તેમજ અચબુચ બનનારી બાબદો, અથવા તો વખતે અચબુચ મોત વીગેરે સર્વે બાબદની ઉપર ભારે અસર કરનારી છે તે સીવાયનાં બીજાં ભુવનોમાં જો કે અસર કાંઇ કમતી થતી નથી પણ તે ધીમે ધીમે સંપુર્ણ થાય છે, ને પરિણામ ઉતાવળે આવતું નથી. એ સર્વે બાબદો ખુબ ધ્યાનમાં રાખવી.

# એસપેકટસો ગણવાનો સહેલ કોઠો.

| રાશી. | 3૦° સેમી-સેક્ષતાઇલ | ૪૫° સેમી-સ્કવેર. | ૬૦° સેક્ષતાઇલ. | ૯૦° સ્કવેર. | ૧૨૦° ત્રાયન. | ૧૩૫° સેક્ષ્વી ક્વોડરેટ. | ૧૫૦° ક્વીનકયુન. | ૧૮૦° ઓપોઝીશન. |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | મીન — વરખ | વરખ –કુંભ —મિથુન –મીન | મિથુન — કુંભ | કર્ક — મકર | સીંહ — ધન | સીંહ –વૃશ્ચિક —કન્યા –ધન | કન્યા — વૃશ્ચિક | તુલા |
| વરખ | મેષ — મિથુન | મિથુન–મીન —કર્ક –મેષ | કર્ક — મીન | સીંહ — કુંભ | કન્યા — મકર | કન્યા –ધન —તુલા –મકર | તુલા — ધન | વૃશ્ચિક |
| મિથુન | વરખ — કર્ક | કર્ક –મેષ —સીંહ –વરખ | સીંહ — મેષ | કન્યા — મીન | તુલા — કુંભ | તુલા –મકર —વૃશ્ચિક–કુંભ | વૃશ્ચિક — મકર | ધન |
| કર્ક | મિથુન — સીંહ | સીંહ –વરખ —કન્યા –મિથુન | કન્યા — વરખ | તુલા — મેષ | વૃશ્ચિક — મીન | વૃશ્ચિક–કુંભ —ધન –મીન | ધન — કુંભ | મકર |
| સીંહ | કર્ક — કન્યા | કન્યા –મિથુન —તુલા –કર્ક | તુલા — મિથુન | વૃશ્ચિક — વરખ | ધન — મેષ | ધન –મીન —મકર મેષ | મકર મીન | કુંભ |
| કન્યા | સીંહ — તુલા | તુલા –કર્ક —વૃશ્ચિક–સીંહ | વૃશ્ચિક — કર્ક | ધન — મિથુન | મકર — વરખ | મકર –મેષ —કુંભ –વરખ | કુંભ — મેષ | મીન |
| તુલા | કન્યા — વૃશ્ચિક | વૃશ્ચિક–સીંહ —ધન –કન્યા | ધન સીંહ | મકર — કર્ક | કુંભ — મિથુન | કુંભ –વરખ —મીન –મિથુન | મીન — વરખ | મેષ |
| વૃશ્ચિક | તુલા — ધન | ધન –કન્યા —મકર –તુલા | મકર — કન્યા | કુંભ — સીંહ | મીન — કર્ક | મીન –મિથુન—મેષ –કર્ક | મેષ — મિથુન | વરખ |
| ધન | વૃશ્ચિક — મકર | મકર –તુલા —કુંભ –વૃશ્ચિક | કુંભ — તુલા | મીન — કન્યા | મેષ — સીંહ | મેષ –કર્ક —વરખ –સીંહ | વરખ — કર્ક | મિથુન |
| મકર | ધન — કુંભ | કુંભ –વૃશ્ચિક—મીન –ધન | મીન — વૃશ્ચિક | મેષ — તુલા | વરખ — કન્યા | વરખ –સીંહ —મિથુન–કન્યા | મિથુન – સીંહ | કર્ક |
| કુંભ | મકર — મીન | મીન –ધન —મેષ –મકર | મેષ — ધન | વરખ — વૃશ્ચિક | મિથુન — તુલા | મિથુન–કન્યા—કર્ક –તુલા | કર્ક — કન્યા | સીંહ |
| મીન | કુંભ — મેષ | મેષ –મકર —વરખ–કુંભ | વરખ — મકર | મિથુન — ધન | કર્ક — વૃશ્ચિક | કર્ક –તુલા —સીંહ –વૃશ્ચિક | સીંહ — તુલા | કન્યા |

| અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧૬ | | ૧ | ૧ | ૧ | ૧૬ | | ૧ | ૧ |
| ૨ | ૨ | ૧૭ | | ૨ | ૨ | ૨ | ૧૭ | | ૨ | ૨ |
| ૩ | ૩ | ૧૮ | | ૩ | ૩ | ૩ | ૧૮ | | ૩ | ૩ |
| ૪ | ૪ | ૧૯ | | ૪ | ૪ | ૪ | ૧૯ | | ૪ | ૪ |
| ૫ | ૫ | ૨૦ | | ૫ | ૫ | ૫ | ૨૦ | | ૫ | ૫ |
| ૬ | ૬ | ૨૧ | | ૬ | ૬ | ૬ | ૨૧ | | ૬ | ૬ |
| ૭ | ૭ | ૨૨ | | ૭ | ૭ | ૭ | ૨૨ | | ૭ | ૭ |
| ૮ | ૮ | ૨૩ | | ૮ | ૮ | ૮ | ૨૩ | | ૮ | ૮ |
| ૯ | ૯ | ૨૪ | | ૯ | ૯ | ૯ | ૨૪ | | ૯ | ૯ |
| ૧૦ | ૧૦ | ૨૫ | | ૧૦ | ૧૦ | ૧૦ | ૨૫ | | ૧૦ | ૧૦ |
| ૧૧ | ૧૧ | ૨૬ | | ૧૧ | ૧૧ | ૧૧ | ૨૬ | | ૧૧ | ૧૧ |
| ૧૨ | ૧૨ | ૨૭ | | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૭ | | ૧૨ | ૧૨ |
| ૧૩ | ૧૩ | ૨૮ | | ૧૩ | ૧૩ | ૧૩ | ૨૮ | | ૧૩ | ૧૩ |
| ૧૪ | ૧૪ | ૨૯ | | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૯ | | ૧૪ | ૧૪ |
| ૧૫ | ૧૫ | ૩૦ | | ૧૫ | ૧૫ | ૧૫ | ૩૦ | | ૧૫ | ૧૫ |
| ૧૬ | ૧૬ | | ૧ | ૧૬ | ૧૬ | ૧૬ | | ૧ | ૧૬ | ૧૬ |
| ૧૭ | ૧૭ | | ૨ | ૧૭ | ૧૭ | ૧૭ | | ૨ | ૧૭ | ૧૭ |
| ૧૮ | ૧૮ | | ૩ | ૧૮ | ૧૮ | ૧૮ | | ૩ | ૧૮ | ૧૮ |
| ૧૯ | ૧૯ | | ૪ | ૧૯ | ૧૯ | ૧૯ | | ૪ | ૧૯ | ૧૯ |
| ૨૦ | ૨૦ | | ૫ | ૨૦ | ૨૦ | ૨૦ | | ૫ | ૨૦ | ૨૦ |
| ૨૧ | ૨૧ | | ૬ | ૨૧ | ૨૧ | ૨૧ | | ૬ | ૨૧ | ૨૧ |
| ૨૨ | ૨૨ | | ૭ | ૨૨ | ૨૨ | ૨૨ | | ૭ | ૨૨ | ૨૨ |
| ૨૩ | ૨૩ | | ૮ | ૨૩ | ૨૩ | ૨૩ | | ૮ | ૨૩ | ૨૩ |
| ૨૪ | ૨૪ | | ૯ | ૨૪ | ૨૪ | ૨૪ | | ૯ | ૨૪ | ૨૪ |
| ૨૫ | ૨૫ | | ૧૦ | ૨૫ | ૨૫ | ૨૫ | | ૧૦ | ૨૫ | ૨૫ |
| ૨૬ | ૨૬ | | ૧૧ | ૨૬ | ૨૬ | ૨૬ | | ૧૧ | ૨૬ | ૨૬ |
| ૨૭ | ૨૭ | | ૧૨ | ૨૭ | ૨૭ | ૨૭ | | ૧૨ | ૨૭ | ૨૭ |
| ૨૮ | ૨૮ | | ૧૩ | ૨૮ | ૨૮ | ૨૮ | | ૧૩ | ૨૮ | ૨૮ |
| ૨૯ | ૨૯ | | ૧૪ | ૨૯ | ૨૯ | ૨૯ | | ૧૪ | ૨૯ | ૨૯ |
| ૩૦ | ૩૦ | | ૧૫ | ૩૦ | ૩૦ | ૩૦ | | ૧૫ | ૩૦ | ૩૦ |

**કોઠો જોવાની સમજણ:**—સીંહ રાશી ૨૦° અંશે હોય તો તે, કર્ક ૨૦° તથા કન્યા ૨૦° સાથે સેમી-સેક્ષતાઇલ થાય. મિથુન ૨૦° તથા તુલા ૨૦° સાથે સેક્ષતાઇલ થાય. અને એજ પ્રમાણે કર્ક ૫° તથા તુલા ૫° સેમી-સ્કવેર અને મકર ૫° અથવા મેષ ૫° સાથે સેક્ષ્વી કવોડરેટ થાય, એ પ્રમાણે કોઠામાં જોઇ લેવું.

# દશમાં ભુવનને લગતા સવાળો.

**૯૪. ધંધામાં ફાયદા થશે કે?** જો ચંદ્ર, પહેલાં અને દશમાંનો માલેક, એ સર્વે એક બીજાની શુભ દૃષ્ટિમાં હોય, અને રવી ચંદ્ર શુભ ગ્રહો સાથે હોય, ગુરૂ, રવી, ચંદ્ર, શુક્ર દશમાં ભુવને હોય અને પાપ-દૃષ્ટિથી નીરાળા હોય, અને પહેલાં કે બીજાંના માલેક સાથે શુભ એસપેકટમાં હોય, તો જરૂર ફત્તેહ મળશે એમ જાણવું. પણ જો ઘણા ગ્રહો કેડન્ટ હોય, શુભ ગ્રહો પણ કેડન્ટ હોય, અને પાપગ્રહો કેન્દ્ર સ્થાને હોય, અને જો ખાસ કરીને પાપગ્રહ બીજે કે દશમાં ભુવને હોય તો બીલકુલ લાભ થાય નહીં.

**નોંધ:**—આ બાબદમાં કોઇપણ ભુવનપર ઘણો આધાર રાખવો નહીં, ફકત દશમું ભુવન ને તેનો માલેક જો બળવાન હોય તો ફત્તેહ મળશે, અથવા ગુરૂ, રવી, અને ચંદ્ર જો એક બીજા સાથે શુભ દૃષ્ટિમાં હશે તો કોઇબી રીતે ફત્તેહ મળશે. ગુરૂ, રવી કે ચંદ્ર કેન્દ્ર સ્થાને હશે તોપણ ફત્તેહ મળશે. પાપગ્રહ જો બળવાન થઇ શુભ સ્થાને બેઠેલો હોય તો નાસીપાસી મળશે.

**૯૫. મારે કેવો ધંધો કરવો લાભકારી છે?** જો દશમાંનો માલેક અથવા કોઇ ગ્રહ દશમાં ભુવને મેષ રાશીમાં હોય તો, ઢોરોનો વેપાર, ઘોડાવાળો, જાનવરનો ડાકટર, સુથાર, ગાડી બનાવનાર, એવા ધંધાઓથી લાભ થાય. જો **વરખમાં** હોય તો ખેડુતનો ધંધો, બાગબાની, અનાજ વેચનાર, એમાં લાભ થાય. જો **મિથુનમાં** હોય તો લખનારો, મહેતો, પેન્ટર, સરવેયર, સ્કુલ માસ્તર, વીગેરે ધંધામાં ફાયદો થાય. જો **કર્કમાં** હોય તો ખલાસી, દારૂના પીઠાંવાળો, દારૂનો ધંધો વીગેરે પ્રવાહીના ધંધામાં ફાયદો થાય. જો **સિંહ** રાશીમાં હોય તો, જોશી, સોની, ઘડીયાળી, શીકારી, વીગેરે. જો **કન્યા** રાશીમાં હોય તો, સેક્રેટરી, સ્ટેશનર, છાપખાનાવાળો વીગેરે અથવા તો એકાઉન્ટંટ થાય. જો **તુલા** રાશીમાં હોય તો ગાણુનો, નાટકી, સુતરાઉ કાપડનો વેપાર, દરજી, રેશમી કાપડનો વેપાર, વીગેરે ફેનસી સામનનો વેપાર હોય. જો **વૃશ્ચિકમાં** હોય તો, સરજ્યન, કમ્પાઉન્ડર, ગાંધી, ફાઉન્ડરીવાળો, દારૂની ભઠીવાળો, બબરચી વીગેરે. જો **ધન** રાશીમાં હોય તો ઢોરનો

વેપારી, ધર્મગુરૂ, સ્પોર્ટસમેન, ઘોડાનો ડાક્ટર, વીગેરે. જો **મકર** રાશીમાં હોય તો ગાંધી, ચેંડલર, ખેડુત, ઊનનો વેપાર, સીસું, અનાજ વીગેરેનો વેપાર સારો થાય. જો **કુંભ** રાશીમાં હોય તો, સુથાર, પેન્ટર, સકલ્પચર, અથવા વેપાર. જો **મીન** રાશીમાં હોય તો, દારૂની ભઠ્ઠીનો, માછલીનો, મશકેરાનો, ગાયણનો, પોંચખાનાનો, અથવા દારૂ તાડીના પીઠાંનો ધંધો જાણવો. એ પ્રમાણે વીચાર પુગાડીને કહેવું.

**૯૬. નોકરી મળશે કે, પગાર વધશે કે વીગેરે ?** જો પહેલાંનો માલેક દશમાં ભુવને હોય, ૬૦° કે ૧૨૦° અંશની શુભ દ્રષ્ટિમાં એક બીજા સાથે હોય. રવી જો પહેલાંના માલેક સાથે ૬૦° કે ૧૨૦° અંશની શુભ દ્રષ્ટિ કરતો હોય, ચંદ્ર કે રવી દશમાંનો માલેક હોય, ચંદ્ર જો દશમાંના માલેકથી છુટો પડી પહેલાંના માલેકને જઈ મળતો હોય, પહેલાંનો માલેક દશમાંના માલેકને ડીસ્પોઝ કરતો હોય, પહેલાંનો માલેક કેન્દ્ર સ્થાને બળવાન હોય, અને રવી, ચંદ્ર, કે ગુરૂ સાથે શુભ દ્રષ્ટિ કરતો હોય, પહેલાંનો માલેક દશમાં ભુવનમાં કોઇ શુભ ગ્રહને, પહેલે શુભ દ્રષ્ટિ કરતો હોય તો જાણવું કે નોકરી મળશે, અથવા પગાર વધશે. પણ જો દશમાંનો માલેક રવી, ચંદ્ર, પહેલાં કે બીજાના માલેકને પાપદ્રષ્ટિ કરતો હોય, અથવા પહેલાંનો માલેક બળહીન અને પાપદ્રષ્ટિમાં હોય, અથવા દશમાંનો માલેક સાતમાંના માલેક સાથ શુભ દ્રષ્ટિ કરતો હોય તો જાણવું કે નાસીપાસી મળશે, નોકરી મળશે નહીં. જો શની કેન્દ્ર સ્થાને હોય અને ચંદ્ર કે પહેલાંના માલેકને પાપદ્રષ્ટિ કરતો હોય તો નોકરી નહીં મળે, અને પગાર પણ વધે નહીં.

**૯૭. નોકરી ટકી રહેશે કે છોડવી પડશે ?** જો પહેલાં અને દશમાંના માલેકો શુભ દ્રષ્ટિમાં હોય, વરખ, સીંહ, વૃશ્ચિક, કે કુંભ અથવા મિથુંન, કન્યા, ધન કે મીન એ રાશીઓ કેન્દ્ર સ્થાને હોય, અથવા ગુરૂ, શુક્ર કે રવી, પહેલાંના માલેક સાથે શુભ દ્રષ્ટિ કરતા હોય, અને પાપગ્રહની દ્રષ્ટિમાં નહીં હોય, અથવા પહેલાં અને દશમાંના માલેકો રીસેપશનમાં હોય, તો નોકરી ઘણો લાંબો વખત કરશે, એમ જાણવું. જો દશમાંનો માલેક અથવા ચંદ્ર કોઇ કેન્દ્ર સ્થાનમાં બીજા ગ્રહથી ડીસ્પોઝ થયો હોય, (સીવાય ચોથાં ભુવન) અને તે ગ્રહ ધીમી ચાલનો કે વકરી હોય, અથવા થાય તે વખતે નોકરી જશે, અથવા

તો તેવો ગ્રહ જ્યારે એક રાશી છોડી બીજી રાશીમાં અથવા એક ભુવનથી બીજાં ભુવને જાય, અથવા તો દશમાંનો માલેક જ્યારે પોતાની રાશી બદલે તે વખતે નોકરી છોડશે એમ જાણવું.

૯૮. **નોકરી છોડવાથી લાભ થશે કે?** જો દશમાંનો માલેક અને પહેલાંનો માલેક એક બીજાના રીસેપશનમાં હોય, બળવાન હોય, શુભ દૃષ્ટિમાં હોય, કેન્દ્ર સ્થાનમાં હોય, પાપગ્રહોથી નીરાળા હોય, તો નોકરી કદી છોડવી નહીં. પણ જો દશમાંનો માલેક નીર્બળ હોય, કેડન્ટ હોય અને પહેલે રવી ને કંજંગશન ૬૦° કે ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ માટે એપલાઈ થતો હોય અથવા તો રવી જો કોઇ શુભ ગ્રહને કંજંગશન કરતો હોય તો નોકરી છોડવાથી લાભ થાય, ને બીજી સારી નોકરી ને સારો શેઠ મળે.

૯૯. **નોકરી છોડવાનું કારણ શું?** જો પ્રશ્નકાળે પહેલાંનો માલેક જલીત હોય અથવા પાપગ્રહની વચ્ચે ઘેરાયલો હોય તો જાણવું કે તમોએ તમારા શેઠને નારાજ કર્યા છે. જો પહેલાંનો માલેક કોઇ ગ્રહની પાપદૃષ્ટિમાં આવ્યો હોય, અને તે ગ્રહ દશમાં સ્થાને હોય, અથવા તે ગ્રહ રવી સાથે અથવા દશમાંના માલેક સાથે શુભ સંબંધમાં હોય, તો જાણવું કે તે ગ્રહની રાશી તથા ભુવનને લગતી બાબદ અથવા માણસથી તમુને તમારી નોકરી છોડવાની ફરજ પડશે, જેમકે જો તે ગ્રહ બીજાંનો માલેક હોય તો પૈસા અથવા નાણા સંબંધી બાબદ માટે, ત્રીજાંનો માલેક હોય તો કાગળપત્ર અથવા કંઇ અફવા અથવા તો ભાઇબંધ કામદારની અદેખાઇના સબબે નોકરી છોડવી પડશે. એજ પ્રમાણે બીજાં ભુવનોની ખાસીયત, ગુણદોષ વીગેરે પ્રમાણે અનુમાન કરવું.

૧૦૦. **કંત્રાકટ કરવું કે નહીં કરવું?** જો દશમાંનો માલેક બીજાંના માલેક સાથે શુભ દૃષ્ટિ કરતો હોય, રવી બીજાંના માલેક સાથે શુભ સંબંધમાં હોય, પહેલાંનો માલેક અગ્યારમાં ભુવને હોય, ગુરૂ, શુક્ર, રવી કે ચંદ્ર દશમાં ભુવને બળવાન અને પાપદૃષ્ટિથી નીરાળા હોય, તો તે કામ કંત્રાકટથી માથે લેવામાં ફાયદો જાણવો. પણ જો દશમાંનો માલેક અને બીજાંનો માલેક પાપદૃષ્ટિમાં હોય, કેડન્ટ હોય,

અથવા એ ભુવનોમાં પાપગ્રહો હોય, તો નહીં આબરૂ કે નહીં પૈસા, બન્નેમાંનું એકબી મળે નહીં અને મોટી નુકસાની થાય.

## અગ્યારમાં ભુવનને લગતા સવાળો.

**૧૦૧. મારી ધારેલી ચીજ મને મળી શકશે કે?** જો પહેલાં અને અગ્યારમાં ભુવનોના માલેક એક બીજાના ભુવનોમાં બેઠા હોય, રીસેપશન હોય, અથવા રવી ચંદ્રની લાઇટ મેળવતા હોય, શુભ દૃષ્ટિમાં હોય, અગ્યારમાંનો માલેક લગ્ને બેઠો હોય, ચંદ્ર શુભ દૃષ્ટિનો હોય, તો ઇચ્છા પુરી પડશે. પણ જો પહેલાંનો માલેક ને અગ્યારમાંનો માલેક એક બીજાને ૯૦° અંશની એસપેકટ કરતા હોય, પણ રીસેપશનમાં હોય તો મળશે પણ ઘણી મહેનત પડશે. અગ્યારમાં કે પહેલાં ભુવનમાં પાપગ્રહો હોય, ચંદ્ર પાપદૃષ્ટિમાં હોય અથવા કેડન્ટ હોય તો નહીં થાય.

**૧૦૨. મારા મીત્રો સાચ્ચા ને વફાદાર છે કે?** જો અગ્યારમાં ભુવને શુભ ગ્રહો હોય, અગ્યારમાંનો માલેક પહેલાંના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય, લગ્ને બેઠેલા શુભ ગ્રહો અગ્યારમાંના માલેક સાથે શુભ દૃષ્ટિમાં હોય તો મીત્રો સાચ્ચા ને વફાદાર જાણવા. પણ જો ♅, ♄ or ♂ અગ્યારમાં ભુવને હોય, અથવા તો અગ્યારમાંના માલેક હોય, અને લગન સાથે પાપદૃષ્ટિમાં હોય તો જુઠ્ઠા ને દગાબાજ જાણવા. બુધ જો અગ્યારમાં ભુવને પાપદૃષ્ટિમાં હોય તો, મીત્રોનો બીલકુલ ભરૂસો કરવો નહીં.

**૧૦૩. સાચ્ચો મીત્ર કોણ નીવડશે?** અગ્યારમાં ભુવને જે શુભ ગ્રહ હોય તે ગ્રહની ખાસીયત ગુણદોષવાળો માણસ સાચ્ચો મીત્ર થશે, જો અગ્યારમાં ભુવને કોઇ ગ્રહજ નહીં હોય તો તે ભુવનની રાશી અને તે રાશીના માલેક પ્રમાણે જોવું, અથવા અગયારમાંનો માલેક પહેલાંના માલેકને શુભ દૃષ્ટિમાં હોય તો તે ગ્રહ અને તેની રાશી પ્રમાણેના ગુણદોષવાળો સમજવો. જો પાપગ્રહ અગયારમાં ભુવને હોય, અને અગયારમાં ભુવનનો માલેક પણ કોઇ પાપગ્રહ હોય તો, કદી સાચ્ચો મીત્ર મળે નહીં, અને મીત્રોપર કદી પણ ભરૂસો રાખવો નહીં.

# બારમાં ભુવનને લગતા સવાળો.

૧૦૪. **કેદખાને પડવા વીષે?** જો ચંદ્ર ઝડપી ચાલનો હોય, ચર રાશીનો હોય, લગ્નનો માલેક અથવા ચંદ્ર ચોથાંના માલેકથી છુટા પડતા હોય, અથવા કોઇ શુભ ગ્રહને એપલાઇ થતા હોય, તો કેદ પડેલો માનવી જલદીથી છુટકો પામે. બારમાં ભુવનના કશપર મેષ, કર્ક, તુલા કે મકર રાશી હોય તો, અને તેના માલેકો પણ ચર રાશીમાં હોય તો જલદી છુટકો થાય. પણ જો સ્થુલ રાશીઓ બારમાંના કશપર હોય અને તેના માલેકો પણ સ્થુલ રાશીઓમાં હોય ચંદ્ર પણ કેડન્ટ અને સ્થુલ રાશીમાં હોય, પહેલાંનો માલેક ૪, ૬, ૮ કે ૧૨માં ભુવનમાં હોય, લગ્નનો માલેક પાપગ્રહોથી ઘેરાયલો હોય, વકરી હોય, અથવા સ્થુલ રાશીમાં હોય તો લાંબો વખત કેદખાનું ભોગવે.

૧૦૫. **ખાનગી દુશમનો છે કે?** જો બારમાંનો માલેક પાપગ્રહ હોય અથવા બારમે પાપગ્રહ બેઠો હોય, અને જો તે ગ્રહ અથવા બારમાંનો માલેક પહેલાં અને બીજાં ભુવનના માલેકોને પાપદૃષ્ટિ કરતા હોય તો જાણવું કે છુપા દુશમનો છે અને તેઓ નુકસાન કરશે. બારમાંનો માલેક શુભ ગ્રહ હોય અથવા શુભ ગ્રહ બારમે હોય તો બીલકુલ છુપા દુશમનોની ધાસ્તી રાખવી નહીં.

૧૦૬. **છુપા દુશમનો કેવા છે?** બારમાં ભુવને જે પાપગ્રહ બેઠો હોય તેની રાશી જોવી, અથવા તો બારમાંનો માલેક જે રાશીમાં બેઠો હોય તે રાશી તપાસવી, અને તેના ગુણદોષ પ્રમાણે છુપા દુશમનની હકીકત જાણવી, અને તેનું જોર તથા હાલત બારમાંનો માલેક અથવા બારમે પડેલા પાપગ્રહ જે ભુવનમાં પડેલો હોય અથવા જે ભુવનનો માલેક હોય તે ભુવનના બળ પ્રમાણે જાણવું. જેમકે જો ઊંચનો અથવા પોતાના ઘરનો હોય તો બળવાન સમજવો, અને જો લગ્નના ગ્રહ કરતાં વધુ બળવાન અથવા શુભ ભુવને પડેલો હોય તો જરૂર નુકસાન પુગાડશે એમ જાણવું, પણ જો ૬૦° કે ૧૨૦° અંશના દૃષ્ટ કરતો હોય તો તે ઇજા કરી શકવા છતાં, ઇજા કરશે નહીં, એમ સમજવું.

**નોંધ:—**એ પ્રમાણે ઉપર દર્શાવેલાં બાર ભુવનોને લગતા મુખ્ય ૧૦૬ સવાળો કેમ જોવા, કેવી રીતે જોવા અને કેમ ફળ જાણવું તે સ્પષ્ટ રીતે સમજાવવાની કોશેષ કરી છે, જે ઉપરથી, અભ્યાસીને કોઇપણ તરફથી પ્રશ્ન થતાં, તે પ્રશ્નના વખતની કુંડળી તુરત કાઢી, તેને લગતા સવાળનો નીર્ણય થઇ શકશે. અત્રે એટલીજ ભલામણ થઇ શકશે કે, **સાધારણ બાબદ સારૂ વારે ઘડીયે કુંડળી કાઢવી નહીં.** દરેક સવાળ કરનારને માટે એકજ કુંડળી કાઢવી અને તે કુંડળી મારફતે બારે ભુવનને લગતા સર્વે સવાળોનો જવાબ આપી દેવો. જો કોઇ પ્રશ્ન કરનાર પોતાની જન્મોત્રી સાથે લાવેલો હોય, અને પોતાનું અને પોતાના કામને લગતું કોઇપણ ભુવનની બાબદનો ખુલાસો પુછે, તો તેપણ એજ રીતે વીચાર પુગાડીને ઉપળા સવાળોની રૂઢી તેને પણ લાગુ પાડવી. એ પ્રમાણે "હોરારી એસ્ટ્રોલોજી"ની સર્વે બાબદો ખુબ ધ્યાનથી તપાસવી.

## હોરારી સવાળનાં દાખલાઓ.

**૧. એક મીત્રની માંદગી અને તેનું મોત?** પ્રશ્ન કુંડળી નીચે પ્રમાણે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ભુવનો** = | ૧૦ | ૧૧ | ૧૨ | લગ્ન | ૨ | ૩ |
| **ભુવનના અંશ** = | કર્ક ૧૦° | સીંહ ૧૭° | કન્યા ૧૬° | તુલા ૯° | વૃશ્ચિક ૪° | ધન ૫° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહો** = | રવી | ચંદ્ર | બુધ |
| **ગ્રહની રાશી અંશ** = | મકર ૨૦° | કર્ક ૧૪°-૪૪′ | મકર ૧૩-૧૨ R |

| | | | |
|---|---|---|---|
| શુક્ર | ગુરૂ | મંગળ | શની |
| ધન ૨૭°-૧૮′ R | મકર ૨૩°-૫૨′ | મકર ૪°-૫૮′ | મીન ૧૪°-૧૦′ |

| | | |
|---|---|---|
| હરશચલ | નેપચ્યુન | રાહુ |
| ધન ૨૨°-૦′ | ધન ૨૭°-૪′ | મેષ ૨૫°-૧૬′ |

ઉપલી કુંડળીમાં ચંદ્ર દક્ષિણ કેન્દ્રમાં દશમાં ભુવનેથી ઝડપી ચાલે રવીની સાથે ઓપોઝીશન કરવાને આગળ વધે છે, કે જે રવી પણ કેન્દ્ર સ્થાન પકડીને મકર રાશીએ બેઠો છે, આ જોગ માહા બુરો થયો, કારણકે રવી જે જીવનશકિતનો આપનાર તે ચોથાં ભુવને પડેલો

છે, કે જે ભુવન દરેક ચીજનુ સેવટ અને અંત લાવનાર ઘર ગણાય છે, અને ખુલ્લી રીતે તંદરૂસ્તીનો માલેક હાઇલેગ અને જીવનશકિત આપનાર રવી એક બીજાના ઓપોઝીશનમાં આવવાથી જીંદગીનો અંત સ્પષ્ટ દેખાડે છે. ગુરૂ જે છઠ્ઠાંનો માલેક યાને દરદનો માલેક તથા દરદના પરીણામનો માલેક તે પણ ચોથાં ભુવને મકર રાશીનો થઇને રવી સાથે જોડાયો છે, તેથી ખુલ્લું દેખાડે છે, કે દુઃખ દરદનો માલેક અંતના ભુવનમાં બેઠો છે, યાને દુઃખ દરદ તેનો અંતજ લાવશે, કારણકે ☉ ૮ ♃ થયું છે. વળી રવી અને ગુરૂનું તે દીવસે દેકલીનેશન પણ એક સરખું છે, એટલે મોત નક્કી જાણવું. ચોથાં અંતના ભુવનનો માલેક શની છઠ્ઠાં માંદગીના ભુવનના કશપર આવીને બેઠેલો છે, કે જેનું ફળ એકે માંદગી મોત તરફજ ઢળતી છે, અને છઠ્ઠાંનો માલેક ગુરૂ શનીના ઘરમાં ચોથે ભુવને અને ચોથાંનો માલેક શની, છઠે ગુરૂના ભુવને પડયા છે યાને એક બીજાના રીસેપશનમાં છે, યાને દુઃખ દરદ અને અંત, એ બન્ને એક મેકના સાથી થયા છે, જે ખુલ્લું દેખાડે છે, દુઃખથી જીંદગીનો અંત આવશે, અને અંત આવવાનું કારણ માંદગી છે. લગ્નનો માલેક શુક્ર તે આંઠમાંનો પણ માલેક છે, યાને તન ભુવનનો માલેક મોતના ઘેરનો પણ માલેક થયો, વળી શુક્ર તન ભુવનનો માલેક ખુદ પોતે વકરી છે. ચંદ્ર લગભગ બુધના ઓપોઝીશનમાં છે, તેજ એક માહા બુરો જોગ મારી નાંખવાને બસ છે, કારણકે તે રવીની પાપદ્રષ્ટિને ટેકો આપતો છે. વળી બુધ પોતે મારકેસ્થાનનો માલેક થઇ બારમાં ભુવને પડેલો છે, અને ગુરૂના અંશનો થઇને બેઠો છે. (જુવો કોષ્ટક તર્મસ terms ને લગતું બુધની કોલમમાં બુધ ૧૪ અંશનો હોય તો તે ગુરૂની ટર્મસ યાને ગુરૂના અંશનો ગણાય, એ પ્રમાણે બીજા ગ્રહો પણ જોવા) કે જે ગુરૂ દુઃખ દરદનો માલેક છે. એજ પ્રમાણે જીવનશકિત રવી, શુક્રના અંશનો થઇને બેઠો છે, કે જે શુક્ર તન ભુવન તથા ખાસ કરીને મોતના આંઠમાં ભુવનનો માલેક છે. વળી ગુરૂ દુઃખનો માલેક શનીનાં અંશનો (term) થઇને અંતના ઘરમાં બેઠો છે. એ પ્રમાણે દરેક ગ્રહના અંશનો પણ માર પડતો છે, એટલે મોત નક્કી જાણવું. ચંદ્ર પાણીની કર્ક રાશીનો દશમાં સ્થાને છે અને છઠાંના કશપર પણ પાણીની રાશી છે, જે દેખાડે છે કે દરદ પ્રવાહીને લગતું હોવું જોઇયે. વળી મોતનું

કારણ પણ દરદી પોતે છે, યાને લગ્નનો માલેક તે આંઠમાંનો પણ માલેક છે, જેથી માલમ પડે છે, પોતે પોતાના હાથે તબીયતનું નખ્ખોદ વાળી મોતનું કારણ ઉભું કરેલું હોવું જોઇયે. કર્ક રાશી પેટ અને છાતીનો ભાગ દેખાડે છે, એટલે દરદનું જોર તે જગ્યાઓપર પણ હોવું જોઇયે, (કે જેને છાતીનું જલંદર કહે છે) વળી રવી ચદ્ર પણ પાણીની રાશીમાં છે. વળી ડીસ્પોઝીટરો (યાને એક ગ્રહની રાશીમાં બેસનારો બીજો ગ્રહ) પણ મારતાજ છે, જેમકે રવીને દીસ-પોઝ કરનાર શની પાણીની મીન રાશીમાં છે, અને ચંદ્ર જે પોતે પોતાનેજ દીસ્પોઝ કરે છે, તેબી પોતાની રાશી કર્કમાં ઊંચનો થઇને બેઠો છે, એ પ્રમાણે દરેક ભુવનો, ભુવનોના માલેકો, ગ્રહો, તેના અંશો વીગેરે સર્વે બાજુના હરેક જોગ મોત જાહેર કરે છે, એટલે મરણ જરૂર નીપજવાનું એ નક્કી છે. હવે કયારે નીપજવાનું તે જોવાનું બાકી રહ્યું. હવે રવી અને ચંદ્રનું ઓપોઝીશન યાને જીવ અને પ્રાણ-પડનું સામા સામા થવાને તેઓના અંશ પ્રમાણે જોતાં, ચંદ્રને ઓપો-ઝીશનમાં આવવાને ૫°-૧૬'નો તફાવત છે. વળી ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં ચર રાશીનો છે, એટલે કોષ્ટક પ્રમાણે એક અંશ એક દીવસની બરાબર લેખાય છે, જે હીસાબે પાંચ અંશના પાંચ દીવસ અને ૧૬' કળાના, ૬ કલાક ને ૨૪ મીનીટ થાય છે, એટલે કે ૫ દીવસ ને ૬ કલાક ૨૪ મીનીટે ચંદ્ર બરાબર રવીના ઓપોઝીશનમાં આવશે, કે જે વખતે આ પુછવામાં આવેલા સવાળનો અંત યાને મરણ નીપજ્યું. આ હોરારી સવાળની કુંડળી મોત અને તેનું કારણ જેટલી સ્પષ્ટ રીતે દેખાડે છે, તેવી કવચીતજ કોઇ બીજી કુંડળીનો દાખલો દેખાડી શકશે. વળી આ કુંડળી એટલી બધી સ્પષ્ટ છે કે એને લગતી હરેક બાબદ તદન પ્રદર્શીત માલમ પડી આવે છે. આ કુંડળી એક અતી વ્હાલા મીત્રની ગંભીર માંદગી વખતે એકાએકીના સંભવ વખતે કાઢવામાં આવી છે. અગ્યારમાં ભુવનનો માલેક રવી છે, કે જે ચોથે ભુવને અંતના ભુવનમાં મકર રાશીનો થઇને બેઠો છે, અને ચંદ્રના ઓપોઝીશનમાં છે. વળી બીજા હાથપર અગ્યારમું ભુવન ખુદ મીત્રનું ભુવન છે, જેનો માલેક અંતના ચોથાં ભુવને પાપદૃષ્ટિઓમાં સપડાયલો (રવી) છે, એટલે મીત્રનું મોત નક્કીજ ઠર્યું. એ પ્રમાણે પહેલાં ભવનને લગતી બાબદો જાણવી.

૨. **પૈસા ચોરાયા છે, પાછા મળશે કે?** આ સવાળની કુંડળી નીચે પ્રમાણે કાઢવામાં આવી છે :—

| | | | |
|---|---|---|---|
| **ભુવનો**= | ૧૦ | ૧૧ | ૧૨ |
| **ભુવનોની રાશી**= | કર્ક ૧૩° | સીંહ ૧૬° | કન્યા ૧૬° |
| | લગ્ન | ૨ | ૩ |
| | તુલા ૧૧° | વૃશ્ચિક ૮° | ધન ૯° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહો**= | રવી | ચંદ્ર | બુધ |
| **ગ્રહના રાશી અંશ**= | મિથુન ૨૫°-૧૫′ | તુલા ૧૯°-૫૭′ | મિથુન ૪°-૩૮′ |

| | | | |
|---|---|---|---|
| શુક્ર | મંગળ | ગુરૂ | શની |
| વરખ ૨૯°-૫૮′ | કર્ક ૮°-૩૫′ | મીન ૧૭°-૧૯′ | કન્યા ૧૧°-૨૧′ |

| | | |
|---|---|---|
| હરશચલ | નેપચ્યુન | રાહુ |
| તુલા ૨૭°-૨૭′ R | મિથુન ૭°-૧૩′ | મિથુન ૪°-૨૪′ |

આ સવાળની કુંડળી ઉપર પ્રમાણે જોતાં શુક્ર લગ્નનો માલેક છે, અને તેની સાથે હરશચલ અને ચંદ્ર પણ બેઠા છે, એ દેખાડે છે કે સવાળ કરનાર આસામી એક નહીં પણ એકથી વધુ જણ હોવા જોઇયે, અને તેમજ હતું, કારણકે સવાળ કરનાર આવનાર બે સ્ત્રીઓ હતી, અને બેઉ સાથે આવી હતી. સવાળ કર્યો તે કલાકનો માલેક રવી હતો, (જુવો દીવસના ૨૪ કલાકના જુદા જુદા ગ્રહોની માલેકીનું કોષ્ટક જે આગળ પહેલા ભાગમાં આપ્યું છે) જે ખુલ્લી રીતે દેખાડે છે, કે તેઓ માંહેલી એક સ્ત્રી મજબુત બાંધાની, ફીક્કા ભુરા બાળવાળી, અને દમામદાર અને આબરૂદાર દેખાવવાળી હતી, કે જેવી ખાસીયત રવીની હોય છે. વળી રવી અગ્યારમાં ભુવનનો માલેક છે, જે ભુવન મીત્રનું છે, જેથી સવાળ કરનાર સ્ત્રીએ તે બાઇને પોતાની મીત્ર દાખલ ઓળખાવી. હવે લગ્ને ચંદ્ર બેઠેલો છે, એટલે ચોર એ બાઇનો કોઈ ઓળખાણનોજ અને લગ્ને હોવાથી ઘેરને લગતોજ આસામી હોવો જોઇયે, વળી બીજાં કેન્દ્ર સ્થાનો જેવાં કે ચાર, સાત, દશમાં કોઇપણ ગ્રહ મળે નહીં, જેથી સાતમાં ભુવનના માલેકને ચોર તરીકે ગણવો જોઇયે, હવે સાતમું ભુવન પ્રશ્ન કરનારના ધણીનું છે, એટલે તે સવાળ કરનાર

બાઇનો ઘણીજ ચોર હોવો જોઇયે. તેનો દેખાવ સાતમાં ભુવનના માલેકની રાશી કર્ક છે, તે પ્રમાણે દાઝડી, ઉતાવળ્યા સ્વભાવનો તથા ઘેરાં, બળુ અને લાલ કપડાં પહેરેલો હોવો જોઇયે. વળી સાતમાં ભુવનથી દશમે ભુવને સાતમાંના માલેકનો ધંધો જોવામાં આવે છે ત્યાં શની છે, જેથી તે કાંઇ માટીનો કે જમીનને લગતો ધંધો કરનારો હોવો જોઇયે, કારણકે મંગળની સાથે તે શુભ દૃષ્ટિમાં ૬૦° અંશની એસપેકટ કરે છે, વળી મંગળ કેન્દ્ર સ્થાનમાંથી નીકળેલો છે, જેથી એવું માલમ પડે છે કે તે શહેરથી થોડે દુર છેટે કામ કરતો હોવો જોઇયે, વળી તે પુર્વ દીશા તરફ હોવો જોઇયે કારણકે સાતમાંનો માલેક કર્ક રાશીમાં છે, એ પ્રમાણે સાતમું ભુવન ચોરનું, તેનો માલેક તે ચોરનો સીગ્નીફીકેટર, અને તે પ્રમાણે તેનું વર્ણન થયું. હવે સવાળ કરનારે જણાવ્યું કે ખરેખર એવા ગુણ અને રૂપરંગનો તેનો ધણી છે, ને હકીકત સર્વે બરાબર છે, પણ ચોરી તેણેજ કરી છે કે કોઈ બીજાં પાસે ચોરી આગળ રહીને કરાવી છે? પણ આ કુંડળીમાં છઠ્ઠાંનો માલેક ગુરૂ પોતાનાજ ઘરનો ઊંચનો થઇને બેઠો છે, અને વળી છઠ્ઠું ભુવન નોકર ચાકરને લગતું છે, માટે કોઈ બીજા પાસે ચોરી કરાવી નથી, કારણ ગુરૂ જે નોકરનો સીગ્નીફીકેટર તે શુભ ગ્રહને ઊંચનો છે, એટલે નોકર વિશ્વાસુ અને સાફ દીયાનતનોજ હોય, એટલે ખરો ચોર તો સાતમાંનોજ માલેક છે. હવે પૈસા ઘરમાંજ કેથે સાંતેલા છે કે નહીં, તે જોવા માટે ચોથું ભુવન કે જે છુપાવેલા ખજાણાં, પૈસા, અથવા દાટેલી ચીજને લગતું છે, તેનો માલેક શની સકસીડંટ ભુવનમાં છે, જે દેખાડે છે કે ઘરથી થોડે દુર હોવું જોઇયે, અને ખુદ ઘરમાં કંઈ નથી. વળી શની સાતમાંના માલેક યાને ચોરના સીગ્નીફીકેટરની સાથે નજદીકની એસપેકટ કરે છે, એટલે એ પૈસા ચોરનાર શખ્સ જ્યારે ચાહે ત્યારે પૈસાને હાથ લગાડી શકે અને મેળવી શકે. એ ચોરી ગુરૂ અને શનીના ઓપોઝીશનને ૭ અંશનો તફાવત હતો તે વખતે એટલે ૭ મહીના અગાઉ થયલી તે બાઇએ દર્શાવી હતી.

૩. **હું સટો કરૂં કે, શેરનો ભાવ ટકી રહેશે કે, ફાયદો કયારે થશે, ભાવ કયારે ઘટશે વીગેરે?** આ સવાળની કુંડળી નીચે પ્રમાણે છે:—

**ભુવનો =** ૧૦ ૧૧ ૧૨
**ભુવનોની રાશીઓ =** કુંભ ૮° મીન ૪° મેષ ૧૮°

લગ્ન ૨ ૩
મિથુંન ૧૩° કર્ક ૨° કર્ક ૧૯°

આ કુંડળીમાં વરખ રાશી ગલીતભાવ છે.

**ગ્રહો =** રવી ચંદ્ર બુધ
**ગ્રહના રાશી અંશ =** વૃશ્ચિક ૪°-૩′ કન્યા ૯°-૨૭′ વૃશ્ચિક ૩°-૨૯′

શુક્ર મંગળ ગુરૂ શની
વૃશ્ચિક ૧૪°-૧૩′ તુલા ૩°-૪૧′ મીન ૮°-૧૩′ R કન્યા ૨૫°-૨૩′

હરશ્ચલ નેપચ્યુન રાહુ
વૃશ્ચિક ૧°-૪૫′ મિથુંન ૮°-૩૨′ R વરખ ૨૭°

આ કુંડળીનું લગ્ન ડબલ રાશીનું યાને મિથુંન રાશીનું છે, જેથી સવાળ કરનારં એક કરતાં વધુ સવાળ પુછશે, અને તેજ પ્રમાણે હવે પછીનો મુસાફરીનો સવાળ પણ એ ધણીએ કર્યો છે, જેની વીગત આ સવાળનો ખુલાસો કરી, નંબર ૪ના દાખલામાં જણાવી છે. આ કુંડળીને લગતો સવાળ એવો છે કે કોલસાની ખાણુના શેર ઘણી મોટી રકમના લેવા છે. પ્રશ્નકાર પુછે છે કે શેર ખરીદી સટો કરવો કે અને તેથી લાભ થશે કે? શેર સટ્ટાના ભુવનનો માલેક યાને પાંચમાં ભુવનનો માલેક ચદ્ર છે, જે ગુરૂના ઓપોઝીશનમાં છે, અને ગુરૂ પાણીની રાશીનો બળવાન છે, એટલે પાણીની બાબદથી નુકસાન પુગશે, અથવા તો ચંદ્ર કન્યા રાશીનો છે માટે માટી અથવા જમીન ધસવાથી નુકસાન પુગશે, સટ્ટાની ચીજ કોલસાની ખાણુના શેરો છે, હવે શેરોને પાણીથી અથવા માટી કે જમીનના ધસી પડવાથી નુકસાન થશે, યાને કોલસાની ખાંડમાં પાણી ભરાઈ જવાથી કે માટીથી પુરાઇ જવાથી નુકસાન પુગવે શેરનો ભાવ કમતી થઇ જશે, એમ સ્પષ્ટ માલમ પડે છે. વળી સવાળ કરનારનો સીગ્નીફીકેટર કેડન્ટ થઇને છઠાં ભુવને પાપગ્રહોથી દબાઇને બેઠો છે, અને જલીત છે, જેથી જોકે શેરના ભાવ કમતી છે, છતાં લેવાથી લાભકારી નથી, માટે હાલમાં એ શેરો લેવા નહીં, પણ બુધ ને શની સાથે ૬૦°ની દૃષ્ટિ છે, અને

સવાળ કરનારના પૈસાનો માલેક યાને બીજાં ભુવનનો માલેક ચંદ્ર છે, જે રવી સાથે ૧૨૦° અંશની દૃષ્ટિ કરે છે, ને રવી કોલસાની ખાણુનો માલેક થઇને યાને ચોથાં ભુવનનો માલેક છે, માટે એ એસપેકટો જ્યારે સંપુર્ણ થાય યાને લગભગ એક મહીના પછી થશે, તે વખતે એ શેરો ખરીદેલા પ્રશ્ન કરનારને લાભ આપે, માટે તે વખતે લેવા યાને એક મહીનો પછી લેવા, અને જો તે શેરોપર લાભ મેળવવો હોય તો, ચોથાંનો માલેક રવી, જ્યારે શની સાથે ૬૦° અંશની દૃષ્ટિમાં આવશે ત્યારે ભાવ ઓછા થશે, અને ત્યાર પછી પાછો ભાવ ચઢતો જશે તે વખતે ઊપર ખરીદેલા શેરો વેચી નાખવા કે નફો મળશે. એ પ્રમાણે શેર સટ્ટાને લગતી બાબદો બીજી ચીજોમાં તે પણ જાણવી.

**૪. મોટી દરીયાની મુસાફરી કરવાને લાભકારી છે કે?** આ સવાળ ત્રીજા દાખલાવાળા સવાળના પુછનારેજ કરેલો છે. અને તેથી એ સવાળ માટે તેજ કુંડળીમાં જોવાનું છે. તન ભુવન યાને લગ્નનો માલેક છઠાં ભુવને રવીથી જલીત થઇને અને બાજુ ગ્રહોની વચ્ચે પડેલો છે, એટલે હવા ખાવા જવાની જરૂર છે એમ સ્પષ્ટ માલમ પડે છે. શની નવમાંનો માલેક, કે જે લાંબી મુસાફરીનો માલેક થઇ પાંચમાં મોજ શોખના ભુવનમાં પડેલો છે. એટલે જીંદગીને અલવલ નહીં આવતા મોજ શોખ મુસાફરીથી કરાવે એમ લાગે છે. વળી ચંદ્ર અને બુધ ૬૦° અંશની દૃષ્ટિમાં છે, વળી ચંદ્ર ૬૦° અંશની એસપેકટ રવી તથા શુક્ર સાથે પણ કરે છે, શુક્ર પાંચમાં ભુવને અરધી માલેકી ધરાવે છે, અને રવી ચોથાંનો માલેક છે એ સર્વે જોગો ફત્તેહમંદીથી મુસાફરી થશે એમ દેખાડે છે, પણ અગ્યારમાં ભુવનેથી યાને મીત્રના ભુવનેથી ગુરૂ બળવાન રહીને બીજાંના માલેક ચંદ્રને પાપદૃષ્ટિ કરે છે, એટલે મીત્રો તરફથી કાંઇક ખમવું પડશે. વળી ચંદ્ર પણ પાપદૃષ્ટિમાં દબાયલો હોવાથી કેટલીક બાબદમાં પૈસા સંબંધી ખમવું પડશે, સારા સંજોગો છતાં પાણીની મુસાફરીએ જવું સારૂં નથી, કારણ દરીયાની માંદગી થવાનો સંભવ લાગે છે, છતાં જો જાય તો ફરીહરીને આવે, કાંઇ જીવને જોખમ નથી.

૫. **એક જાહેર ચુંટણીનાં બે હરીફો માંહેલો કોણ ફતેહમંદ નીવડશે, તેને લગતો સટો?** સવાળ કરનાર શખ્સે એવો સવાળ કર્યો કે "મી. **એ** અથવા મી. **બી** એ બેમાંથી કોણ ફત્તેહમંદી સાથે ચુંટણીમાં ચુંટી કઢાશે? હવે આવા સવાળો જોવાને માટે ઘણા જ્ઞાનની જરૂર છે, એવી વખતે સવાળ કરનાર માટે નહીં પણ સવાળના બે હરીફોની કુંડળી કાઢવાની જરૂર છે. સવાળ ટપાલ મારફતે મળ્યો, તે વખતની કુંડળી નીચે પ્રમાણે હતી:—

| | | | |
|---|---|---|---|
| **ભુવનો=** | ૧૦ | ૧૧ | ૧૨ |
| **ભુવનોના રાશી અંશ=** | સીંહ ૨૪° | કન્યા ૨૬° | તુલા ૨૩° |

| | | |
|---|---|---|
| **લગ્ન** | ૨ | ૩ |
| વૃશ્ચિક ૧૪° | ધન ૧૪° | મકર ૧૮° |

| | | | |
|---|---|---|---|
| **ગ્રહો=** | રવી | ચંદ્ર | બુધ |
| **ગ્રહોના રાશી અંશ=** | તુલા ૧૭°-૩૮′ | મિથુન ૧૬°-૩૮′ | તુલા ૧૯°-૧૮′ |

| | | | |
|---|---|---|---|
| **શુક્ર** | મંગળ | ગુરૂ | શની |
| કન્યા ૨°-૫૩′ | કુંભ ૧૫°-૧૫′ | મેષ ૨૦°-૧૧′ R | તુલા ૫°-૬′ |

| | | |
|---|---|---|
| હરશચલ | નેપચ્યુન | રાહુ |
| વૃશ્ચિક ૫°-૧૬′ | મિથુન ૧૧°-૭′ R | વરખ ૮° |

જો કે આવા જુગાર સટ્ટાના સવાળો બાબદ વિવેચન અને ખુલાસો કરવાની મારી નામરજી છતાં, જયોતીષ વિધ્યાની સચ્ચાઇ તપાસવા માટે અને અંગ્રેજી રૂઢી કેટલી સરળતાથી ભવિષ્યની બાબદ કેવા કેવા સંજોગો વચ્ચે તુલોતવીલ જાહેર કરે છે, તે માટે અભ્યાસીની ખાત્રી કરવામાં આ કુંડળીના ફળાદેષની સમજણ લખવાને ફરજ પડી છે.

હવે પહેલી બાબદ તો એ જોવાની છે કે સવાળ કરનારે બે સીગ્નીફીકેટરો યાને હરીફો વચ્ચે પ્રજા પસંદગી પુછી છે, માટે સવાળ કરનારને આ સવાળમાં તદન બાજુ રાખી કુંડળીના લગ્નનો માલેક તે સવાળમાં પુછાયલો પહેલો હરીફ મી. **એ** અને સાતમાંનો માલેક તે મી. **એ** નો હરીફ મી. **બી** તરીકે લેખવામાં આવ્યા છે.

હવે પહેલાં ભુવનનો માલેક યાને મી. એનો સાગ્નીફીકેટર મંગળ ત્રીજા ભુવને છે, જે દેખાડે છે કે ત્રીજાં ભુવને મંગળ હોય તો ભાઇઓ અને પાડોશીઓ તથા ઓળખાણવાળાઓ સાથ કજીયો કંકાસ હોવો જોઇએ, વળી પોતાના લખાણમાં કડક સ્વભાવનો હોવો જોઇએ, સાથે જીતીલો પણ હોય. હવે મંગળ, ગુરૂને પાંચમાં ભુવને એપલાઇ થાય છે જેથી પાંચમાં ભુવનને લગતા આસામીઓની મદદ મી. એ મેળવી શકે, પણ ગુરૂ વકરી છે, એટલે તે લોક મદદ આપવા કહીને પાછળથી મદદ નહીં આપે, હટી જાય. વળી રાહુ છઠ્ઠાં ભુવને છે, જેથી છઠ્ઠાં ભુવનને લગતા લોકો મદદ જરૂર કરે, પણ એ મદદ પણ અધુરી સમજવી, કારણકે છઠ્ઠું ભુવન ખુદ ખાડાનું છે, ને તેમાં હલકા મજુર કે નોકર લોક સમાયલાં છે, એટલે મુખ્ય ભાગે હલકાંઓનો વજન ઘણો લેખાય નહીં. વળી કેતુ બારમાં ભુવનમાં છે, (અત્ર કહેવાની જરૂર છે કે રાહુ કેતુ હોરારી એસ્ત્રોલોજીમાં ઘણો ભાગ ભજવે છે, જો કે અંગ્રેજી જયોતીષો જન્મકાળમાં રાહુ કેતુને ગણતા નથી, પણ હોરારીમાં તેઓ કેટલોક ભાગ ભજવે છે.) વળી કેતુ, હરશચલ ગ્રહ સાથ કંજંગશન કરીને છઠ્ઠાં ભુવનની ઓપોઝીશનમાં છે, જેથી બારમાં ભુવનના ગુણદોષ પ્રમાણે પુષ્કળ ખાનગી દુશમનો હોવા જોઇએ. હવે ચંદ્ર નવમાંનો માલેક થઇ આઠમાં ભુવને ખાડામાં મોતના ઘેરમાં પડેલો છે, એટલે નવમાં ભુવનના માણસો જેવાં કે ધર્મગુરૂઓ, પ્રોફેસરો, વિધ્ધવાનો, જડજો વીગેરે તરફથી પણ મત મલવાની કે મદદ મલવાની આશા ફોકટ છે, કારણકે નવમાંનો માલેક ખાડામાં છે. નવમું ભુવન કોર્ટ અને વેપારીઓને લગતું છે, એવી રીતે એ જોગ પણ નીર્બળ છે. વળી ચોથાંનો માલેક હરશચલ કે જે પણ બારમાં ભુવને છુપા દુશમનોના ભુવને બેઠો છે, ચોથું ભુવન કે જે દરેક ચીજનો અંત અને સેવટ પરિણામ દેખાડનારૂં ભુવન છે, જ્યારે તેનો માલેકજ બારમાં ભુવને ખાડામાં પડયો છે, એટલે આ બાબદનું સેવટ છુપા દુશમનોની દુશમનાઇથી હાર થશે. અગ્યારમું ભુવન જોકે મીત્રોથી ભરપુર છે, પણ શની લુચ્ચા અને દગાબાજ મીત્રો દેખાડે છે, જેઓ આગળ રહીને છુપેથી નુકસાન કરશે, કારણકે બીજા બધા કરતાં તે બળવાન છે. શુક્ર જાહેર દુશમનોનો સીગ્ની-

ફીકેટર દશમાં ભુવને છે, એટલે જાહેર લોક ફત્તેહ મેળવે, કારણકે દશમું ભુવન ફત્તેહનું મુખ્ય ધામ છે, રાજદ્વારી અને રાજાનું મથક છે, એટલે જેટલું શુક્ર કરી શકે તેટલું કોઇ આ કુંડળીમાં કરી શકે નહીં, વળી મી. બી જેવણ મી. એના હરીફ યાને જાહેર દુશમન ગણાય, અને તેવણનું ભુવન સાતમું છે, તેનો માલેક શુક્ર દશમાં ભુવને બેઠો એટલે મી. બીનેજ જીતવાનો ચાન્સ છે. એ પ્રમાણે મી. એના હરેક જોગ નબળા છે. હવે મી. બીના જોગ આપણે જોઇએ. સાતમું ભુવન મી. બી પોતે છે, અને તેનો માલેક શુક્ર (જો સાતમાંને મી. બીનું લગ્ન યાને પહેલું ભુવન ગણયે તો) પોતાના ઘરથી ચોથે બેઠેલો છે, જે ભુવન જમીનદારો, જાહેર બાંધકામ ખાતાં, રહેવાના ઘરો વીગેરેને લગતું છે, એટલે તે સર્વે મી. બીની તરફેણમાં છે. બીજો જોગ મી. એનો સીગ્નીફીકેટર પાપગ્રહ છે, જયારે મી. બીનો સીગ્નીફીકેટર શુભ ગ્રહ છે. ચંદ્ર મી. બીના બીજા ભુવને છે. રવી, બુધ, શની મી. બીના પાંચમાં ભુવનમાં છે. વળી ચંદ્ર, રવી તથા બુધને ૧૨૦° અંશની શુભ દૃષ્ટિ કરે છે, એટલે પાંચમાં ભુવનનો પુરેપુરો લાભ મળી શકે. એ પ્રમાણે મી. એના જે મીત્રો યાને ઉપલી કુંડળીના અગ્યારમાં ભુવનમાંના ગ્રહો, તે મી. એના મીત્રો, સર્વે મી. બીના પાંચમાં ભુવને છે, એટલે મી. એના મીત્રોજ મી. બીને ફત્તેહ અપાવશે, કારણકે પાંચમું ભુવન સોર્ટી, સરત, હરીફાઈ, મોજશોખ વીગેરેનું ભુવન છે, જોકે એ ભુવનમાં શની બળવાન છે, પણ ત્યાં, રવી તથા બુધ બેસીને ચંદ્ર સાથે ૧૨૦° અંશની ઘણીજ શુભ દૃષ્ટિ કરે છે, એટલે શનીનું બળ તદન નીર્બળ થઈ જાય છે. વળી મી. બીના છઠ્ઠાં ભુવને હરશચલ બેસીને મી. એના છઠ્ઠાં ભુવનમાં જે રાહુ છે તેને ઓપોઝીશન કરે છે, અને મી. બીના છઠ્ઠાં ભુવનમાં કેતુ પણ હરશચલ સાથે કંજંગશન કરી મળી ગયો છે એ પણ મી. એને માટે ખરાબ છે. વળી કેતું મી. બીના છઠ્ઠાં ભુવને છે, જે વખતે મી. બીના નોકરો અથવા બીજા મંજુર વરગના લોકો મી. બીની વીરૂધ્ધ જોય, પણ તે જોગ રાહુ મી. બીના લગ્નની છેક નજદીક અને બારમાં ભુવને હોવાથી તોડી નાખે છે. એ પ્રમાણે મી. બીને સર્વે જોગ જીતવાના છે. સઉથી મુખ્ય જોગ ફત્તેહ આપ-

નાર તો એ છે કે મી. **એને** અગ્યારમાં ભુવને શની બળવાન થઇ પડયો છે, પણ તેજ શની **મી. બીને** પાંચમાં ભુવનમાં બળવાન **થયો** છે. જયારે મી. **એને** અગ્યારમાં ભુવનમાં લુચ્ચા મીત્રો તરીકે શની કામ કરે છે, જયારે મી. **બીને** પાંચમાં ભુવનમાં રવી બુધ, ચંદ્રની સાથે **૧૨૦°** અંશની શુભ દૃષ્ટિ કરીને શનીને નબળો કરે છે, તે ઉપરાંત મી. **બીને** અગ્યારમાં ભુવને ગુરૂ છે, તે જોકે વકરી છે છતાં મીત્રના ભુવને છે, જયારે મી. **એને** ગુરૂ વકરી પાંચમાં ભુવને શનીથી દબાયલો છે. એ પ્રમાણે સર્વે જોગો બન્ને હરીફને લગતી પુરેપુરી સમજ આપે છે. એવા સરત કે સોરતીના સવાળોમાં એક કરતાં વધુ સીગ્નીફીકેટરો હોય છે. સ્પેકયુલેશનને લગતી સર્વે બાબદોમાં ફળાદેષ જોવાનો લંબાણ માહાવરો અને ઘણા વખતની પ્રેકટીસની જરૂર છે.

૬. **ધંધો કરવાને નાણાં ઉછીકાં મળશે કે, કાંઈ ધંધો થઇ શકશે કે?** આ સવાળની કુંડળી નીચે પ્રમાણે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ભુવનો=** | ૧૦ | ૧૧ | ૧૨ | લગ્ન | ૨ | ૩ |
| **ભુવનોની રાશી અંશ=** | વરખ ૨૯° | કર્ક ૭° | સીંહ ૧૦° | કન્યા ૭° | કન્યા ૨૭° | તુલા ૨૫° |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| **ગ્રહ=** | રવી | ચંદ્ર | બુધ | શુક્ર | મંગળ | ગુરૂ | શની | હરશચલ | નેપચ્યુન | રાહુ |
| **ગ્રહના રાશી અંશ=** | કુંભ ૨°-૧૮′ | વૃશ્ચિક ૯°-૩૬′ | મકર ૮°-૧૭′ | મીન ૨°-૨૭′ | વૃશ્ચિક ૨૮°-૪૫′ | મીન ૧૭°-૩૪′ | તુલા ૦°-૦′ R | વૃશ્ચિક ૫°-૫૬′ | મિથુંન ૬°-૨૫′ | વરખ ૨૨° |

આ કુંડળીથી માલમ પડે છે કે સવાળ કરનાર શખ્સ સ્પેકયુલેશન કરવાનો શોખ રાખે છે, પણ તેમ કરવાને તેની પાસે પૈસા નથી. એ કુંડળી જોતાં લગ્નનો માલેક બુધ પાંચમાં ભુવને છે એટલે કાંઇક કામ ધંધો કરવાની ઉલટ આવે ખરી. વળી બુધ અગ્યારમાં ભુવનના માલેક ચંદ્ર સાથે ૬૦° અંશની શુભ દૃષ્ટિ કરે છે, અગ્યારમું ભુવન આશા, ઉલટ, ઉમંગ આપનારૂં છે, જેથીજ ધંધો કરવાની ઉલટ અને

આશા વધી ગયલી જણાય છે, વળી કોઈ સગાં સ્નેહીથી મદદ પણ મળે તેમ છે. બુધ ફકત ચંદ્ર અને હરશચલનીજ મદદ મેળવે છે. તે સીવાય તેને બીજું કંઇપણ બળ કે જોર મળતું નથી, જેથી આ સવાળ કરનાર હાલ તુરત વેપાર કરવાના અખાડા કરે તો સારૂં, થોડો વખત થોભી જવું જોઇએ. શની બીજે ભુવનેથી ચોથાંના કશ ઉપર મંગળ સાથ ૬૦° અંશની શુભ દૃષ્ટિ કરવા આગળ વધે છે, અને મંગળ મીત્રના ભુવનથી બીજાં ભુવનનો માલેક છે, એટલે કે મીત્રના પૈસાનો માલેક છે, જેથી ગુરૂની ખાસીયતવાળો કોઈ મીત્ર નાણાંની મદદ પણ વખતે કરે તેવો જોગ છે. પણ બુધને સાતમાંના માલેક ગુરૂ સાથે કંઇપણ દૃષ્ટિ નથી, તેથી જો પૈસા મીત્રના ઉછીકા લે, તો તે આપી શકાવાના નથી, અને તેથી દોસ્તીનો ભંગ થઇ દુશ્મનાઇ થશે માટે પૈસા ઉછીકા લેવાની સલાહ આપી શકાતી નથી. બધા કરતાં મોટો જોગ તો એ છે કે ચોથાં ભુવનનો માલેક ગુરૂ, (કે જે ચોથું ભુવન સર્વે બાબદનું સેવટ પરિણામ લાવનારૂં છે) સ્પેકયુ-લેશનના પાંચમાં ભુવને રહેલા રવી સાથે ૯૦° અંશની પાપદૃષ્ટિ કરે છે, અને વળી રવી અગ્યારમાં ભુવનનો અરધો માલેક છે, કે જે ભુવન આશા અને ઉમેદનું છે, વળી હરશચલ ગ્રહ રવી સાથે લગભગ સ્કવેર યાને ૯૦° અંશની દૃષ્ટિ કરે છે, જેથી એ સર્વે જોગ એવું બતાવે છે કે હાલ તુરત વેપાર કરવાનો તેમજ પૈસા ઉછીકા લેવાનો વીચાર માંડી વાળવામાંજ લાભ છે.

૭. **ચોક્કસ માણસ સાથે ભાગીદારી કરવી લાભકારક** છે કે? આ સવાળની કુંડળી નીચે પ્રમાણે છે.

| **ભુવનો** = | ૧૦ | ૧૧ | ૧૨ | લગ્ન | ૨ | ૩ |
|---|---|---|---|---|---|---|
| **ભુવનોની રાશી અંશ** = | વરખ ૨૩° | કર્ક ૧ | સીંહ ૫° | કન્યા ૨ | કન્યા ૨૨ | તુલા ૧૯ |

| **ગ્રહ** = | રવી | ચંદ્ર | બુધ | શુક્ર | મંગળ | ગુરૂ | શની | હરશચલ | નેપચ્યુન | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **ગ્રહના રાશી અંશ** = | કર્ક ૫°-૮′ | કર્ક ૨૮-૨૦′ | કર્ક ૧૨°-૦′ | કર્ક ૨૪°-૨૬′ | કુંભ ૧૬-૪૫′ | મેષ ૨૧°-૧૯′ | કન્યા ૨૪°-૧૧′ | વૃશ્ચિક ૨°-૩′ R | મિથુન ૯°-૪૬′ | વરખ ૧૪° |

આ કુંડળીનું લગ્ન ડબલ રાશીનું છે, અને સવાળ કરનારે એકજ સવાળ કર્યો છે, પણ એ સવાળનું કાગળ જે ટપાલમાં આવ્યું તેની સાથેજ બીજું પણ કાગળ એક સ્ત્રી તરફથી આવ્યું, જેથી સવાળ કરનારનો તેમજ તે સ્ત્રીનો બન્નેનાં સવાળો માટે આજ કુંડળી એક કાઢવામાં આવી છે. વળી સવાળ બન્નેના કાગળમાં સાતમાં ભુવનને લગતોજ છે, પણ તેની બાબદ તદન જુદી છે. બીજા કાગળમાં સ્ત્રીનો સવાળ છે કે, **તેણી જે શખ્સ સાથે અદરાવા માંગે છે, ને લગભગ અદરાવાનું નક્કી છે, તો કારજ થશે કે નહીં**? એ પ્રમાણે બે કાગળ બે જુદા જુદા ધણીના એકજ ટપાલમાં એકીજ વખતે આવ્યાં, અને એકીજ વખતે ઉઘેડવામાં આવ્યાં, તે વખતનું લગન ડબલ રાશીનું હતું. અને તેથી એ બે સવાળનો મેલ મળ્યો છે. જ્યોતીષ બરાબર ગણતાં, હરેક બાબદનો સ્પષ્ટ પુરાવો મળે છે એ ઉપલી બાબદથી સીધ્ધ થાય છે. સ્પષ્ટ ગણત્રી ઉપરાંત અદભુત સમજ-શકિતની પણ જરૂર છે.

**પહેલાં કાગળના સવાળ માટે** આ કુંડળીમાં જોતાં પહેલાંનો માલેક બુધ અને ગુરૂને સાતમાંના માલેક સાથે બીલકુલ એસપેકટ થતી નથી. એજ દેખાડે છે કે, ભાગીદારી કરવામાં બીલકુલ લાભ નથી. વળી પહેલાંનો અને સાતમાંનો માલેક એ બેઉ ચર રાશીમાં છે, એક કેદન્ટ છે જ્યારે બીજો સકસીદન્ટ ભુવનમાં છે, એટલે એ જોગ પણ દેખાડે છે કે ભાગીદારીમાં લાભ નથી. શની બીજાં ભુવને છે, જે ખુલ્લો શક દેખાડે છે, કે ભાગીદારીથી નફો મળશે કે નહીં મળશે, અને તે શક પૈસા સંબંધી રહેવાથી ભાગીદારીમાં જય નહીં. વળી ચંદ્ર કે જે તમારા સીગ્નીફીકેટરોમાંનો એક છે, તે હરશચલ સાથે પાપદૃષ્ટિ ૯૦ અંશની કરવાને ત્રીજાં ભુવન તરફ આગળ વધે છે, જે દેખાડે છે કે કોઈ તમારો ભાઈ અથવા પારપડોશી, એ બાબદ માટે જુઠ્ઠી અફવા ઉડાવશે. વળી મંગળ તમારા ચોથાં ભુવનનો માલેક, ચંદ્ર સાથે કે તમારા સીગ્નીફીકેટર સાથે કાંઈબી એસપેકટ કરતો નથી જેથી ભાગીદારી કરવાને બીલકુલ સલાહ આપી શકાતી નથી. **હવે બીજો સવાળ કે જે પણ સાતમાં ભુવનને લગતોજ છે,** તે તપાસતાં ઉપર પ્રમાણે લગનનો માલેક સાતમાંના માલેક સાથે કંઇ

એસપેકટ કરતો નથી અને ૯૦° અંશની પાપદૃષ્ટિ બીજા ગ્રહ સાથ કરે છે, એ દેખાડે છે કે સવાળ કરનારના આશકનો પ્યાર કંઇ ધરખમ અને લાંબો વખત ટકી રહે તેવો નથી, વળી દશમાંનો માલેક શુક્ર, ૯૦° અંશની પાપદૃષ્ટિ ગુરૂ સાથે કરે છે, કે જે ગુરૂ સાતમાંનો માલેક છે. હવે દશમું ભુવન સવાળ કરનારની માતાનું અને સાતમું ભુવન આશકનું છે, દશમાંનો માલેક પાપદૃષ્ટિ સાતમાંને કરે છે, યાને સવાળ કરનારની માતા, પોતાની બેટીના આશકની વીરૂધ્ધ છે એમ ખુલ્લું દેખાય છે, જેથી પોતાની બેટીને સમજાવીને કારજ તોડી નાખશે એ ખુલ્લું છે. વળી સ્ત્રીના લગન બાબદમાં રવી મુખ્ય જોવાનો છે, તે રવી પણ, સાતમાંના માલેક ગુરૂ સાથે કંઇ પણ એસપેકટ કરતો નથી. અને રવી જે ગ્રહ સાથે પહેલી એસપેકટ કરે છે તે ૯૦ અંશની પાપદૃષ્ટિ છે, એટલે એ જોગ સંધાવો કઠણ છે. હરશચલ ગ્રહ સાથે ચંદ્ર ૯૦° અંશની પાપદૃષ્ટિમાં આવે છે, એટલે કાંઇક કાગળ પત્ર મારફતે અંતમાં છુટાં પડશે. વળી ચોથાંનો માલેક મંગળ, પહેલાં ભુવનના માલેક સાથે કંઇ એસપેકટ કરતો નથી એટલે એ કારજનું પરીણામ લગનમાં આવવાનું નહીં, યાને લગ્ન કાંઈ થવાનાં નહીં.

**નોંધ**:—આ પ્રમાણે હરેક બાબદને લગતા સવાળો જવાબો જોવાની ટેવ રાખવી જોઇએ. અને ઘણા સવાળોની ચાલુ પ્રેકટીસ તથા તેના ફળ કહેવા પછીથી મળેલો અનુભવ. તથા જો ફળાદેષ ખોટું પડે તો, તેની ફરીથી ગણત્રી કરી. કારણ શોધી કાઢવાની ખંત, વીગેરેથી, આ હોરારી વિધ્યા, કે જે મારફતે અસલના પંડીતો અને જ્ઞાનીઓ આજની ઘડી લગીનું. બળકે હવે પછી પણ થનારી બાબદો હજારો વર્ષ અગાઉ જાહેર કરી ગયા હતા. કે જેની છુટી છવાઈ નોંધો તવારીખના હરેક તબકકે, હાલની માનવીની ઓલાદને મળી આવે છે. આ વિધ્યાનું બંધારણ, ધોરણ, ગણીત અને સમજ જેટલી બની શકે તેટલી સરળ અને સ્પષ્ટ બતલાવાની કોશેશ કરવામાં આવી છે. હરેક સવાળ બાબે જાણવાની સમજશકિત, લંબાણ વીચાર, અને **પાકટ અનુભવની** ઘણી જરૂર છે. જે ચાલુ પ્રેકટીસ અને ખંતીલા અભ્યાસથી મેળવી શકાય તેમ છે. હું અત્રે એમ કહેવા નથી

માંગતો કે, જયોતીષ વિધ્યા અને પ્રશ્ન કુંડળી યા કોઇપણ ગણીતથી એક જયોતીષી જે કાંઇ કહે, તે સઘળું માન્ય કરવું. એવું કંઇ છેજ નહીં. કારણ આ વિધ્યા એટલી ભીન ભાન અને સુક્ષમ છે, કે મોટા મોટા મહાન પંડીતો પણ એ વિધ્યાની તળેટીમાંજ ગોતાં ખાયા કરે છે; અલબત જેને દેવ ઇચ્છાથી દૈવ્ય દૃષ્ટિ ખુલ્લી હોય તે, સાધારણ જયોતીષી કરતાં વધારે અંશે ખરૂં ફળ દરશાવી શકે છે. એટલું છતાં, જો એક માનવી પ્રયત્ન કરે, તો તે નહીં ઘણું તો થોડું પણ સત્ય બતલાવી શકે, અને ઘણા દાખલાઓમાં હંસી ટકા જેટલી ફતેહ મેળવી શકે તેમ છે. આ વિધ્યાની ગણીત હીંદુશાસ્ત્ર તેમજ બીજાં શાસ્ત્રોમાં પુષ્કળ સુક્ષમ રીતે ભીન ભાન બતાવેલી છે. પણ હાલના લોભ અને લાલચમાં ફસેલા જયોતીષો પાકાં જ્ઞાનની ગેરહાજરીમાં લેભાગુ તોડ જોડી કાઢી પોતાનું પેટ ભરવા સાથેજ વાત રાખે છે, જેથી આ શ્રેષ્ટ વિધ્યા આજે હીણાય છે. ગમે તેવો વિધવાન પણ આ જયોતીષી વિધ્યાના સત્યને જરા પણ ખોટું કહી શકે તેમ નથી, કારણકે આ વિધ્યા, પાકી ગણીત અને શ્રેષ્ટ પાયા ઊપર રચાયલું છે, પણ અજ્ઞાન લેભાગુ જયોતીષોએ જુઠ્ઠા વહેમો અને ભલતી બાબદોનું તથા ધર્મને બહાને ખોટા આચાર વિચારોની ભેળસભેળ કરી આ વિધ્યાને હીણપસ્તીમાં નાંખી છે. હીંદુ જયોતીષ જો કે ગણીતમાં ઘણું સુક્ષમ છે, પણ હીંદુ જયોતીષીઓ સંપુર્ણ નવી કળાના યંત્રોની ગેર-હાજરીમાં, તથા ચાલતા આવેલા રીવાજની ગણીત પ્રમાણે કાંઇપણ તેમાં સુધારો વધારો, કે ભુલચુક સુધાર્યા વગર, એક જુના કાળના ધોરણ પ્રમાણે ચાલવાથી, તેઓ પોતાના ગણીતમાં ભુલથાપ ખાય છે, ને પરિણામે ખોટું ફળાદેશ વર્તવે જુઠ્ઠા પડે છે. આ હોરારી વિધ્યાની સમજણ તદ્દન સ્પષ્ટ ને ખુલ્લી છે, અને એજ ધોરણપર જન્મ કુંડળીના પણ સવાળોનો ફડચો કરી શકાય છે. જીજ્ઞાસુ અભ્યાસીને ભલામણ કરવાનું અત્રે લાભકારી થઇ પડશે કે, તેઓએ ખંત અને ચાલુ અભ્યાસથી આ મહાન વિધ્યાનો અભ્યાસ કરી તેનો લાભ, પ્રજાના અજ્ઞાન વર્ગને, લોભ લાલચથી દુર રહીને, સત્યના માર્ગે આપવો, કે જેથી માનવીની ઓલાદની નિષ્ફળતા ને આશાના કારણોથી પ્રકાશ મળશે.

# ભાગ ત્રીજો.

# "મુંદન એસ્ટ્રોલૉજી."

## "Mundane Astrology."

## દેશ પરદેશની પ્રજા, રાજ્ય, અને મુળકોને લગતું જ્યોતીષ.

હરેક મુળક, હરેક મુળકના લોકો, દેશ પરદેશના રાજ્યો, તથા દુન્યાના જુદા જુદા ભાગોમાં બનતા બનાવો, બની ગયલા બનાવો, તથા બનવાના બનાવો વીગેરે જોવાની ગણત્રીને (Mundane Astrology) "મુંદન એસ્ટ્રોલૉજી" કહે છે.

જે પ્રમાણે માનવીની ખાસીયત, જન્મ, તેનું ભુત ભવીશ વીગેરે વર્તાય છે, તેમ આ ગણત્રીથી ઉપર લખવા પ્રમાણે જમીન, મુળકો, રાજ્યો, અને શહેરો, ત્યાંના લોકો, ત્યાંના રાજ્યનો કારોબાર, રેલ, આગ, રોગ, ધરતીકંપ વીગેરે અનેક બનાવો માલમ પડે છે. એ જ્યોતીષી વીભાગ સર્વ બીજાં ગણીત કરતાં વધારે ઉપયોગી અને જરૂરનું છે. એક ચોક્કસ આસામીના કરતાં, હજારો આસામીની બનેલી પ્રજા, તેની તંદરૂસ્તી, તેની ઉપર આવી પડનારી આફતો વીગેરે જાણવાની ઘણી અગત્ય છે. એ બાબદપર જો વિસ્તારથી લખ્યે તો ઘણા મોટા પોથા ભરાય, પણ અત્રે જગયાની કોતાઇને લીધે જરૂરી અને ઉપયોગમાં આવે એવી બાબદો જણાવીશું.

૧. દર વર્ષે જ્યારે જ્યારે મેષ, કર્ક, તુલા, અને મકર રાશીમાં સુર્ય દાખલ થાય તે ઘડીપળની કુંડળી કાઢવી, એ કુંડળીને અંગ્રેજી પ્રમાણે "ઇન્ગ્રેસ" (Ingress) કહે છે. હવે એ કુંડળીના પહેલાં

ઘરમાં જે રાશી આવે તે રાશી ઉપર મોટો આધાર એ કુંડળીના ફળના વખતનો રહે છે. જો મેષ, કર્ક, તુલા, મકર એ રાશીનું લગ્ન આવે તો તે કુંડળીમાં જે ફળ દરશાવેલું હોય તેની અસર ત્રણ મહીના સુધી રહે, જો વરખ, સીંહ, વૃશ્ચિક, કુંભ એ રાશીનું લગ્ન આવે તો આખું વર્ષ બારે મહીના તે કુંડળીના ફળની અસર રહે, જો મિથુન, કન્યા, ધન, અને મીન એ રાશીનું લગન આવે તો તે કુંડળીની અસર છ મહીના સુધી રહે.

૨. **"લ્યુનેશન"** ( Lunation ) હવે જે વખતે રવી ચંદ્રનુ કંજંગશન ☽ ☌ ☉ કે ઓપોઝીશન ☽ ☍ ☉ થાય તે ઘડીની કુંડળી કાઢવી, એ કુંડળી બે રીતે જોવાય છે, એક તો ચંદ્ર કેઇ રાશીમાં આવેલો છે તે ઉપરથી ફળ માલમ પડે છે, અને બીજું તો ચંદ્ર કેવી કેવી જાતની સારી માઠી "એસપેકટસો" કરે છે, તે ઉપરથી માલમ પડે છે. જો ચાંદરાત, સુર્ય જ્યારે મેષ રાશીમાં દાખલ થતો હોય, ત્યારે નજદીકમાંજ પડે, તો દર મહીને જરૂર ચાંદરાતની કુંડળી કાઢી જોવાથી ઘણી ચીજો માલમ પડશે. જો કોઈ સંકરાતીની વખતે પુનમ, ઇન્ગ્રેસના ભુવનની નજદીકમાં પડે તો તે વર્ષે પુનમની, કુંડળી દર મહીને કાઢવી. એ લ્યુનર યાને ચંદ્રને લગતી કુંડળી, ઇન્ગ્રેસની મુખ્ય કુંડળીમાં જે ફળ અને જે જે એસપેકટસો જણાવેલી હોય, તે તે એસપેકટસો કયારે ફળ આપશે તે દેખાડે છે, એ ચંદ્રની કુંડળીઓની અસર ફકત એક મહીનાનીજ જાણવી.

૩. **"સુર્ય ગ્રહણ"**, જ્યારે પણ સુર્ય ગ્રહણ થવાનું હોય, ત્યારે તે મહીનાની ચાંદરાતની કુંડળી જરૂર કાઢવી. ગ્રહણ લાગવાની ઘડી પળે જે કુંડળી કાઢવામાં આવે છે, તે ભુલ ભરેલું છે, તે માસના (New Moon) યાને ☽ ☌ ☉ નીજ કુંડળી કાઢવી જરૂર છે, કારણકે તેજ ઘણી ઉપયોગી છે, કારણક તે કુંડળીની અસર, જેટલા કલાક અને મીનીટ સુધી ગ્રહણ ચાલુ રહે છે, **તેટલા વર્ષ અને મહીનાઓ સુધી** તેની અસર લંબાય છે, તથા તે અસરો ઘણી જોરાવર હોય છે. તેની અસર જે રાશીમાં ગ્રહણ થયું હોય તે રાશીને લગતા માણસ, તથા મુળકોમાં ઘણીજ અસર કરે છે, તે ઉપરાંત જે દેશમાં તે ગ્રહણ

દેખાવ દે છે, ત્યાં પણ તેની અસર વિશેષ છે. એ પ્રમાણે **સુર્ય** ગ્રહણને લગતી કુંડળી પણ દુન્યામાં થનારા **ફેરફારોની** વીગત જાણવાને ઘણી જરૂરની છે.

૪. **"ચંદ્ર ગ્રહણ,"** જે મહીનામાં ચંદ્ર ગ્રહણ થાય, તે માસની ☽ 8 ☉ પુનમની કુંડળી જરૂર કાઢવી, કારણકે જેટલા કલાક ને જેટલી મીનીટ સુધી ચંદ્ર ગ્રહણ રહે, **તેટલા માસને તેટલા દીવસ સુધી** તેની અસર દુન્યામાં રહે છે. એ ચંદ્ર ગ્રહણ જે રાશીમાં થાય તે રાશીના મુળક અને લોકોને તે વધારે અસર કરે છે.

૫. દરેક મુખ્ય મોટા ગ્રહો જેવા કે મંગળ, શની. ગુરૂ, હરશચલ, નેપચ્યુન વીગેરે ગ્રહો જયારે જયારે એક બીજા સાથે **"કુંજંગશન"** યાને યુતિમાં, અથવા તો **ઓપોઝીશન** યાને ૧૮૦ અંશની દ્રષ્ટિમાં આવે, તે વખતની પણ કુંડળી કાઢવી જરૂરની છે, કે તેની અસર અમુક મુળકમાં અને અમુક પ્રજાને કેવી રીતે સારી અથવા માઠી નીવડશે: કારણકે મહાભારત ફેરફારો એ સંયોગોથી થાય છે.

## મુંદન કુંડળીના બારે ભુવન તથા તેમાં રહેલા ગ્રહોના સારાં માઠાં ફલની સમજણ.

**પહેલું ભુવન**=કુંડળીનું લગન યાને પહેલું ઘર બીજાં બધાં ઘરો કરતાં વધારે ઉપયોગનું છે. કારણકે જે પ્રજા અથવા જે મુળક માટે તે કુંડળી ઉત્તપન્ન કરવામાં આવે છે. તે મુળકની પ્રજા, તે પ્રજાની હાલત, સુકાળ દુકાળ, તથા તંદરૂસ્તી વીગેરે જોવાનું છે. હવે પહેલાં ભુવનમાં જે રાશી હોય, તે પ્રમાણેની અસર આગળ કહ્યા પ્રમાણે રહે છે. પણ જો તેમાં કોઇ ગ્રહ બેઠો હોય તો તે ગ્રહ, અથવા તે રાશીનો માલેક, વીગેરે જેવી રીતે સાધારણ જન્મ કુંડળીનું ફળ જોવામાં આવે છે, તેમ હરેક ચીજ જોવી, એ પ્રમાણે દરેક ભુવનોમાં જે જે ગ્રહો અને રાશીઓ હોય તેવી તેની અસર થાય છે, એમ જાણવું. જો શુભ ગ્રહ પહેલાં ઘરમાં હોય તો પ્રજાને ઘણું લાભકારી અને સુખાકારીભર્યું જાણવું. જો પાપદૃષ્ટિમાં ગ્રહ પડયો હોય, નીચનો હોય, તો તેના પ્રમાણમાં તે ફળ સારૂં માઠું આપે છે,

જે સર્વે સમજ આગળા ભાગોના પ્રકરણોમાં આપેલી છે, તે અત્રે લાગુ પાડવી. જો પાપગ્રહ પહેલાં ભુવને આવે તો પ્રજાને ઘણો ગેર-લાભ ને નુકસાની વેઠવી પડે, પણ જો તે પાપગ્રહ ઉપર કોઈ સારા ગ્રહની દૃષ્ટિ હોય તો, તે દુઃખ થોડું ઘણું કમતી થાય. જો પહેલાં ઘરમાં ચંદ્ર આવે ને ચાંદરાત પડતી હોય તો, તે મુળકમાં ઘણા ફેરફાર થવાનો સંભવ છે. તે ફેરફારનું ફળ ચંદ્ર જેવી જેવી એસ-પેકટ કરતો જાય, તેવી તેવી અસરો ઉત્તપન્ન કરનારૂં જાણવું. જો **રવી** પડયો હોય ને સારી દૃષ્ટિમાં હોય તો લાભકારી, પણ જો પાપ-દૃષ્ટિમાં હોય તો નોકરો અને શેઠો વચ્ચે ખટપટ થાય, અને પ્રજાની તંદરૂસ્તી સારી રહે નહીં. જો **ચંદ્ર** હોય ને સારી દૃષ્ટિમાં હોય તો સ્ત્રીઓ તથા બચ્ચાંઓને લાભ કરે તથા પ્રજામાં ઘણા સારા ફેરફાર થાય. જો ખરાબ દૃષ્ટિમાં હોય તો નાસીપાસી, નીરાશા, ને દુઃખ પ્રજામાં વધે. **બુધ** જો લગને હોય તો વેપાર વધે, અને કેળવણી તથા એજયુકેશનનો બહોળો ફેલાવો કરે, પણ તેની અસર જેવી જેવી એસપેકટસમાં બુધ ઘેરાયલો હોય, તે પ્રમાણમાં સારી માઠી હોય છે. માઠી દૃષ્ટિમાં બુધ, લાયબલ, નિંદા, તથા છાપાવાળાઓમાં ખટપટ ઉત્તપન્ન કરનારો છે. જો **શુક્ર** પહેલાં ભુવનમાં આવે ને સારી દૃષ્ટિમાં હોય તો લગનો થાય, પ્રજાને સુખ મળે, સ્ત્રીઓ તથા બચ્ચાંઓને ફાયદો થાય, સાધારણ સુખાકારી ને તંદરૂસ્તી પ્રજાની વધે, પણ જો પાપગ્રહોની યુતી કે દૃષ્ટિમાં ફસ્યો હોય તો વ્યભીચાર, સ્ત્રીઓપર બળાતકાર, બચ્ચાંઓને ભારી, તથા અનેક રીતે નુકસાન કરતા છે. જો **મંગળ** લગને આવે તો તેનું ફળ ખરાબજ જાણવું. ખુનામરકી, હુલ્લડ, હડતાળ, ચોરી, ને પ્રજાની તંદરૂસ્તીનું નખ્ખોદ વળે. લોકોમાં લડાઇનો જુસ્સો ઉત્તપન્ન કરે, અને દરેક રીતે ખરાબજ સમજવો. જો **ગુરૂ** પહેલાં ભુવને આવે તો હરેક ચીજે ઘણો સારો, સંતોષ, સબુરી, સુખ, સુકાળ, પુષ્કળ વેપાર, સારી તંદરૂસ્તી અને મોટા પ્રમાણમાં લાભ થાય, જો પાપદૃષ્ટિમાં ફસેલો હોય તો તેના જોરના પ્રમાણમાં માઠી અસરને સરળ કરે છે. જે ભુવન માંહેલો ગ્રહ, લગ્ને રહેલા ગુરૂપર પાપદૃષ્ટિ નાખતો હોય તે ભુવનને લગતી બાબદથી પ્રજા પીડાય તે જાણવું. **શની** જો લગ્ને આવે તો માઠા બુરો જાણવો જો

સારી દૃષ્ટિમાં હોય તોબી, અસંતોષ, દુકાળ, બેરોજગારી. મતફેર, કાવત્રાં, વેપારમાં ખોટ, ગરીબાઈ, તંગી નાદરૂસ્તી ઉત્તપન્ન કરે, અને ખરાબ દૃષ્ટિમાં તો નખ્ખોદ વાળનારો જાણુવો, યાને મહા કષ્ટ અને દુ:ખ ઉત્તપન કરે. જો ઘણીજ સારી દૃષ્ટિમાં આવ્યો હોય તો સહેજ પ્રજાને ચોંકેલાં, ચેતેલાં, અને ચોક્કસ બનાવે છે. હરશચલ ગ્રહ જો પહેલાં ઘરમાં આવે તો હુલ્લડ, જબરદસ્તી, જુલમ, રાજદરોહ તથા સરકારની સામે થાય. ખુનામરકી તથા સુલેહનો ભંગ થાય. જો સારી દૃષ્ટિમાં હોય તો નવી શોધો કરે, સુધારો કરે, તથા ચુનોચરા અને ઉત્સાહ ઉપજાવે. જો **નેપચ્યુન** ગ્રહ પહેલાં ઘરમાં હોય તો, તો પ્રજામાં અસંતોષ ઊત્તપન કરે. છુપા મંડળ ઊભા થાય, વ્યભીચાર, દારૂ અને વ્યસન ઘણું થાય, આપઘાતો અને પાપ બેસુમાર થાય, અને પ્રજામાં ઘણો મોટો હોહોકાર કરી મુકે, મોટી ઉથલપાથલ થઇ જાય, અને દગો ફટકો ઘણો ઉભો થાય, એ ગ્રહ સર્વે વાતે ઘણો મોટો નુકસાન કરનારો છે. ખાસ કરીને એ દરેક ઉપર લખેલી વીગતોને માટે ગ્રહનું બળ તથા ઊંચ નીંચ પ્રમાણ જરૂર જોવું. એજ પ્રમાણે બીજાં બાર ભુવનમાં તે દરેકને લગતી સારી માઠી અસરો જોવી. કુંડળીના **બીજા** ભુવનમાં પ્રજાની પૈસા સંબંધી હાલત, મેહેસુલીખાતાંની હાલત, બેંક, દલાલી, લોન, શેર, એકસચેન્જ, વેપાર વણુજ વીગેરે સર્વે બાબદ જોવી. **ત્રીજા** ભુવનમાં રેલવે કંપનીઓ, પોસ્ટલ અને તાર ખાતું, અને તેને લગતી સર્વે બાબદો, રેલવેના શેરો, રેલવેની મેહેસુલ તથા કમાઇ, તથા દરેક જાતનાં લોકોમોટીવ ઇન્જીનોને લગતી બાબદો, મોટરકારો, ચોપડીઓ, ન્યુસપેપરો, લાયબ્રેરીઓ, અને દરેક લીટરરી બાબદોને લગતો ખુલાસો મળે છે, જો ચાંદરાત (New Moon) એ ત્રીજાં ભુવનમાં પડે તો મોટો લાભ એ દરેક બાબદનો આપે. **ચોથાં** ભુવનમાં હરેક ચીજ જમીન સંબંધી જોવાની છે, ખેડુત વર્ગ, ખેતીવાડી, પાક, જમીનના ભીત્તરની ખણીજ પદાર્થ વીગેરેને લગતી ખાંણો (Mines), સરકારની વીરૂધ્ધ પક્ષની બાબદો જણાય છે, એ ઘરના કશપર (Cusp) જે રાશી આવે, અને તેની જે ડીગ્રી હોય, તેનાં પ્રમાણમાં ધર્તીકંપ, જવાળામુખી, વીગેરે ગ્રહના પ્રવેશથી જાણવું. જયારે ચોથાં ઘરનાં કશપર અમાસ યાને

ચાંદરાત પડે, તો જરૂર ધર્તીકંપ થાય, જે રાશી હોય તે રાશી અને જે ડીગ્રી હોય તે ડીગ્રીને લગતા મુળકમાં થશે એમ જાણવું. **પાંચમું** ભુવન રંગરાગ, નાટક, બચ્ચાં, કેળવણી ખાતું, જન્મ પ્રમાણ, નીશાળો અને મોજમજાહનાં ધામોને લગતું છે. **છઠું** ભુવન જાહેર પ્રજાની તંદરૂસ્તી તથા જાહેર હાલત અને વ્યવસ્થા, ગરીબ મજુર વર્ગ અને ચાકરી કરનારાઓને લગતી બાબદો, વોલંટીયરસો, તથા પ્રજાની સેવા કરનારાઓ, લશકર, તથા દર્યાઇ લશકરખાતાંઓ, સેલરો, તથા લડાઈનાં સીપાઇઓ, મનવારો વીગેરેને લગતું જોવાની સમજ આપનારૂં છે. દરદ અને દુઃખ જે રાશી **છઠ્ઠાં ઘરપર** આવે તે ઉપરથી જોવું, તથા સીકનેસ અને શારીરિક બીત્તરનાં દરદો વીગેરે માટે આ ચોપડીમાં આપેલાં **મેડીકલ એસ્ટ્રોલોજીનાં** પ્રકરણમાં તપાસવું. **સાતમું** ભુવન ઘણું અગત્યતા ધરાવનારૂં છે, કારણકે એ ભુવનમાં પારકા મુળક, પારકી પ્રજા, લડાઇ, તકરાર, રાજ્ય રાજ્યનો બંદોબસ્ત, કોલકરાર, સંધી, લગ્નો તલાક, અને જાહેર બીજી બાબદોને લગતો ખુલાસો આપનારૂં છે. **આંઠમું** ભુવન પ્રજાનાં મરણ પ્રમાણ માટે ખાસ છે. વળી એ ભુવનમાં **પ્રીવી કાઉન્સીલને** લગતી પણ બાબદો જણાય છે. જો ચાંદરાત કે અમાસ અને પુનમ એ ભુવનમાં થાય તો તે જરૂર તપાસવું. ચંદ્ર જો ખરાબ અને પાપદ્દષ્ટિથી ઘેરાયલો હોય તો, સ્ત્રીઓ, તથા મોટા માણસોમાં મરણ નીપજે, આંઠમાં ભુવનમાં મંગળ હોય તો, મીલીટરી અને દાકટરી જ્ઞાનવાળાઓ મરે, આગથી મરણો નીપજે, **એકસીદંટો** થાય, લોખંડનો મોટો વેપારી મરે, અથવા તો તે વેપારને આગથી નુકસાન પુગે. **નેપચ્યુન** ગ્રહ આપઘાત, ઝેર, દવા, ડુબી જવાથી, તથા ઘેલાપણાથી મરણો નીપજાવનારો છે. **નવમું** ભુવન, ધર્મ અને ધાર્મીક વર્ગને માટે છે, કોર્ટ દરબાર, તથા દરેક **"લીગલ"** બાબદો, વહાણની સફરો, તથા દર્યા માર્ગેનો વેપાર તથા સાયન્સ, વિધ્યા, નવી શોધ વીગેરે બાબદો ઉપર અજવાળું નાખનાર છે. **દશમું** ભુવન રાજા અથવા પ્રજાનો રાજકરતા, અથવા પ્રેસીદન્ત, વાઇસરોય, ગવરનર જેનરલ, વીગેરે, રોયલ રાજકરતાનું કુટુંબ, ઉમરાવો, તથા રાજની લગામ, એ સર્વે બાબદ ઉપર ખુલાસો કરનારૂં છે. આ ભુવનમાં જો સુર્ય અથવા ચંદ્ર ગ્રહણ પડે તો તે ઘણુંજ

ખરાબ પરીણામ જાણવું. જો ચાંદરાત (New Moon) એ ભુવનમાં પડે તો માન મર્તબો રાજવંશીનો વધે ને ઘણીક રીતે લાભ થાય, જો ચંદ્ર ખરાબ સ્થીતીમાં એ ભુવનમાં આવે તો રાજકરતાનું મરણ નીપજે, એ માટે બીજા ગ્રહો પણ તપાસવાની જરૂર છે. અગ્યારમાં ભુવનમાં ખાસ કરીને પાર્લામેન્ટની બાબદો, હાઉસ ઓફ કોમનસ, તથા તેને લગતાં હરેક કામકાજ ઉપર છે. બારમું ભુવન જેલ, બંદીખાનાં, વર્ક હાઉસીસ, હાસ્પીતાળો, મેડહાઉસો, બદમાસોને સુધારનારાં મથકો, ધરમખાતાંઓ, ગુનાહ અને બુરાં કાંમો, જાસુસો અને ખાનગી દુશમનો વીગેરેનો પુરતો ખુલાસો આપે છે. હરેક બાબદ આગળાં પ્રકરણોમાં જણાવી ગયા તેમ ગ્રહો, રાશીઓ, તેનાં માલેકો, તેનાં બળ, ઊંચનીંચ ખાસીયત, તેની ડીગ્રી તેની એસપેકટસો તથા સમાગમ અને દૃષ્ટિ ગોચર પ્રમાણે આ "મુંદન" કુંડળી તપાસવી, અને તેને લગતા અનેક ભુવનોને લગતી બાબદો જોવી. તથા હોરારી એસ્ટ્રોલોજીનાં પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે કુંડળીનાં કોઈ ભુવનની રાશીને લગતા કોઇપણ મુળકની વીગત જોવી, એ માટેની સમજણ હવે આપીશું.

## મુંદન કુંડળીનું ફળ જોવાની રીત.

દર વર્ષે ચાર ઇન્ગ્રેસ (Ingress) યાને ચારે સંક્રાતીની કુંડળી જરૂર કાઢવી, અને ત્યાર પછી દર મહીને નવો ચંદ્ર યાને ચાંદરાત થાય તેની કુંડળીઓ કાઢવી. એ સર્વેમાં મેષ રાશીમાં સુર્ય દાખલ થાય છે તે વખતની કુંડળી જરૂર કાઢવી, કારણકે તેજ કુંડળી આખાં વર્ષનું ફળ આપનારી છે, ત્યાર પછીની બીજી કુંડળીઓ તો, તે પહેલી કુંડળીમાં દર્શાવેલી બાબદોને ચોક્કસ રીતે અને અનુક્રમે કયારે ફળ આપતી થાય છે તે જોવા માટે છે, મુખ્ય પાયો મેષ રાશીમાં સુર્ય દાખલ થતાં, જયોતીષીનું વર્ષ બેસે છે, માટે એ કુંડળી ઘણીજ જરૂરની છે.

હવે સહુથી પહેલાં તો જોવું કે કુંડળીનું પહેલું ઘર યાને લગન કેઇ રાશીનું છે. જો વરખ, સીંહ, વૃશ્ચિક અથવા કુંભ રાશીનું લગન હોય તો, એ કુંડળીની અસર આખું વર્ષ થશે. જો મિથુંન કન્યા, ધન, કે મીન રાશીનું લગન આવે તો જાણવું કે એ (Ingress)

ઇન્ગ્રેસનું ફળ ફકત ૭ મહીનાં અસર કરશે. પણ જો મેષ, કર્ક, તુલા, મકર રાશીનું લગન આવે તો જાણવું કે તેનું ફળ ફકત ત્રણ મહીનાજ અસર કરીને ખલાસ થશે. માટે એ પ્રમાણે બીજી કુંડળીઓ કાઢવી, નહીં કાઢવી, તે સમજી લેવું. હવે પહેલે જોવું કે ઇન્ગ્રેસ કઇ રાશીમાં પ્રવેશ કરે છે તે જોવું, કારણકે જે ભુવનમાં ઇન્ગ્રેસ પ્રવેશ કરે તે ભુવનને લગતી ચીજોને લગતું સર્વે વધુ પ્રમાણમાં ફળ આપે. ત્યાર પછી પહેલાં ભુવનને તપાસવું તથા તે ભુવનમાં જે રાશી હોય તેનો માલેક ગ્રહ તપાસવો કારણકે તે ગ્રહ એ આખ્ખાં વર્ષનો લોર્ડ ગણાય છે, અને ત્યાર પછી એક પછી એક ભુવનો જોતા જવું, તે માંહેલી રાશી, ગ્રહ, તેનાં બળ, રાશીનો માલેક, ઉંચ નીચ, તથા તેને કેટલી કેટલી ડીગ્રીની સારી અથવા પાપદૃષ્ટિ બીજા ગ્રહોથી થાય છે, તે સર્વે બીનાં ઘણા ધ્યાન અને ચોક્કસાઇથી જોવી, ધારો કે રવી જો કુંડળીના સાતમાં ભુવનમાં આવ્યો, તો સાતમું ભુવન કુંડળીનાં લગ્ન યાને પહેલું ભુવનની એટલે પ્રજાની બરોબર સામેનું યાને પારકી પ્રજાનું થયું, હવે તે પ્રજાને લગતી બાબદો સર્વે મોટે ભાગે આરંભે છે, હવે ત્રાન્ઝીતમાં જો મંગળ ફરતો ફરતો તે વખતે રવીની ઉપરથી પસાર થાય, તો જાણવુ કે પારકી પ્રજામાં ગંભીર ખળભળાત કરી મેળે, અને પારકાં રાજ્યો સાથે ખટપટ ઉઠે. ધારો કે રવી અથવા ચંદ્ર દશમાં સ્થાને આવે, અને જો મંગળ ત્રાન્ઝીતમાં તેની ઉપરથી પસાર થાય, તો જાણવું કે રાજ્યકર્ત્તા અથવા નો મહારાણી, કે કોઇ મોટા ઉમરાવનું મોત થાય, અથવા ગંભીર માંદગી ભોગવે અથવા મોટો એકસીદંટ થાય. એવી રીતે અનેક બાબદો તપાસવી, જે વાંચનારે આ પુસ્તકનાં આગળાં પ્રકરણોનો અભ્યાસ કર્યો હશે તે ઘણી સારી રીતે આ બાબદ સમજી શકશે.

## ગ્રહણ વીચાર.

સુર્ય ગ્રહણ મુંદન જયોતીષમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે, કારણકે તેની અસર ઘણો લાંબો વખત સુધી રહે છે, તેટલા માટે દરેક સુર્ય ગ્રહણની કુંડળી કાઢવાની ઘણી જરૂર છે. રવી અને ચંદ્રનું કંજંગશન થાય તેને સુર્ય ગ્રહણ કહે છે, અને રવી અને ચંદ્રનું ઓપોઝીશન થાય તેને ચંદ્ર ગ્રહણ કહે છે. સુર્ય ગ્રહણની કુંડળી

ગ્રહણ મધ્યાનમાં આવે તે વખતની કાઢવી નહીં, પણ જેવી યુતી યાને કંજંગશન શરૂ થાય તે વખતનીજ કુંડળી કાઢવી, .અને એવી રીતે જોતાં ચાંદરાત "ન્યુ મુન" ( New Moon ) અને પુનમ "ફુલ મુન" (Full Moon) એ બેઊ કુંડળી કાઢવાની જરૂર છે. ગ્રહણ જે મુળકમાં દેખાય તે મુળકમાં તેની ઘણી અસર થાય છે, તે ઊપરાંત જે રાશીમાં થાય, તે રાશીને લગતા મુળકો, જાત અને માણસો તેમજ ચીજોને પણ અસર કરનારૂં છે. ચંદ્ર ગ્રહણની અસર ગ્રહણ પડતાં ઘણી જલદી માલમ પડે છે, પણ સુર્ય ગ્રહણની અસર તો ઘણે વખતે લંબાણ સુધી માલમ પડે છે, જેટલું ગ્રહણ સંપુર્ણ તેટલી તેની અસર વધારે રહે છે. જે ગ્રહણો દુન્યાનાં જે જે ભાગોમાં દેખાતાં નથી તે તે ભાગોમાં તેઓની અસર ઉતરતી નથી. હવે જે રાશીમાં ગ્રહણ પડે તે રાશીનો મુળક ને પ્રજાને અસર કરવા ઉપરાંત, ગ્રહણ કુંડળીનાં લગ્ન તથા તેનો માલેક અને તેનું ભુવન, તેની ડીગ્રી, તેમજ બેઊની ડીગ્રી અથવા રાશીનાં અમલવાળાં મુળકો શહેરો વીગેરેને અસર કરે છે.

જો ગ્રહણ વરખ, સીંહ, વૃશ્ચિક અને કુંભ રાશીમાં પડે તો તેની અસર ઘણી લંબાણ જાણવી, જો મેષ, કર્ક, તુલા, કે મકર રાશીમાં પડે તો તો ઘણા થોડા વખતમાંજ તેની અસર ઉતરી જાય છે, જો મિથુન, કન્યા, ધન કે મીનમાં ગ્રહણ પડે તો તેની અસર તુરત શરૂ થાય ને લંબાણ વખત સુધી રહે, પણ વચમાં ખાંચો પડે, યાને ગ્રહણ થતાં શરૂઆતમાં ફળ આપે, ને પછી અટકી જઇ વળી એકાએક ફળ આપવા માંડે.

જો ગ્રહણ મેષ, સીંહ ને ધનમાં થાય તો, ગાય ઢોર જાનવરો ને ચોપગાં મરે, કોઇ મોટા રાજવંશી અથવા જાહેર માણસનું ખુન થાય, અથવા બંધીખાને પડે, પ્રજામાં અસંતોષ ને કચકચ ઊભી થાય, લશકરી હીલચાલ થાય, લડાઇ થાય, આગ લાગે, તાવનો રોગ ચાલુ થાય, મરકીનું જોર વધે, મોંઘવારી થાય, ધાન્યનો પાક ઓછો થાય, ફળફળાદીમાંથી રસકસ ઉડી જાય, એ સર્વે ચીજો મોટે ભાગે જે મુળકને લગતી એ રાશીઓ માંહેલી, જે રાશીમાં ગ્રહણ પડે, તેને લગતાજ મુળકમાં વીશેષ ફળ આપે. જો ગ્રહણ વરખ, કન્યા કે

મકર રાશીમાં પડે તો દુકાળ પડે, અને તેનું કારણ હીમ પડવાથી, કરાંથી હોય અથવા ધર્તીકમ્પો થાય, ધાતુ વીગેરેની જમીનની ખાંણોમાં હોનારત થાય, અને ખેતીવાડીને ઘણું મોટું નુકસાન પુગે. જો ગ્રહણ મિથુન, તુલા કે કુંભ રાશીમાં પડે તો દુકાળ પડે, માંદગી ઘણીજ થાય, ઉડતા રોગોનો પ્રવેશ થાય, તોફાનો અને વંટોળ્યાઓ થાય, પવનનાં જોશથી લોકને ઘણું ખમવું પડે. જો ગ્રહણ કર્ક, વૃશ્ચિક કે મીન રાશીમાં પડે તો, સાધારણ પંકતીના લોકોમાં મરણ પ્રમાણ વધે, લોકો ઘણા મરે, પક્ષી, પંખેરૂ તથા માછલીનો નાશ બેસુમાર થાય, જે ચીજો નદી કીનારે અથવા તો પાણીની અંદર રહેતી હોય તેને ઘણુંજ ભારી છે.

**હવે નીચલા વિચાર પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે.** જો ગ્રહણ પુર્વ તરફ પડે, તો તેની અસર આવતા ચાર માસ સુધીમાં થાય, અને તેનાં પહેલા ભાગમાં ફળ આપે. હવે પુર્વ એટલે કે લગનવાળું ભુવન જાણવું. જો મધ્ય ભુવનમાં યાને દશમે ઘરે ગ્રહણ છે તો ગ્રહણ દીવસથી ચોથા મહીનાથી આંઠમાં મહીના સુધીમાં ફળ આપે, અને એ ચાર મહીનાં માંહેલા વચલા ભાગમાં ફળ આપે, જો પશ્ચિમ ભુવનમાં ગ્રહણ પડે તો ગ્રહણ પડવાનાં વખતથી આંઠમે માસથી બારમાં માસ સુધીમાં ફળ આપે, અને ખાસ કરીને છેલ્લા વખતમાં ફળ આપે.

હવે ખરો સંભવીત ગ્રહણ ફળનો વખત, સુર્ય ઉદય અથવા સુર્ય અસ્તથી તે ગ્રહણ મધ્યાન થતાં સુધીનો વખત ગણવો, અને જેટલા કલાક થાય, તેટલા કલાકની મીનીટ કરી નાખવી, પછી તેને ચારે ભાગવા, તો જે ભાગ આવે, તેટલા દીવસે તેનું ફળ જાણવું. ૨૪) કલાકનું એક વર્ષ એ હીસાબે ગણવું. હવે ગ્રહણનો વીચાર જોવાની ઘણીજ અગત્ય છે, કારણકે તેનાં પરીણામે જગતમાં મોટા ફેરફાર થાય છે, તેથી ગ્રહણનાં ગુણદોષ બરાબર પીછાણવા માટે નીચલી બાબદો જોવી.

દરેક રાશીને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખી છે, યાને રાશીનાં ૩૦ અંશ છે, તેમાંથી ત્રણ ભાગ કરી, દરેક ભાગમાં દશ અંશ રાખ્યા

છે, હવે જે રાશીમાં ગ્રહણ હોય, તે રાશીની કેટલી ડીગ્રીમાં ગ્રહણ થયું તે જાણવું જરૂરનું છે, પછી તે દીગ્રી યાને અંશ, તે રાશીને લગતાં કયા ત્રીજા ભાગમાં સમાય છે, તે જોવું, જેનો કોઠો નીચે પ્રમાણે છે :—

**કોષ્ટક.**

| અંશ | ૧ થી ૧૦ | ૧૦ થી ૨૦ | ૨૦ થી ૩૦ |
|---|---|---|---|
| મેષ રાશી | મેષ | સીંહ | ધન |
| વરખ | વરખ | કન્યા | મકર |
| મિથુન | મિથુન | તુલા | કુંભ |
| કર્ક | કર્ક | વૃશ્ચિક | મીન |
| સીંહ | સીંહ | ધન | મેષ |
| કન્યા | કન્યા | મકર | વરખ |
| તુલા | તુલા | કુંભ | મિથુન |
| વૃશ્ચિક | વૃશ્ચિક | મીન | કર્ક |
| ધન | ધન | મેષ | સીંહ |
| મકર | મકર | વરખ | કન્યા |
| કુંભ | કુંભ | મિથુન | તુલા |
| મીન | મીન | કર્ક | વૃશ્ચિક |

જે ગ્રહણ નીચે પ્રમાણેની રાશીનાં અંશોમાં પડે તો તેનું ફળ :—

## સુર્ય ગ્રહણ.

**મેષ રાશીમાં** ૧° થી ૧૦° અંશમાં ગ્રહણ પડે તો લડાઇ, ખળભળાટ, ગેરસમજુતી, લશકરી હીલચાલ તથા હવામાં પવનનો જોશ વધારે થાય. જો ૧૧° થી ૨૦° અંશમાં હોય તો કોઇ મોટો માણસ અથવા રાજવંશી કેદ પડે, અથવા તો તેને દુ:ખ પુગે અથવા તો મરે, ઝાડપાનનાં ફળનો નાશ થાય. જો ૨૧° થી ૩૦° માં અંશે પડે તો, કોઇ આબરૂદાર મોટા ખાનદાનની સ્ત્રીનું મોત થાય, જાનવરો ઘણા મરે અને પ્રજાને દુ:ખ ને દલગીરી વેઠવી પડે.

**વરખ રાશીમાં** ૧° થી ૧૦° અંશે ખોરાકીનો નાશ કરે, અનાજનો નાશ થાય, અને વેપારને ધોકો પુગે. ૧૧° થી ૨૦° માં મુસાફરી કરનારાઓને નુંકસાન પુગે અને હમેલવાળી સ્રીઓને હેરાન થવું પડે. ૨૧° થી ૩૦° માં દુકાળ પડે.

**મિથુનમાં** ૧° થી ૧૦° અંશે ધર્મગુરૂઓમાં કલેશ ઊપજાવે, દવેશભાવ જાગે, અને નિતી તેમજ ધર્મનાં કાયદાઓનું ઊલંઘન થાય. ૧૧° થી ૨૦° માં અંશે ખુન, ચોરી, દર્યાઇ ચોરી, વીગેરેનો ઉપદર્વ થાય. ૨૧° થી ૩૦° માં અંશે રાજ્યમાં આફ્રત આવી પડે, રાજા મરે.

**કર્કમાં** ૧° થી ૧૦° અંશે હવામાં બગાડો, અને રૂતુમાં ઘણો ફેરફાર કરે, ૧૧° થી ૨૦° અંશે નદીઓ સુકાઈ જાય, તથા સ્રીઓનાં ગર્ભનો ક્ષય કરે, ૨૧° થી ૩૦° માં અંશે ઘણા દરદોનો ઉપદર્વ થાય.

**સિંહ રાશીમાં** ૧° થી ૧૦° અંશે અનાજની તંગી પડે તથા કોઇ રાજકુંવરનું મરણ થાય. ૧૧° થી ૨૦° માં અંશે રાજવંશીઓને તથા મોટા માણસોને ઘણી દલગીરી ને દુઃખમાંથી પસાર થવું પડે. ૨૧° થી ૩૦° ધર્મનાં મકાનોનો નાશ થાય, ખરાબી થાય, દેવળો, ધર્મની જગ્યાઓને ખરાબ કરે, શહેરોમાં લુટો ચાલે, કોઇ શહેરને ઘેરો પડે.

**કન્યા રાશીમાં,** ૧° થી ૧૦° અંશમાં પડે તો કોઇ રાજા મરે, અને ભારે આફ્રત આવી પડે. ૧૧ થી ૨૦° માં દુકાળ પડે. ૨૧° થી ૩૦° માં ચીતારાઓ, કવીઓ, અને ભણેલા માણસોને બહુ દુઃખ ખમવું પડે, અથવા તો કેદમાં પડે.

**તુલા રાશીમાં,** ૧° થી ૧૦° અંશમાં મોંઘવારી થાય, દુકાળ પડે, હવામાં બગાડો થાય, ૧૧° થી ૨૦° માં દુકાળ ને કોઇ રાજાનું મરણ નીપજાવે. ૨૧° થી ૩૦° માં ઉમરાવ લોકોની માલમીલકતને નુકસાન થાય.

**વૃશ્ચિક રાશીમાં,** ૧° થી ૧૦° માં લડાઈ શરૂ થાય, ખુના મરકી ચાલે, રાજદરોહ થાય, ૧૧° થી ૨૦° માં કોઈ સુલેહ સંપજથી રહેતા રાજા અથવા મોટા માણસને નુકસાન પુગાડે, ૨૧° થી ૩૦° માં કોઇ જુલમી પેદા થાય, આળસાઈ ને ઉત્તેજન મળે, ધીક્કાર વધે ને પ્રજાને બંધ કરવાની ફરજ પડે.

**ધન રાશીમાં** ૧° થી ૧૦° અંશે માનવીઓમાં દ્વેષભાવ ઘણો ઉભો થાય, ૧૧° થી ૨૦°માં ઊંટ ઘણા મરે તથા ઝાડપાલો ખાનારાં જાનવરો ઘણા મરે, ૨૧° થી ૩૦°માં ઘોડાઓ તથા લશકરને ઘણી અસર કરે.

**મકર રાશીમાં** ૧° થી ૧૦°માં મોટા માણસોને અસુખ થાય, તથા બંડ ઉઠે, રાજ્યમાં ઉથળપાથળ થાય. ૧૧° થી ૨૦°માં લશકરમાં મતફેર પડે ને લશકરમાંજ બંડ ઉઠે અને સીપાઇઓ તથા અમલદારોમાં ભારે ગેરસમજુતી થાય. ૨૧° થી ૩૦°માં દુકાળ પડે, રાજ્યમાં રાજા તરફથી કાંઇ હીલચાલ ચાલે.

**કુંભમાં** ૧° થી ૧૦° અંશે પ્રજાને દલગીરી ઉપજે, ૧૧° થી ૨૦° માં જાહેર ચોરીઓ, લુટફાટ, બાળક સ્ત્રીઓપર જાસ્તી ગુજરે, દુકાળ અને ધરતીકંપ થાય, ૨૧° થી ૩૦° માં અંશે બકરાં, ઘેટાં અને જાનવરોની કતલ થાય.

**મીન રાશીમાં** ૧° થી ૧૦° અંશે નદીઓ સુકાઇ જાય તથા દરીયાનાં કીનારાપરનાં મુળકોમાં હેરાનગતી થાય. ૧૧° થી ૨૦° માં કોઇ મહાન પ્રખ્યાત માણસનું મોત થાય, માછલીઓનો નાશ થાય, દરીયામાં તોફાન થાય, મોજાનું જોર વધે, ૨૧° થી ૩૦°માં લશકરીઓ પ્રજાપર પુષ્કળ જુલમ ગુજારે.

એ પ્રમાણે સુર્યનાં અંશ તથા જે રાશીમાં ગ્રહણ થાય તે રાશીનાં અંશ જોવા, ને તે અંશને લગતા મુળકોમાં ઉપર પ્રમાણેની અસર જાણવી.

## ચંદ્ર ગ્રહણ.

**મેષ રાશીમાં** ૧° થી ૧૦° માં અંશે જો ચંદ્ર ગ્રહણ પડે તો, તાવનો ઉપદ્રવ ઘણો થાય, જંગલોમાં આગ લાગે, સુકી ચીજો બળી જાય, તથા હવા સુકી થઇ જાય. ૧૧° થી ૨૦°માં મોંઘવારી, દુકાળ ચાલે, ૨૧° થી ૩૦°માં સ્ત્રીઓનાં ગર્ભ અધુરે જાય, અને સ્ત્રીઓને મહા દુઃખ થાય.

**વરખ રાશીમાં ૧° થી ૧૦°માં** અંશે જાનવરોમાં મરકી ચાલે, ૧૧° થી ૨૦°માં કોઇ રાણી મરે, બીયાંનો પાક ખરાબ થાય, અને જમીન પાક નહીં આપે. ૨૧°થી ૩૦°માં અંશે પડે તો સાંપ અને પેટે ચાલનારાં જનાવરો પુષ્કળ સંખ્યામાં મરે.

**મિથુન રાશીમાં** ૧° થી ૧૦° માં નાટકનાં ધંધાદારીઓની હરીફાઇ ને દુશમની વધે. ૧૧° થી ૨૦°માં લશકરમાં ખળભળાત થાય, પ્રજામાં મતફેર થાય. ૨૧° થી ૩૦°માં કોઇ મોટા જાહેર પ્રખ્યાત માણસનું મરણ નીપજે.

**કર્ક રાશીમાં** ૧° થી ૧૦°માં લડાઇ થાય, ૧૧ થી ૨૦°માં પ્રજાને કરમાં વધારો થાય, તથા પ્રજા દુ:ખી ને દલગીર થાય, ૨૧°થી ૩૦°માં સ્ત્રીઓમાં મરણ પ્રમાણ ઘણુંજ વધે, અને પ્રજામાં દળીદ્રતા ઘણી આવી પડે.

**સીંહ રાશીમાં** ૧° થી ૧૦°માં કોઇ રાજાને એકસીડંટ થાય, અથવા કોઇ મોટો માણસ મરે, ૧૧° થી ૨૦°માં રાજાને મુસાફરી કરવી પડે, ૨૧° થી ૩૦°માં લશકર અને પ્રજાંમાં બંડ ઉઠે.

**કન્યા રાશીમાં** ૧°થી ૧૦°માં માંદગી, અને પ્રજામાં આફત, ૧૧° થી ૨૦°માં વકીલ અને સલાહકારીઓમાં આફત અને મતફેર, ૨૧° થી ૩૦°માં માનવીઓને માંદગી ઘણી થાય.

**તુલા રાશીમાં ૧°** થી ૧૦°માં ઘણા મોટાં તુફાન થાય, ૧૧° થી ૨૦°માં હરેક ચીજ અને દરેક બાબદમાં ઘણુંજ ખરાબ. ૨૧° થી ૩૦°માં કોઇ મોટાં જાહેર માણસનું મોત કરે, ચીંતા ઉપજે.

**વૃશ્ચિક રાશીમાં** ૧° થી ૧૦°માં ધરતીકંપ, મોટું તોફાન, વીજળીનાં ચમકારા વીગેરે થાય, ૧૧° થી ૨૦°માં ફળનો તેલનાં બીયાંનો પાક સુકવી નાંખે તથા હવામાં ઉડતા રોગો, તાવ, અને મરકી ફેલાઇ. ૨૧° થી ૩૦°માં મરકી, દુ:ખ, સખત રોગો, ખુના મરકી, મારામારી ગમખારી વીગેરે થાય.

**ધન રાશીમાં** ૧° થી ૧૦°માં ચોરી, દગાબાજી થાય, ૧૧°થી૨૦° માં ઘોડા અને બળદો ને ચોપગાં જાનવરો મરે, ૨૧° થી ૩૦° માં માણસ જાતમાં રોગ અને દુ:ખ ઘણું ઉત્તપન્ન કરે.

**મકર રાશીમાં** ૧° થી ૧૦°માં દગો ફટકો, અને દલગીરી ઉપજાવનારૂં, કોઈ ભલા અને જાહેર પ્રખ્યાત માણુસનું ખુન થાય. ૧૧° થી ૨૦°માં લશકરીઓનો જુલમ વધે, કેદીઓપર સીતમ ગુજરે, અને ચોરી ને દગાબાજી ઘણી થાય, ૨૧° થી ૩૦°માં કોઇ રાજવંશીનુ મોત થાય.

**કુંભ રાશીમાં** ૧° થી ૧૦°માં અંગ્રેજ કોઇ રાજા માંદો પડે, ૧૧° થી ૨૦°માં પાક કમતી થાય, ને બીયાં નાશ પામે, ૨૧°થી ૩૦°માં દરેક બાબદમાં ગંભીર ફેરફાર થાય.

**મીન રાશીમાં** ૧° થી ૧૦°માં અંશે દેવળો, ધર્મનાં મકાનો, અને ધર્મગુરૂઓને નુકસાન પુગે, ૧૧° થી ૨૦°માં કોઇ મોટા માણુસનું મરણુ થાય, ૨૧° થી ૩૦°માં મોટી ચોરી ને લુટ થાય, અને દરીયા તથા ખુશકીમાં લુટાણું ઘણું થાય, ને પ્રજાપર સીતમ ગુજરે.

આ ઉપર લખેલાં ફળો ચંદ્ર ગ્રહણુને લગતાં છે, તે લખવા પ્રમાણે જ્ઞાનથી જોવાં.

## મોટાં કંજંગશનોની દુન્યાપર અસર.

મોટાં કંજંગશનો યાને મોટા ગ્રહ જેવા કે **મંગળ, શની, ગુરૂ, હરશચલ** વીગેરે એક બીજાની સ્યુતીમાં કે સમાગમમાં આવે તેની અસર ઘણી તીવ્ર થાય છે. તે કંજંગશનો નીચે પ્રમાણે જાણવાં.

૧. **મંગળ અને ગુરૂનું** કંજંગશન દર ૨૭ મહીને પડે છે.

૨. **મંગળ અને શનીનું** કંજંગશન દર બે વર્ષે લગભગ પડે છે.

૩. **ગુરૂ અને શનીનું** કંજંગશન દર વીસ વર્ષે પડે છે.

૪. **શની અને હરશચલનું** કંજંગશન લગભગ દર ૪૫ વર્ષે પડે છે. માટે જે રાશીમાં એ યુતી અને કંજંગશનો થાય તેની અસર તે રાશીને લગતા મુળકોમાં ઘણીજ ખરાબ થાય છે, અને ત્યાં ખાના ખરાબી થાય છે, અને એ કંજંગશનોની અસર, જ્યાં લગી એ ગ્રહો પાછા એવીજ રીતનાં સમાગમમાં આવે, ત્યાં લગી તેની અસર રહે છે.

**મંગળ અને ગુરૂનું** કંજંગશન ધર્મ સંબંધી અને નાણાં સંબંધી ખટપટ ઉભી કરનારૂં છે. **શની તથા મંગળનું** કંજંગશન લડાઇ, બળવો, ખુન, તથા રાજવંશીઓને ભયમાં નાંખનારૂં છે. દાખલા તરીકે શની મંગળનું કંજંગશન થવાનાં પરીણામે, કુંભ રાશીમાં થવાથી, રૂશીયા જાપાનની લડાઇ થઇ, કારણકે કુંભ રાશી રૂશીયાને લગતી છે, ત્યાર પછી તેજ કંજંગશન મીન રાશીમાં થયું ત્યારે પોર્ટુગલના રાજાનું ખુન થયું. હાલનું છેલ્લું કંજંગશન મેષ રાશીમાં થયું તેથી ઇંગલંડનો રાજા કીંગ એડવર્ડનું મરણ નીપજ્યું, તે પછીનું કંજંગશન મંગળ શનીનું તા. ૧૬મી ઓગસ્ટ ૧૯૧૧માં થયું. જે વરખ રાશીમાં હોવાથી ઈરાંન તથા આયરલેન્ડને તેનું ફળ ખમવું પડયું. **સઉથી મુખ્ય કંજંગશન શની તથા ગુરૂનું છે,** કે જે વીસ વર્ષે એકજ વખત થાય છે, ને તેની અસર હમેશાં ચાલુ રહે છે, લગભગ બસો વર્ષ સુધી તેની અસર રહે છે, અને જ્યારે જ્યારે ગ્રહણ અથવા કોઇ બીજી એસપેકટસો ત્રાન્જીતમાં, જે રાશીમાં એ કંજંગશન થયું હોય, તે રાશીમાં થવાથી, ઘણી ભારી અસર તે વખતે થાય છે. છેલ્લું શની ગુરૂનું કંજંગશન ૧૯૦૧ નાં સાલમાં મકર રાશીમાં થયું છે. શની અને હરશચલનું કંજંગશન મરકી અને દુઃખ તથા દુકાળ ઉપર અસર કરનારાં છે, એની અસર કેટલાંક વર્ષ સુંધી ચાલુ રહે છે. હીંદુસ્તાનમાં ભયંકર મરકી ફાટી નીકળવાની આગમજ છેલ્લું શની અને હરશચલનું કંજંગશન વૃશ્ચિક રાશીમાં થયું હતું. જોકે એ કંજંગશનોપર કાંઇ ઘણું ધ્યાન આપવામાં આવતું નથી, પણ સમાગમમાં કોઇ વખતે એ કજંગશનો ઘણીજ હદયભેદક અસર કરે છે, જેના પરીણામમાં ખાનાંખરાબી અને સત્યાનાશી સીવાય બીજું કશું હોતું નથી.

## ધરતીકંપ.

મુંદન એસ્ટ્રોલોજીમાં ધરતીકંપનું ફળ, દુન્યાનાં કયા કયા ભાગોપર અસર કરશે, તે જાણવાનું ઉપયોગી થઇ પડે છે. ધર્તીકમ્પ થવાનુ મુખ્ય કારણ ગ્રહણ તથા સ્થીર રાશીઓ જેવી કે વરખ, સીંહ, વૃશ્ચિક અને કુંભ તથા ખાસ કરીને વરખ તથા વૃશ્ચિક રાશીમાં જે ગ્રહો હોય તેની ચાલ ઉપરથી માલમ પડે છે.

૧. ખાસ કરીને ધર્તીકંપ, ગ્રહણ પડવા પછી થોડાજ વખતમાં થાય છે, અને ખાસ કરીને જે મુળકોમાં ગ્રહણ "મેરીદીયન" અથવા "નાદીર"માં પડે છે, તેમાં જરૂર ધર્તીકંપ થવાનો ઘણો ભય રહે છે. વળી ગ્રહણ વખતે જો કોઇ ગ્રહ સ્થુલ રાશીમાં હોય, તો તે ગ્રહનો તે વખતે જે મુળકમાં ઉદય, અસ્ત, કે મધ્યાન અથવા નાદીર થતો હોય, તે તે મુળકમાં ધર્તીકંપ થવાનો સંભવ છે.

૨. દાખલા તરીકે જો શની તે વખતે સ્થીર રાશીમાં હોય, અને મેરીદીયનથી ૪૫ અંશે દુર હોય, તો તે પ્રમાણે મેરીદીયનથી જેટલી ડીગ્રી દુર હોય, તે પ્રમાણે આગળ કે પાછળનાં મુળકમાં ધર્તીકંપ થાય.

૩. ઘણું કરીને જ્યારે વરખ અથવા વૃશ્ચિક રાશીમાં ગુરૂ, શની, હરશચલ, મંગળ ગ્રહ આવેલા હોય ત્યારે ધર્તીકંપ થવાનો ઘણો સંભવ છે.

૪. મોટાં કંજંગશનો જ્યારે કુંડળીનાં ચોથાં ભુવનમાં થાય છે, ત્યારે પણ ધર્તીકંપ થવાનો સંભવ છે. દાખલા તરીકે એવાં કોઇ મોટાં કંજંગશનનો ટાઇમ સાંધી, તે ટાઇમની કુંડળી કાઢવામાં આવે, અને તે કંજંગશન જો તે કુંડળીનાં ચોથાં ભુવને પડે, તો તે વખતે જરૂર ધર્તીકંપ થાય.

૫. જ્યારે ભેરપતી વરખ અથવા વૃશ્ચિક રાશીમાં હોય અને તેની સાથે બુધ જો પેરેલલમાં અથવા તો ઓપોઝીશનમાં આવ્યો હોય તો ઘણોજ ગંભીર ધર્તીકમ્પ થાય.

૬. જો મેષ, કર્ક, તુલા અને મકર એ રાશીઓની પહેલી ડીગ્રીમાં જો ઘણા ગ્રહ એકઠા થાય તો જરૂર ધર્તીકમ્પ થાય.

૭. જ્યારે મોટા ધુમકેતુઓ, દુન્યાની નજદીકમાં, અથવા તો સુર્યની નજદીકમાં ફરતા ફરતા આવી લાગે છે, તો તે મુળકમાં જરૂર ધર્તીકમ્પ થાય.

## ધુમકેતું.

કોમેટ યાને ધુમકેતુને માટે અસળવારેથી જગજાહેર છે કે, જ્યારેબી તેઓ આ દુન્યાપર દેખાવ દે છે, ત્યારે ઘણા માઠાં પરીણામો

બને છે. મરકી, દુકાળ, લડાઇ વીગેરે ઘણા ગંભીર બનાવો તે વર્ષોમાં બને છે. છેલ્લો ૧૯૧૦માં હેલીસ કોમેટ ફરીથી નજર પડયો હતો, એ નજર પડવાની લગભગ બે વર્ષ અગાઉથી ધર્તીકંપ થયા હતા.

એવું કહેવામાં આવે છે કે જ્યારે ધુમકેતુ યાને કોમેટનો ઉદય પુર્વ તરફ થાય, તો તે નીશાની હવે પછી કોઇ પેદા થનારા પયગમ્બર અથવા ધર્મ શીખવનારની જન્મ થવાની અગમચેતી તરીકે લેખાય છે, જો મધ્ય આકાશે અથવા દશમાં સ્થાને જો ઉદય થાય તો, કોઇ રાજવંશીની મોહટાઈ થાય છે, અથવા મોટો નવો પાદશાહ પેદા થાય છે. પણ જો પશ્ચિમ યાને સાતમાં ભુવનમાં ધુમકેતું ઉદય થાય તો ઘણી મોટી બાના ખરાબી થવાનો સંભવ જરૂર હોયજ છે. જો મેષ, કર્ક, તુલા, મકર એ રાશીમાં ઊદય હોય તો દેશનો રાજા મરે અથવા તો કોઇ મોટો માણસ મરે. જો વરખ, સીંહ, વૃશ્ચિક અને કુંભ એ રાશીમાં જો ધુમકેતું હોય તો પારકા મુળકો સાથે લડાઇ કરવી પડે, તથા ચઢાઇ થાય, જો મિથુન, કન્યા, ધન અથવા મીનમાં હોય તો, દેશમાં મોટો દુકાળ પડે ને ખરાબી થાય. જો કુંડળીને નવમે સ્થાને ધુમકેતું હોય તો ધર્મની મોટી ઉથલપાથલ અને નિંદા થાય, બારમાં સ્થાને અનાજનો દુકાળ પડે, અને આંઠમાં સ્થાને ઘણા મોંત થાય. જે રાશીમાં પહેલો ધુમકેતું દુન્યાને જણાય, તે રાશીને લગતા મુળકોમાં તેની ઘણી ગંભીર અને ખરાબ અસર થાય છે. ધુમકેતું અથવા તો પુછડયા તારા આ દુન્યામાં દેખાવ દે, એ બાબદનું ફળ એ છે કે, તેથી દુન્યામાં મહાન ફેરફારો થવાની વકી છે. ઇત્યાસમાં એવા દાખલા ઘણા નોંધાયલા છે. કહે છે કે અસળનાં વખતમાં જેરૂસલમ શહેર ઉપર એક લાંબી પુછડીવાળો તારો એક વર્ષ સુધી ચાલુ દેખાયા કીધો, જેથી ત્યાર પછી રોમનોના હાથે જેરૂસલમનો નાશ થયો. હાલમાં ૧૯૦૩નાં સાલમાં કુંભ રાશીમાં એક પુછડયો તારો જોવામાં આવ્યો હતો, હવે કુંભ રાશી રશીયાનાં મુળકને લગતી છે, તેથી રૂસ્યો જાપાનની લડાઇ થઇ અને તેમાં રશ્યાની હાર થઇ, વળી એ બાબેની જ્યોતીષી ગણીત એમ છે કે જ્યારે ધુમકેતું જે રાશીમાં જેટલા અંશ હોય, તે રાશીમાં રવી તેટલા અંશનો જ્યારે થાય, ત્યારે તેનું પુરૂં ફળ મળે છે, દાખલા તરીકે કુંભ રાશીમાં પુછડયો તારો

૧૯૦૩માં રશ્યાની રાશીનો થયો, હવે ફેબરૂઆરી મહીનામાં રવી, અંગ્રેજી પ્રમાણે કુંભ રાશીનો થાય છે, ત્યારે ફેબરૂઆરી માંસમાંજ રૂશ્યાએ જાપાન સાથ લડાઇ શરૂ કીધી હતી.

## ચાલુ રોજની એસપેકટો.

રાફ્રાએલની એફીમરીમાં દર વર્ષે, રોજની દરેક કલાકની ગ્રહોની એક બીજા સાથની એસપેકટસો આપેલી હોય છે. એ રોજની એસ-પેકટો જો ધ્યાન રાખી તપાસવામાં આવે તો તેથી ઘણીક બાબદો આગમજથી માલમ પડી શકે છે, કારણકે ઇન્ગ્રેશ કુંડળી, ચાંદરાત યાને ન્યુ મુનની દર મહીનાની કુંડળી વીગેરેનું ફળ એ રોજની એસપેકટો દેખાડી આપે છે, અને જે જે બાબદની એસપેકટો ન્યુ મુનની દર મહીનાની એસપેકટમાં હોય છે, તેનું ફળ સ્પષ્ટ દેખાડી આપે છે. જેમકે:—ચોક્કસ દીવસે બુધ અને મંગળ એક બીજાને ૯૦ અંશની પાપદૃષ્ટિ કરે છે, અને એ બે માંહેલો એકબી ગ્રહ જો ન્યુ મુનની કાઢેલી તે મહીનાની કુંડળીનાં બીજાં ભુવને પડેલો હોય તો જાણવું કે આ દીવસ પૈસા સંબંધી બાબદમાં યાને નાણાં બજારમાં ઘણો કમનસીબ જશે, અને જો તે બળવાન થઇને પડેલો હોય અથવા પાપદૃષ્ટિ બરાબર અંશથી અંશ સુધી હોય, તો તે વખતનાં ન્યુસપેપરો વાંચ્યા કરવાથી હરેક ઠેકાણે એ દીવસે પૈસા સંબંધી નુકસાની, ખોટ અથવા દીવાળાં, કે કોઇપણ નાણાં સંબંધી બાબદની માઠી ખબર આવ્યા વગર રહેશે નહીં, અને એવી રીતે દરરોજની હરેક બાબદો વીચારવાની તક મળે છે, માટે એ બાબદનાં ખંતીલા અભ્યાસની જરૂર છે.. હવે વળી એમ પણ છે કે મુંદન અને ન્યુ મુનની કુંડળીઓ ઉપરાંત, રવી, ચંદ્ર, ગ્રહો વીગેરે એક બીજા સાથે જે હરપળે જુદી જુદી દૃષ્ટિમાં પંચાંગ પ્રમાણે આવે છે, તેઓ પોતે પણ જુદી જુદી અસરો તે દીવસોપર અને પોતાનાં અમુક વખતપર (કે જે વખતની ઘડીપળ પણ રાફ્રાએલની એફીમરીમાં આપેલી છે) જુદી જુદી અસર કરે છે, જેમકે:—શુક્ર જો શની, મંગળ, કે હરશચલ ગ્રહની સાથે ૯૦ અંશ કે ઓપોઝીશનની પાપદૃષ્ટિમાં આવે તો જાણવું કે, તે સમયે પ્યાર, મોહબત, ઘરસંસારી, અને બીજી સાધારણ બાબદોને

માટે ઘણોજ ખરાબ જાણવો. જ્યારે હરશચલ ગ્રહ ઘણોજ નાબળો અથવા સખત પાપદૃષ્ટિમાં પડેલો હોય, ત્યારે જાણવું કે પાર્લામેન્ટમાં, રાજસભામાં, સરકારી સભાઓમાં ઝગડો, વાદવિવાદ, તકરાર અને મતફેર જરૂર થશે, અને સમાધાનીથી કામ આગળ ચાલશે નહીં. ખાસ કરીને ચંદ્રની દરરોજની એસપેકટ શુભ અશુભ મુહરતો દેખાડે છે.

## અમુક ગ્રહ મુંદનમાં કેઇ બાબદનો માલેક છે.

રવી, ચંદ્ર અને ગ્રહો મુંદન કુંડળીમાં અમુક ચીજનાં સીગની-ફીકેટર કહેવાય છે, યાને ચોક્કસ ગ્રહ ચોક્કસ પ્રજા, ચોક્કસ મંડળ, ચોક્કસ રાજ્ય વીગેરે હરેક જુદી જુદી ચીજોપર મવકલ છે, જે ખુબ ધ્યાનમાં ગોખી રાખવાની જરૂર છે.

**રવી**=રાજા, ઊમરાવો, માજીસ્ત્રેટો, જડજો, પ્રધાનો અને દરેક સીવીલ્યન કે મોટી લાયકાતવાળો શક્ષ દર્શાવે છે.

**ચંદ્ર**=સાધારણ પ્રજા, ખાસ કરીને સ્ત્રીઓ, પ્રજાનાં ટોળાં, સાધારણ હરેક જાહેર પ્રજાને લગતી બાબદો દરશાવે છે.

**બુધ**=ન્યુસપેપરવાળા, છાપાખાનાવાળા, પરમુળકનાં એલચીઓ, ધંધાદારીઓ, વેપારીઓ, હુનર ઉદ્યોગ અને કેળવણીખાતાં તથા સાહીત્યને લગતી હરેક બાબદો ઊપર મવકલ છે.

**શુક્ર**=સ્ત્રીજાતી, પેન્ટર, ચીતારો, ગવયો, એકટર, લગ્ન, છોકરાં બચ્ચાં, અને જન્મ પ્રમાણ વીગેરે દેખાડે છે.

**મંગળ**=લશકરી સીપાહી, સરજ્યન, દરીયા અથવા ખુશકીનાં લશકરી અમલદાર, લડાઇ કજ્યો, ખટપટ, આગ, ધરતીકંપ વીગેરે બાબદપર મવકલ છે.

**ગુરૂ**=ધર્મ, ધર્મગુરૂઓ, અને ધર્મને લગતી બાબદો, જડજો, વકીલો, બેન્કરો, વેપારીઓ તથા હરેક કોર્ટ દરબારને લગતી બાબદો પર મવકલ છે.

**શની**=આ ગ્રહની ખાસ અસર બુઝર્ગ માણસોપર, માલગુજાર યાને જમીનનાં માલેકોપર, ખેડુતોપર, કોલસાની તથા બીજી ખાણોપર, તથા જમીનમાંથી મળેલા ધન ધાન્યાપર છે.

**હુરશાચલ**=રેલ્વે ઉપર, સોસાયટીઓપર, એસોસીએશનો, પાણી અને ગોશખાતાંપર, હડતાલ, હુલ્લડ, અને એવી ખટપટો, કારપોરેશન, મ્યુનીસીપાલીટી, બલુન અને હવાને લગતા સાંચાકામો, સાયન્સને લગતી શોધખોળ, એનારકી, રાજદરોહ, વીગેરે ઉપરાંત હાઇકલાસના એરીસ્તોક્રેટીક મંડળો વીગેરેપર મવકલ છે.

**નેપચ્યુન**=સોસીયેલીઝમ, સફ્રેગૅટસ, રાજદરોહ, છુપી મસલત, દગો, ચોરી લુચ્ચાઇ, દીવાળાં, વિશ્વાસઘાત, હરેક નીર્લજ અને કાયદાની વીરૂદ્ધ તથા રીતિનિતીથી ઉલટી બાબદો અને કામો, બોગસ જુઠી કંપનીઓ, અને હરેક હલકી અને સર્વેથી નીચમાં નીચ કર્તવ્યો અને હવસો છે.

**નોંધ:**—હવે દરેક બાબદમાં ગ્રહનું ભુવન રાશી વીગેરે જરૂર તપાસવા, જેમકે જો નેપચ્યુન ગ્રહ દશમાં ભુવને ઇન્ગ્રેશની કુંડળીમાં કે બીજી મુંદન કુંડળીમાં આવે તો જાણવું કે **સોસોયાલીસ્ટો,** રાજા તથા સરકારની સામે એજીટેશન ચલાવશે. નેપચ્યુન જો બારમાં સ્થાને આવે, તો ઇન્સતીત્યુશનોને લગતી નાલેશી બાહેર આવે, નીંદા થાય, અને એવાં ખાતાંઓને લગતા માઠા સમાચાર મળે. એ પ્રમાણે ગ્રહ તથા તે જે ભુવનમાં હોય તેને લગતી સર્વે હકીકત જોઇ તપાસીને વીચારવી.

## જુદા જુદા દેશ પ્રદેશની હકીકત માટે મુંદન કુંડળી કાઢવાની રૂઢી ને કાયદા.

મુંદન કુંડળી તદન સ્પષ્ટ કાઢવાની જરૂર રહેતી નથી, ગ્રહ અને રાશીનાં અંશજ ફક્ત હોય તોપણ ચાલે તેમ છે. એફીમરીમાં સાઇડ્રીયલ ટાઇમ ગ્રીનીચ મીન ટાઇમનો આપેલો હોય છે, તે સાઇડ્રીયલ ટાઇમ પ્રમાણે વેલાતની કુંડળી કાઢવી. રવીનો ઇન્ગ્રેશ યાને સંક્રાતી અથવા અમાસ કે પુનમની કુંડળી કાઢવી હોય અને તે વેલાતની નહીં કાઢતાં કોઇ બીજા મુળકની કાઢવી હોય તો, નીચે પ્રમાણેનાં કાયદા પ્રમાણે કુંડલી કાઢવી.

૧. પહેલે વેલાતની લંડનનાં લગનપતરૂ તથા એફીમરીનાં સાઇડ્રીયલ ટાઇમ પ્રમાણેની કુંડલી જેમ સાધારણ જન્મ વખતે કાઢયે છીએ, તેમ કાઢવી.

૨. બીજું જે મુલકની કુંડલી કાઢવી હોય તે મુલકની લેટીત્યુદ તથા લોંજીત્યુદ લેવી અને તેને (આગલા ભાગોમાં આપેલા કોષ્ટક પ્રમાણે) અંશમાંથી કલાકમાં ફેરવવી, જો કોષ્ટક પ્રમાણે નહીં ફેરવી શકાય તો દરએક ડીગ્રીની ચાર મીનીટ, અને દરએક મીનીટની ચાર સેકન્ડને હીસાબે, લોંજીત્યુદ તથા લેટીત્યુદનાં અંશને ફેરવી નાંખવા.

૩. ત્રીજું જે પરદેશની કુંડલી કાઢવી હોય તેની લોંજીત્યુદ જો ગ્રીનીચની પુર્વે (east) હોય તો, વેલાતનાં સાઇડ્રીયલ ટાઇમમાં, લોંજીત્યુદનાં મેલવેલા કલાક તેમાં **ઉમેરવા.** જો **પશ્ચિમ** તરફની લોંજીત્યુદ હોય તો, (જરૂર પડવે ૨૪ કલાક ઉમેરી) પછી લોંજીત્યુદનાં મેળવેલા કલાક **બાદ** કરવા. જે આવે તે, તે મુલકનો સાઇડ્રીયલ તાઈમ જાણવો પછી તે મુલકને લગતાં લગનપતરૂમાંથી જોઇને કુંડલી હમેશ પ્રમાણે કાઢવી.

૪. ચોથું ફકત કુંડલીજ દેશપરદેશનાં ઉપર દરશાવેલા **લોકલ ટાઇમ પ્રમાણે કાઢવી,** પણ ગ્રહ તો જેટલે અંશ કલાએ લંડનની કુંડલીમાં આવે તેટલેજ અંશ કલાએ એમનાં એમ, જે લોંજીત્યુદની કુંડલી કાઢી હોય તેમાં મુકવા. ફકત ભુવનોનાં કશપરની રાશીનાંજ અંશ કલામાં વેલાત કરતાં સહેજ વધતો ઓછો ફરક પડશે, બાકી તો ગ્રહ તો એકજ અંશ કલાનાં સર્વમાં ચાલશે, કારણકે ગ્રહનું પ્રમાણ તો આખી દુન્યામાં એકજ સરખું જાણવું.

**ભાગ ત્રીજો સમાપ્ત.**



# ભાગ ચોથો.

# "મેડીકલ એસ્ટ્રોલૉજી."

આ ચોથા ભાગમાં માનવીની ઓલાદને ગ્રહો સાથે કેટલો સંબંધ છે, ગ્રહોની ગતીનાં વાઇબ્રેશનથી માનવીના શરીરિક બંધારણ ઉપર કેવી કેવી અસર થાય છે, તથા હરેક પ્રકારની વ્યાધી કેમ ઉત્તપન્ન થાય છે, અમુક માનવીનો બાંધો કેવો છે, દુઃખ દરદને લગતી બીજી અનેક બાબદો, દુઃખ દરદથી નીપજતાં મરણો, તેનાં કારણ, એ સર્વે હજારો વર્ષોના જુદા જુદા અભ્યાસીઓ, જ્ઞાનીઓ, અને વિધ્વાનોએ અનુભવેલી, અજમાવેલી, અને ખાત્રી કરેલી બાબદોથી તેનું વિધા-અનુસાર ફળ દરશાવવામાં આવ્યું છે.

કહે છે કે "પરમાણુઓના કાયદા પ્રમાણે (Atomic Law) વિધ્વાનો ઉત્પત્તીનાં કારણભુત લેખે પરમાણુઓની ગતિને લેખે છે, અને કહે છે કે એક મોટો નેબ્યુલી (યાને પરમાણુઓનો જથ્થો) પોતાની અતી ઝડપી ગતિને લીધે ફાટયો કે જેમાંથી હજારો સુર્યના જેવા તેજસ્વી જથ્થાઓ બાહેર પડયા, અને તેઓ પણ પોતાની ગતિમાં એટલા તો ઝડપથી ફરવા લાગા, કે ચોક્કસ કુદરતી દબાણોને લીધે તે ફાટીને તેમાંથી એક મોટો સુર્ય ઊત્તપન્ન થયો, તે સુર્ય પોતાની અતી ઝડપે ફરતાં, તેના ભાગો માંહેથી હાલનું આપણું ગ્રહ મંડળ છુટું પડી, પોતપોતાની ગતિ પ્રમાણે ફરવા લાગ્યું, એ ગ્રહ મંડળમાં આપણી પૃથ્વી પણ એક ગ્રહ ગણાય છે, અને એ પૃથ્વીનાં હજારો કાળનાં ઝડપી ફરવાથી પૃથ્વીનાં ગોળા માંહેલા અનુંઓ, જુદા જુદા પ્રકારના અનુંઓ સાથે ભેળાવાથી, જડ પદાર્થની અને હરેક વસ્તુની, પ્રાણી મંડળ, અને ઝાડપાન વીગેરે સર્વ ચીજોની ઉત્પત્તી થઇ. એ પ્રમાણે (Atomic Law) પ્રમાણુઓનાં કાયદાનાં સત્યને આધારે, માનવી કે જે પણ એજ

પ્રમાણુંઓથી બનેલું શરીર ધરાવે છે, તો દુન્યાની હરેક પેદાસ જડ-વાદ અને તેથી પણ ચઢતી કળાનાં અનુંઓ અને શકિતઓ સાથે તે સંબંધ ધરાવે છે. હાલનાં વખતમાં વિધ્યાથી પુરવાર થયું છે, કે અણુદીઠ સુક્ષ્મ પરમાણુંઓને વાઇબ્રેશન મારફતે, હવા માર્ગે એકથી બીજી જગ્યાએ મોકળી અસર થઇ શકે છે, (દાખલા તરીકે વાયરલેસ, ટેલીગ્રાફી, ટેલેપેઠી વીગેરે) તો તેજ પ્રમાણે ગ્રહોનાં અનુંઓ, પોતાની ઝડપી ચાલ અને જુદી જુદી ગતિઓથી, હરેક પ્રકારની ગતિનાં વાઈબ્રેશન કરે છે, જે આકર્ષણનાં કાયદા પ્રમાણે, એક બીજા તરફ ખેંચાઇને ભેળાય છે, અને તે ભેળાયલી જુદી જુદી શકિતઓ, ફરીને પોતાની ગતિ મારફતે બીજી ગતિઓ ઉત્તપન્ન કરે છે, જે ગતિઓ પોતાને ખેંચાણ કરતી તેવીજ બીજી ચીજોમાં આમેજ થઇ, ભેળાઇને ચોક્કસ ફેરફારો કરે છે, અને એ ફેરફારોને આધારે આ જગત્તની ચાલુ ગતિ અને રચનાથી સર્વે લીલા વ્યાપી રહી છે.

હવે દુઃખ દરદ અને વ્યાધીની બાબદ ઉપર આવતાં જણાવીશું કે હજારો વર્ષ આગમજ પહેલવહેલી દવા દારૂની શોધ થવા અગાઊ, ફકત ગ્રહોની ચાલ અને ભકિતભાવથીજ દુઃખ દરદોનો ઉપચાર કરવામાં આવતો હતો, જેની સાહદતો, હજારો વર્ષની જુની વિધ્યાઓ અને રાહરસમો જે અસળનાં ઇજીપશીયનો તથા બીજી પ્રજાઓએ ગ્રહની ચાલ ઉપરથી અનુભવ, અખતરા, અને અજમાયસથી પુરવાર કરેલી દાખલાઓથી નોંધાયલી છે. આ ચાલુ જમાનામાં "પેરાસેલ્સસે" (Paracelsus) એ વિધ્યાનાં અખતરા અને અજમાયસ કરીને શરીરનાં બંધારણ અને દુઃખ દરદોને તથા ગ્રહોની ગતિને કેટલો સંબંધ છે, તથા ગ્રહોનાં વાઇબ્રેશનની અસરથી શું શું પરીણામો નીપજે છે, તે સર્વે બાબદને લગતા વિધ્યા રચી છે, જેને "*Medicina adepta*" કહે છે. આ કાંઇ હસવા જેવી બાબદ નથી, પુરવાર થયલી, વિધવાનોએ તે પ્રમાણે અમળમાં મુકેલી, ખાત્રી કરેલી હજારો વર્ષની વિધ્યા છે, પણ માનવીની ઓલાદનાં કમનસીબે તેનાં માહાભારત સત્ય પુસ્તકો જમાનાનાં વહેવા સાથે નાશ પામેલાં હોવાથી હાલની ઓલાદને હાથ કાંઇ રહ્યું નથી, જે હાલમાં રહ્યું છે, તે ફકત તેનો નજીવામાં નજીવો અને છુટો છવાયો ભાગ છે, તે છતાં ખંતીલા અભ્યાસીઓએ તે રૂઢી

પ્રમાણે ખંતથી ફરીને શોધખોળ ચલાવા માંડી છે, જેને પરીણામે ઘણી ભરૂસેદાર બાબદોની ખાત્રી થઇ છે, અને એસ્ટ્રોલૉજી ઉપર દીન પ્રતીદીન અજવાળું પડતું જાય છે.

આ મેડીકલ એસ્ત્રોલૉજીમાં આપણને કોઇપણ ચીજ ધારી લેવાનું નથી, પણ ચોક્કસ ગણત્રીને આધારે આ વિધ્યાનું સત્ય બંધારણ કરવામાં આવ્યું છે, અને જમાનાઓ સુધી તેને લગતી નપાસ કરીને અમુક ગ્રહની અમુક અસર ચોક્કસ કરી છે, જે કોઇપણ માનવીનાં જન્મ વખતે થતા ગ્રહનાં વાઇબ્રેશનો પ્રમાણે અચુક અસર કરનારી નીવડી છે. આગળા ત્રણ ભાગો કરતાં આ ભાગ વધું સંગીન પાયાપર રચાયલો છે, અને ગ્રહોની અસર કરતાં ગ્રહોનાં તત્વની બાબદ આવેલી છે, જેથી તે ઉપર ઘણો ભરૂસો મુકી શકાય તેમ છે. જો કોઇ શખ્સને હવે પછીનાં આવતાં વર્ષોમાં તેનાં શરીરની હાલતમાં બ્યાધીઓ કેવું રૂપ પકડશે તે જાણવાની ઇચ્છા હોય, તેનો ખરો ખુલાસો મેળવવો હોય, તથા તેનું પ્રમાણ અને ગંભીરતા જાણવી હોય તો, આ દરદોને લગતાં જ્યોતિષની વિધ્યા મારફતે જાણવાનું ઘણું અગત્યનું થઇ પડશે. આ બાબદમાં વહેમ જેવી કોઇ ચીજજ નથી. જન્મ વખતે થયલી ગ્રહોની અસર, માનવીની ઉમરનાં વહેવા સાથે અને તેમજ ગ્રહોની ગતિનાં ચાલવા સાથે અનુક્રમે ફેરફાર પકડતાં જાય છે, અને સોએ નવાણું ટકા, પાકટ ગણત્રીથી ગણેલી બ્યાધી તેનાં ખરાં સ્વરૂપમાંજ જણાય છે. ચાલુ જમાનામાં વિધ્યા પરમાણુંઓના તબક્કા તુલીક આવીને અટકી હતી, પણ હાલની સદીએ તો તેથી પણ આગળ વધી બીજા શુક્ષમ અનુંઓ જેવાં કે "*ion, corpuscle, electron*" ઇલેક્ટ્રોન વીગેરે શોધી કહાડયાં છે. આગળ દર્શાવવા પ્રમાણે જેમ અનુંઓ અને પરમાણુઓને જગત્તની હરેક ચીજો સાથે સંબંધ છે કે જે સંબંધ ગ્રહો તુલીકનું જોડાણ પુરવાર કરે છે, તેજ પ્રમાણે પરમાણું (Atom) પણ ખુદ પોતાની અંદર યાને પોતાનાં બંધારણની જગત્ત (Body of Atom)માં ગ્રહોના મંડળ માફક ઉપર દર્શાવેલાં શુક્ષમ પરમાણુઓનું ગ્રહ મંડળ ધરાવે છે. જેમ જગત્તનાં બંધારણમાં ગ્રહ મંડળ પોતાની ગતિથી ફેરફાર મચાવે છે, તેમ પરમાણુંનાં બદનમાં, તેવાંજ બીજા સુક્ષમમાં સુક્ષમ

પરમાણુંઓની ગતિ ચાલુજ છે, બલકે તે સુક્ષ્મોમાં પણ અણુદીઠ ગતિ ચાલુ હશેજ, કારણકે ચૈતન્ય વગરની કાંઇપણ ચીજ છેજ નહીં. એ પ્રમાણે હરેક ચીજમાં ગતિ અને **ફોર્સ** (Force) છે, કે જેનો સંબંધ જગત્તની એકેએક બાબદ સાથ વળગેલો છે. એ **ફોર્સને** લગતી અતિ ઉપ્યોગી બાબદો અને બંધારણ તથા સાઇકોલોજી અને તેની સુક્ષ્મ બાબદોની પુરી માહીતી માટે, હમોએ પ્રગટ કરેલું **"ધી પ્રેકટીકલ સાઇકોલૉજી"** નામનું પુસ્તક જરૂર વાંચવાની ભલામણ કરીશું.

હવે **મેડીકલ એસ્ટ્રોલૉજી**માં બે શબ્દ સમાયલા છે, એક તો **મેડીકલ** અને બીજો **એસ્ટ્રોલૉજી** તેનો ખુલાસો નીચે પ્રમાણે છેઃ—

૧. **મેડીકલ**:—યાને દવાદારૂ, વૈદાંને લગતી હવે દવાદારૂ ઉપરાંત એમાં બે હાલત સમાયલી છે, એક તો **તંદરૂસ્તી** અને બીજી તો **માંદગી** છે.

**તંદરૂસ્તી** યાને શરીરનાં એકેએક અવ્યવોની આરોગ્ય હાલત, ને કહે છે તેમજ તે હાલતો પોતપોતાની નીયમીત ગતિમાં કામ કરી શરીરનાં ચોક્કસ ભાગોને નીયમીત કાર્યો કરતાં પોતપોતાની ગતિમાં ચાલુ રાખે છે.

**માંદગી** યાને દુઃખ દરદથી શરીરનું ચઇતન્ય ઓછું થાય છે, અને એક અથવા વધુ શરીરનાં અવ્યવો પોતાનાં કાર્યોમાં અનીયમીત થવાથી વ્યાધી ઉત્તપન્ન થાય છે. તેનાં **મુખ્ય કારણ બે છે.**

(ક) શરીરનો બાંધો જન્મથીજ નબળો હોવાથી, અથવા તો વંશપરંપરા ઉતરી આવેલાં કુટુંબી દરદથી, અનીયમીત ખાવાપીવાથી અથવા સંસાર સ્થીતીમાં જોગવાઇ નહીં હોવાથી દુઃખ દરદો થવા પામે છે.

(ખ) બીજું કારણ હવા અને રૂતુનાં ફેરફાર, ગરમી સરદી, ઝેર, અકસ્માત, અને ચેપી ઉડતા રોગો મારફતે ઉત્તપન્ન થયલી વ્યાધીઓ છે. એટલા માટે તંદરૂસ્તી માટે માણસનું શરીર મજબુત બાંધો, તથા સારી મગજશકિતની જરૂર છે. એ પ્રમાણે **મેડીકલ** શબ્દનો અત્રે આ ભાવાર્થ થાય છે.

૨. **એસ્ટ્રોલૉજીને** માટે જાણુવાની જરૂર છે, કે માનવીને ગ્રહો જન્મનાં વખતે જે અસર કરે છે, તેથી અસરને કારણુ ભુત રૂપ મળી બાધી થાય છે. અને તેઓની સ્પષ્ટ જુદી જુદી અસરો છે, એ અસરોનું પ્રમાણ કંઇ ખ્યાલી નથી, પણ સત્ય છે, કે જે હજારો દાખલાઓથી માહાન વિધ્વાનોએ સાબેત કર્યું છે. એ કાંઇ હંબગ અને વ્હેમ જેવું નથી, પણ સાયન્સ યાને વિધ્યાએ પુરવાર કર્યું છે, કે આખાં ગ્રહ મંડળનો સઉથી નાનામાં નાનો ચંદ્ર માહાસાગરના હજારો ટન વજન અને હજારો ફેધમ ઊંડાઇ તથા હજારો માઇલના વીસ્તારપર પોતાની ગતિની અસર કરી ભર્તી ઓટ કરે છે, ગ્રહોનાં ફેરફારથી પૃથ્વી ઉપર રૂતુનાં ફેરફારો થાય છે, અને આગળ જણાવવા પ્રમાણે પરમાણુઓના કાયદા (Atomic Low) પ્રમાણે જ્યારે અનેક તત્વોને એક બીજા સાથે સંબંધ છે, તો દુન્યાની ભારીમાં ભારી વસ્તુઓને અસર કરનારા ગ્રહો, દુન્યાની બીજી અબજો ટનની ભારી વસ્તુઓને અસર કરે છે, તો તે સરખામણીમાં તનખાંભાર માનવીનું પંચભુતી શરીર શું બીસાતમાં છે. અને એ સત્યથી પુરવાર થાય છે કે માનવીને પોતાનાં પેદા થવાની ઘડીપળથી તે મરણુ અને નાશની ઘડી સુધી, એ ગ્રહો અને સેતારાઓ સાથે ચાલુ સંબંધ છે. જેમ માનવીનાં શરીરનાં અબ્યવો છે, કે જેનાં ચાલવાની ગતિથી માનવીની જીંદગી છે, તો તે પ્રમાણે ગ્રહો મંડળ પણુ આખી જગત્તનાં બંધારણ માંહેલા અબ્યવોમાંનું એક છે, અને જેમ શરીરનાં અબ્યવો પોતાની ગતિથી ચોક્કસ કાર્યો કરી શરીરનું પોષણુ કરે છે, તેમ ગ્રહ મંડળ પોતાની ગતિથી જગત્તનાં ચોક્કસ ભાગ યાને પુથ્વીને મોટે ભાગે અસર કરે છે, એ પ્રમાણે આપણે જેબી ચીજમાં જ્યાંબી જોઇશું તે આપણો વીચાર ચલાવશું તો અંતમાં પરમાણુંઓનો કાયદો (Atomic Law) સીવાય બીજું કંઇપણુ દેખાવમાં આવશે નહીં. સુક્ષમમાં સુક્ષમ આગળ વધતાં અણુદીઠ **ગતિ** (Force) આગળ માનવીની સમજનો છેડો આવે છે.

અત્રે બે શબ્દ આપણે દોકટરી વિધા માટે લખીશું. અસળના જમાનામાં હરેક વૈદો દરદનાં બીજાં કારણો ઉપરાંત ગ્રહની ચાલ અને માનવીનાં જન્મ વખતનાં સંજોગોની પણુ તપાસ કરતા હતા,

કે જેથી દરદીનાં દુઃખનો ખરો ઉપચાર થઈ શકતો હતો. જમાનાના વહેવા સાથે દાક્તરી વિધ્યા આજે બીજી વિધ્યાઓની સંઘમાં સર્વેથી આગળ વધેલી વિધ્યા છે, તોપણ તેમાં કેટલીક વખતે જાહેર સંજોગો કરતાં ગ્રહ સંજોગથી જે દુઃખ થાય છે, અને કેટલીક વખતે તે દુઃખો પરખાતાં નથી, તેમજ તેની ઉપર કંઇપણ ઉપચાર લાગુ પડતો નથી, કેટલાંક ભયંકર ઓપરેશનોમાં કાંટાનું કોટસર થઈ જાય છે, દવા કોઇને ગરમ પડી જાય છે, તો કોઇને સરદ માલમ પડે છે, વળી દવાની કાઉન્ટર અસર થવાનો સંભવ રહે છે, અને એ પ્રમાણે આ શ્રેષ્ટ વિધ્યા ગ્રહોનાં શરીર સાથનાં બંધણની અસરનાં જ્ઞાનની ગેરહાજરીમાં ચોકસ ઇચ્છા પ્રમાણેના ઉપચાર થઇ શકતા નથી. અત્રે આ બાબદની તકરારમાં ઉતરવાનું શુભ થઈ પડશે નહી, માટે એટલુંજ કહીશું કે, આપણે અસળની રૂઢીઓને ગાળી ગાળી તેને સુધારાની ટોંચે પુગાડી અંતે હવે થોકરાઇને અનુભવ મેળવતા, ધીમે ધીમે આપણ પાછલા જમાનાનીજ રાહ રસમોપર આવતા જઈએ છીએ. હાલમાં આ વિધ્યા તરફ વિધ્વાનોનું પાછું લક્ષ લાગું છે, એવે પ્રસંગે દાકટરો અને વૈદો, પોતાનાં ધંધાના જ્ઞાન ઉપરાંત એસ્ત્રોલૉજીની આ વૈદક શાખાને લગતું, ગ્રહોની શરીરની બાહેર તથા અંદર અને અવ્યવોનાં ભીત્તર ઉપર અમુક અસર કેમ થાય છે, તેના કારણો વીગેરે સર્વે બાબદને લગતું જ્ઞાન મેળવતા જાય, અને પોતાનાં ધંધામાં તેનો ઉપ્યોગ કરે તો તેઓને કાંઇપણ નુકસાન જવાને બદલે, તેઓ ઘણી સારી રીતે દુઃખ દરદનાં કારણો પોતાની વિધ્યાનાં જ્ઞાનથી પારખવા ઉપરાંત, એસ્ત્રોલૉજીનાં જ્ઞાન મારફતે તેની ખરી સ્થીતી જાણીને તાલો મેળવી શકશે, એ ચોકસ છે. અત્રે એવી કાંઇ ભલામણ કરી શકાતી નથી કે, દરેક દાકટરે જોશી થવું જોઇએ, પણ એટલું તો ભાર મુકી કહી શકાય છે, અને બને તો લંબાણ તકરારથી પુરવાર પણ કરી આપી શકાશે, કે દાકટરોને શરીરનાં અવ્યવોપર ગ્રહની થતી અસરો માટેનું ચોકસ જ્ઞાન હોવુંજ જોઇએ. એક નાનામાં નાનો ગ્રહ ચંદ્ર દુઃખ દરદો ઉપર કેટલીક અસર કરે છે, અને ગ્રહો તથા રાશીઓને દુઃખ દરદો ઉપર કેટલો કાબુ છે, તે સર્વે બનતી જોગવાઇથી દેખાડી આપવાની કોશેષ કરી છે. "એટલું તો ખરૂંજ છે કે દાક્ટરોએ,

એ બાબદનો દ્રઢ અભ્યાસ કરી, તે અભ્યાસને પોતાનાં ધંધા સાથે સાથે ઉપ્યોગમાં લઇ, તે મારફતે ખરી ખોટી સાબેત કરી એ વિધ્યાને આગળ અને આગળ વધારી અસળ જમાનાની ઊંચ પંકતીપર પાછી લાવી મેળશે. જમાનો ઢળતો જાય છે, અને હવે પછીની ઓળાદ એવું જોવા પામશે એમાં શક નથી. કારણકે સ્થુલ બાબદો પરથી અર્ધનકર, અર્ધનકરપરથી પ્રવાહીની વિધ્યાઓ અનુગ્રહ કરતાં પછી તેથી પણ સુક્ષમ ગેસ, હવા અને વીજળી ઉપર આવ્યા છીએ, ચાલુ સદીમાં હવે સુક્ષમ અનુંઓને લગતી વિધ્યા અને ઘણીક સુક્ષમ શકિતઓ અને ચૈતન્યો તરફ શોધખોળની શરૂઆત થઇ ચુકેલી છે, ને જેમ જમાનો આગળ વધતો જશે, તેમ એવી રીતે એક પછી એક અણદીઠ અસરો અને શકિતઓની વધુ શોધખોળ થતી જશે. હાલમાં એસ્ટ્રોલૉજી પશ્ચિમ તરફ ઘણી આગળ વધતી જાય છે, ને આ દેશમાં પણ હવે એકવાર ફરીને તે પોતાની અસલી શ્રેષ્ટ હાલતપર આવવા પામશે. "

(ક) ઉપર દરશાવ્યા પ્રમાણે હવે જ્યોતીષ વિધ્યાને શરીરનાં બંધારણ, રોગ, તંદરૂસ્તી વીગેરે સાથે નીકટ સંબંધ છે. **રવી પુરૂષની** તંદરૂસ્તીનો માલેક છે, જ્યારે સ્ત્રીની તંદરૂસ્તી ઉપર **ચંદ્રની** અસર છે, પણ જન્મ વખતે જે રાશી ASC પહેલાં ભુવને ઉદય થાય છે, તે રાશી તો બેઉનો યાને નર તેમજ નારીનો શરીરિક બાંધો, જોર, દેખાવ, વીગેરે સર્વ દરશાવે છે, તેમજ તે ઉપર અસર કરે છે.

(ખ) જન્મ કુંડળીનું **છઠું ભુવન,** માનવીનો રોગ તથા દુઃખ દરદ કયા ભાગ ઉપર છે, કેવી પ્રકારનું છે તે છઠ્ઠાં ભુવનનાં કક્ષપર આવેલી રાશી, તેમજ છઠ્ઠાં ભુવનમાં બેઠેલા ગ્રહો વીગેરે ઊપરથી માલમ પડે છે.

(ગ) **આંઠમું ભુવન,** તે માંહેલી રાશી તથા ગ્રહ મારફતે, માનવીનું કયા રોગથી અને કેવાં કારણથી મરણ નીપજશે, તે જણાય છે.

(ઘ) **ચોથું ભુવન** કે જે માનવીની છેલ્લી જીંદગી યાને જીવતી જીંદગીનો છેલ્લો વખત દરશાવે છે, તે પણ આ બાબદમાં ઘણી

અગત્ય ધરાવે છે કારણકે તેમાં રહેલા ગ્રહો જ્યારે રવી કે ચંદ્રને પાપદૃષ્ટિ કરે છે, ત્યારે ગંભીર અસરો થાય છે અને તેની ઉપર તંદુરસ્તી અને માંદગીનો મોટો આધાર રહે છે.

## રાશી મંડળ અને શરીરનો સંબંધ.

માનવીનાં શરીરને, રાશી મંડળ માફક બાર ભાગમાં વ્હેંચી નાંખી, તેના દરેક ભાગ ઉપર એક એક રાશીને મવકલ કરેલી છે. અને એવી રીતે બાર રાશી, શરીરનાં બાર ભાગ અથવા બાર **મુખ્ય અવ્યવો** ઉપર અસર કરે છે, એટલું છતાં કેટલીક વખતે એ બારે આખા અવ્યવ કરતાં, તે માંહેલા કોઇક અમુક ભાગપર અસર થાય છે, ત્યારે ગુચવાડો ઉત્તપન્ન થાય છે. વળી **એટામીક** ( Atomic ) કાયદાઓ પ્રમાણે એક ભાગ ઘણા બીજા ભાગોનો બનેલો છે, દાખલા તરીકે માથું, મોઢું અને ચ્હેરો, એ શરીરનો એક અખંડ ભાગ થયો તેની ઉપર **મેષ** રાશીની હકુમત છે, છતાં નાક કે જે પણ એજ હકુમતની અંદર સમાયલું છે, તેની ઉપર વૃશ્ચિક રાશીની અસર છે. બીજા દાખલા તરીકે સીંહ રાશી હૃદયના આખા ભાગ ઉપર કાબુ રાખે છે, પણ હૃદયને લગતા અનેક જુદી જુદી ગતિ અને ભાગોમાં જે દરદ થાય છે, તે સમજવાને માટે ઘણી ગુંચવણુ ઊભી થાય છે, અને હૃદયનું દરદ થયું, પણ કયા ભાગમાં, કેવી જાતની ગતિમાં અને કેવાં કારણથી થયું તે સર્વે જાણવાનુ મુશકેલ થઇ પડે છે, કારણકે એક અવ્યવનો ભાગ એક રાશી, આખા ભાગ તરીકે કાબુમાં રાખે છે, પણ તે માંહેલા જુદા જુદા તત્વોને જુદા જુદા ગ્રહો યાને પંચ ભુતી તત્વોનું બનેલું હોવાથી જુદી જુદી અસર થાય છે. અને તેટલા માટે એક રાશી ઉપર દરશાવ્યા પ્રમાણે શરીરનાં બાર ભાગ માંહેલા એક ભાગપર અસર કરે છે, જ્યારે તેનાં તત્વો અને સુક્ષમ ગતિઓપર ગ્રહોનો અમલ છે. માટે રાશીઓની બાર શરીરના ભાગપર કેવી રીતે અસર છે તે તપાસવાની જરૂર છે. શરીરનાં બાર ભાગ છે, તેમજ રાશી મંડળમાં પણ બાર રાશી છે, તે રાશીઓ પોતાનાં મવકલ કરેલા અમુક ભાગપર **ત્રણ જાતની** હકુમત કરે છે. ૧. **બાહેરની** (External) ૨. **ભીત્તરની** (Internal) ૩. **હાડકાંનાં બંધારણને**

લગતી (Structural) એ ત્રણ ઉપરાંત, રાશીઓનાં પંચભુતી તત્વ પ્રમાણે, ૪. તત્વને લગતી (Elemental) અને ૫. અવયવોનાં બાંધાને લગતી (Constitutional) છે.

**૧. રાશીઓની શરીરનાં બાહેરનાં ભાગપર હકુમત** (External Rulership) **મેષની** માથાં તથા મોઢાં ઉપર, **વરખની** ગરદન તથા ગળાં ઉપર, **મિથુંનની** ખભાં, બાજુ અને હાથ ઉપર, **કર્કની** છાતી, આંચળ, અને (Epigastric region). **સીંહનું** બરડાનો કાંઠા અને પીઠ, **કન્યાનું** પેટ, આંતરડાં, અને પેટની પાછળનો ભાગ. (Umbilical region), **તુલાનું** ચામડી તથા ડુંટીની પાછળનો કમરનો ભાગ (Lumber region) પાંસરાં, **વૃશ્ચિકની** પીસાબનો માર્ગ, પીસાબનો ફુકો, ખાનગી ઇંદ્રી, ઝાડાનો માર્ગ, **ધનનો** જાંગ તથા વંચારા, **મકરનો** જાંગનો નીચલો ભાગ, પાછળો ભાગ અને ગુંઠણુ, **કુંભનો** પગનાં ટેટાં તથા નળો, અને **મીનની** હકુમત પગની પાતલી, આંગળાં વીગેરે ઉપર છે.

**૨. રાશીઓની ભીત્તરનાં ભાગોપર અસર** = (Internal Rulership), **મેષની** ભેજાંપર, **વરખની** (Gullet, larynx, cerebellum) ગળાંની નળી, ઘાંટું, ગળાં અને ગરદનનો આગળો તેમજ પાછળો ભાગ. **મિથુંનની** ફેફસાં, દમ, લોહી. **કર્કની** પેટ, હોજરી, પાચનશક્તિ વીગેરે. **સીંહની** હૃદય ઉપર, **કન્યાની** પેટનો માંહેલો ભાગ આંતરડાં વીગેરે. **તુલાનો** ગુરદા ઉપર, **વૃશ્ચિકનો** ઇંદ્રી તથા પીસાબનાં ફુકકાનો માંહેલો ભાગ. **ધનનો** નસો, ધોરી નસો તથા રગો ઉપર. **મકરનો** હાડકાં તથા સાંધાઓ ઉપર. **કુંભનો** લોહીના ફેરાવા ઉપર (Circulation) અને મીન રાશીનો માસનાં લોચાઓ તથા માસની ઉપરની જીલ્લી તથા શાખાઓને પોષણુ કરનારાં પડોનો (Lymphatic system) જથ્થો વીગેરે ઉપર અસર છે.

**૩. રાશીઓની હાડકાંનાં બંધારણુ ઉપર અસર** = (Structural rulership). **મેષની** અસર માથાંની ખોપરી તથા મોહાં ઉપરનાં સર્વ હાડકાંઓ ઉપર (Carnium and facial bones) **વરખની** ગળાંનાં હાડકાંઓ ઉપર. **મિથુંન** ખભાનાં હાડકાં, હાંસરી, હાથ અને બાજુના હાડકાં. **કર્કનો** છાતીના હાડકાં તથા છાતીની રીબો

**સીંહની** બરડાની કરોડ ઉપર. **કન્યાની** બરડાની કરોડના નીચલા ભાગનાં હાડકાં. **તુલાની** કમરની પાછળના ભાગના હાડકાં. **વૃશ્ચિકની** ઝાડાનાં માર્ગ તથા ઇંદ્રી વીગેરેની આજુબાજુના ભાગના હાડકાં ઉપર (Pelvic bones). **ધનની** જાંગ તથા વંચારાના હાડકાં. **મકરની** પગનાં સાંધા અને ગુઠણની ઢાંકણીનાં હાડકાં. **કુંભની** પગની નીચલી ગુંટી તથા નળાનાં હાડકાં, અને **મીનની** અસર પગનાં આંગળાં અને પાતળીનાં હાડકાં ઉપર છે.

૪. **રાશીનાં તત્વની શરીરનાં ભાગોપર અસર** (Elemental rulership).

**અગ્ની તત્વને** લગતી રાશીઓ જેવી કે ♈ ♌ ♐ ની અસર માથું, મોઢું, હ્રદય, પગનો ઉપળો ભાગ, અને જાંગ વીગેરેપર છે.

**ખાકી તત્વને** લગતી રાશીઓ ♉ ♍ ♑ ની અસર ગળું, પેટ, ગુઠણ અને ચામડી વીગેરેને લગતી અસર કરે છે. **વાયું તત્વ** ♊ ♎ ♒ ની અસર ફેફસાં, દમ, ગુરદા અને લોહી ઉપર છે, અને **પાણી તત્વ** ♋ ♏ ♓ ની અસર હોજરી, પાંચનશકિત, ઝાડો, ઉલટી વીગેરે (Excretory system) તથા પગ ઉપર છે.

૫. **શરીરનાં બાંધાને લગતી રાશીઓની અસર** (Constitutional rulership).

**કારડીનલ** (Cardinal) ૧, ૪, ૭, ૧૦ રાશીઓની અસર માથું, હોજરી, ગુરદા, ચામડી.

**ફીક્ષડ** (Fixed) ૨, ૫, ૮, ૧૧ રાશીઓની અસર ગળું, હ્રદય, ઝાડો, વોમીટ, લોહી, વીગેરે ઊપર છે.

**કોમન** (Common) ૩, ૬, ૯, ૧૨ રાશીઓની અસર ફેફસાં, પેટ, રગો, પાંચનશકિત વીગેરે ઉપર છે. એ ઉપરાંત **નર** રાશી અને **નારી** રાશીની અસરો છે, તેમજ **પોઝીટીવ** અને **નેગેટીવ** રાશીઓની પણ અસરો છે, જેમકે એકીની રાશીઓ પોઝીટીવ અને બેકીની રાશીઓ નેગેટીવ છે. જે પોઝીટીવ રાશીઓ છે તે મજબુત છે અને નેગેટીવ રાશીઓમાં બાંધો કોમળ હોય છે. જન્મકાળે પહેલાં ભુવને જે રાશી હોય તેનું બળ ઉપર પ્રમાણે જોવાથી માલમ પડશે.

# ગ્રહોની શરીરપર અસર.

રાશીઓ જેમ જુદા જુદા શરીરનાં ચોક્સ અવ્યવોપર અસર કરે છે, તેમ ગ્રહો પણ પોતાની માલેકીને લગતી જુદી જુદી અસરો કરે છે.

**રવી**=પુરૂષનાં જીવનનું પોષણ કરનાર રવી છે, એની **અસર** જીવનશકિત આપનાર, ગરમ, સુકકો અને બંધારણ કરનારો છે (Constructive) એનો અમળ હૃદય, જીવનશકિત, લોહી અને ભેજું, પુરૂષની જમની આંખ અને સ્ત્રીની દાબી આંખ ઉપર છે.

**ચંદ્ર**=સ્ત્રીની તંદરોસ્તી, જીવનશકિત અને જીંદગીનો માલેક ચંદ્ર છે, અને કુદરતની હરેક ચીજને અસર કરનારો છે. એની **અસર** ઠંડો, ભીનાસવાળો, અને સમેલણ (Assimilative) કરનારો છે, અને એનો અમળ છાતી, હોજરી, શરીર માંહેલી પ્રવાહી અને જાલાંઓ, પુરૂષની દાબી આંખ અને સ્ત્રીની જમની આંખ ઉપર છે.

**બુધ**=મનશકિત, ભેજું વીગેરેનો માલેક છે અને ઘણો ચીત્ર વિચીત્ર ખવાસનો છે, એની ખાસીયત એવી છે, કે જેબી કોઈ બીજા ગ્રહનાં ઘાડા સંબંધમાં એ આવે છે, તો પોતાની અસર તે સંબંધમાં આવેલા ગ્રહનાં જેવી કરી મુકે છે, એનો અમળ શરીરની રગો, નર્વસ સીસ્ટમ (Nervous system) ફેફસાં, જીભ, બોલવાનું, હાથો, પોંહોચા અને મોઢું તેમજ બાળ પણ એનાં અમળ હેઠળ છે.

**શુક્ર**=એ ગ્રહ ગરમ અને ભીનાસવાળો છે અને ગળાં, હડપચી, ચ્હેરો, ગાળ, નસો તથા ઇંદ્રીનાં માંહેલા ભાગો અને નસો ઉપર અસર કરે છે.

**મંગળ**=ગરમ, સુક્કો અને સોજા ઉત્તપન્ન કરનારો લોહીયાર અસરનો છે, અને નાક, કપાળ, પીત્ત, માસના લોચા, સ્નાયુઓ અને ઇંદ્રીનો બાહેરના ભાગ ઉપર અમલ કરે છે.

**ગુરૂ**=નરમ, સમધાટ, ગરમ અને ભીનો ખવાસ ધરાવે છે, એનો અમલ લોહી, કલેજું, ધોરી નસ જમણો કાન, (Pleura) છાતી

ઉપરની ચામડી, તેમજ શરીરમાં પેવસ થતી અને હરેક ચીજોને ચુસી લેનારૂં કાર્ય (Absorbative system) કરતી શકિત ઉપર છે.

**શની**=ઠંડો, સુકો, સંકોચાતો, અડચણ કરતો ખવાસ ધરાવે છે, અને એનો અમલ હાડકાં, સાંધાઓ, તલ્લી, દાંત, ગુઠણ, કફ અને શરીરમાં રહેતી જુદી જુદી પ્રવાહીઓ મારફતે અર્ક અને કુચાને છુટી પાડનારી ગતિ યાને (Secretive system) ઉપર છે.

**યુરેનસ**=હરશચલ ગ્રહ ઠંડો, સુકો અને લોહચુંબક તથા વીજળીક શકિત ધરાવે છે, અને ખાસ કરીને શરીરની રગો તથા ચૈતન્ય શકિત ભેજાંની અંદરની પ્રવાહી તથા અવ્યવો, બરડાનો કાંઠો અને શરીરનું તંદરોસ્તીવાલું તેજ યાને ફરવશી અથવા **ઑરા** (Aura) ઉપર તે હકુમત ધરાવે છે.

**નેપચ્યુન**=ગરમ, ભીનાસવાલો અને હીપ્નોટીક અસર કરનારો છે, એનો અમળ કેટલેક દરજ્જે આંખ અને ભેજાં ઉપર છે, પણ ખાસ કરીને મનશકિત તથા વિચારશકિત તથા પ્રવાહી શકિતઓ અને ભેજાં ઉપર છે.

અત્રે લખવાની જરૂર છે કે જો કે અમુક ગ્રહ અમુક શરીરનાં અવ્યવ કે ભાગ ઉપર અસર કરનારો છે, તેથી કાંઇ એમ નહી સમજવું કે તે ગ્રહ શરીરનાં બીજા ભાગો ઉપર અસર નહીં કરશે, પણ ગ્રહો જેવી જેવી રીતે એક બીજાના સમાગમમાં આવતા જાય તેવી તેવી રીતે શરીરનાં જુદા જુદા ભાગોને પોતાનો તે ભાગપર અમલ નહીં હોવા છતાં પણ અસર કરે છે, માટે હરેક ગ્રહનાં સમાગમો અને એસપેકટોપર ખુબ ધ્યાન આપવાની જરૂર છે.

## તંદરૂસ્તી અને શરીરનો બાંધો.

એક જન્મ કુંડળીપરથી માનવીની તંદરૂસ્તીની પરીક્ષા કરવા માટે તથા તેનો નીર્ણય જાણવા માટે મુખ્ય ત્રણ બાબદો પહેલે જોવાની જરૂર છે.

૧. **જન્મ લગ્ન** યાને **પહેલું ભુવન** તેની રાશી વીગેરે.

૨. **ચંદ્ર અને ૭ જું રવી.**

જન્મ લગ્ન શરીરની મજબુતી કે નબળાઈ દેખાડે છે, શરીરનો ઘાટ ઘટમ બતાવે છે, અને શરીરનો કયો ભાગ ઘણું કરી દરદી અથવા દુઃખી થશે તે, જન્મ કુંડળી માંહેલી રાશી જે ભાગ ઉપર મવકલ હોય તે જણાવે છે. **ચંદ્ર** તો સ્ત્રીને જીવન તત્વ અને ચૈતન્ય આપનારો પ્રાણપદ છે, અને તેનાં ભુવન, રાશી, બળ, અને એસપેકટ પ્રમાણે સ્ત્રીની તંદરોસ્તી, માંદગી, અને અંત સમજાવે છે, જ્યારે **રવી** સર્વ રીતે જીંદગી આપનારો, જીવનું પોષણ કરનારો, તંદરૂસ્તીનો માલેક, હ્રદય તથા જીવનશકિતનો માલેક તથા તેનાં ઉદય અને અસ્ત ઉપર પુરૂપ તેમજ સ્ત્રીનો, બંન્નેનાં હ્રદય તથા જીવન તત્વનું બળ જણાય છે જો રવી ઉદયનો હોય પૃથ્વીની ઉપર હોય તો હ્રદય તથા બાંધો મજબુત હોય છે. જો રવી અસ્તનો હોય અથવા પૃથ્વીની તલેટીમાં હોય તો બાંધો નબળો હોય છે.

**રવી**=જો કે સર્વ ચીજનો ચૈતન્ય આપનારો છે, છતાં તે પુરૂષની કુંડળીમાં, પુરૂષની તંદરૂસ્તીનો ખાસ માલેક છે, અને તેનાં બળ, ભુવન, રાશી, ઊંચ નીંચ વીગેરે તથા બીજા ગ્રહોની એસપેકટ પ્રમાણે તે પુરૂષની જીંદગી લાંબી કે ટુંકી દેખાડે છે. સ્ત્રી પુરૂપ માટે ચંદ્ર અને રવી તથા લગ્ન જ્યાં સુધી ઘણીજ ખરાબ રીતે પાપદૃષ્ટિમાં આવે નહીં, તથા પાપગ્રહોનું તે વખતે બળ વધેલું હોય, અથવા કોઇપણ શુભ એસપેકટની મદદ જીવનશક્તિ અને પ્રાણપદને મળતી નહીં હોય તોજ મરણ નીપજે છે, જે બાબદ આગળ સમજાવીશું. હવે એ ત્રણે બાબદને જુદી જુદી હાથ લઇ વર્ણવવાની જરૂર છે.

## જન્મ લગ્ન. (Ascendant.)

**પોઝીટીવ** રાશી જેવી કે ૧, ૩, ૫, ૭, ૯, ૧૧ જો જન્મ લગ્ને હોય તો શરીર મજબુત હોય અને શરીર બાહેરથી જોખમાવાનો ચાન્સ થોડો હોય. જો **નેગેટીવ** રાશી જેવી કે ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, જો જન્મ લગ્ને હોય તો શરીરનો બાંધો કમજોર હોય અને બાહેરની બાબદોથી શરીરપર ઘણી અસર થવાનો સંભવ રહે છે.

અગ્ની રાશી (Fiery signs) ઘણી મજબુત રહે છે જ્યારે વાયુ (Airy) રાશી તેથી ઉતરતી છે, અને એ છ રાશીઓ પોઝીટીવ

રાશી યાને જોરેમંદ બાંધો આપે છે. હવે એજ પ્રમાણે ખાકી (Earthy signs) રાશી જો કે બંધબેસતો સાધારણ બાંધો આપે છે, પણ તેની મજબુતી કાંઈ ઘણી નથી, અને પાણીની રાશી (Watery) સૌથી-નબળી છે, અને શરીરિક બાધો ઘણો કાવળો ને નબળો રહે છે. એ પછી જન્મ લગ્નની બરાબર ડીગ્રી જોવી જોઇયે, અને બીજા ગ્રહો લગ્નનાં અંશ સાથે પોતાનાં અંશોથી કેવી એસપેકટ કરે છે તે પણ જરૂર તપાસવું જોઇયે, એ પ્રમાણે જો લગ્નનાં રાશી અંશ સાથે **રવી** પાપદૃષ્ટિમાં એસપેકટ કરતો હોય તો શરીરનાં બાંધાને લગતાં દરદો થાય અને ખાસ કરીને તેનું કારણ સરદી હોય. જો **ચંદ્ર** પાપદૃષ્ટિ કરતો હોય તો શરીરનાં અવ્યવોને લગતું તથા અનિયમીતપણાંને લગતું, યાને શરીરમાં કોઇક અનિયમીત ગતિ ઉત્તપન્ન થવાથી દરદ થાય છે. જો **બુધ** પાપદૃષ્ટિ કરે તો ભેજાંને લગતી બીમારી તથા ચૈતન્ય અને રગોને લગતી બીમારી જાણવી. જો **શુક્ર** પાપદૃષ્ટિ કરે તો મોજશોખનું અનિયમીતપણું અને હદ બાહેર અનિયમીતપણાંથી થતાં દુઃખો થાય છે. જો **મંગળ** પાપદૃષ્ટિમાં હોય તો વારેઘડી એકસીદંતો કરાવે, તથાં સોજો અને લોહીનો જોસ વીગેરેનાં દરદો આપે. જો ગુરૂ પાપદૃષ્ટિ કરતો હોય તો લોહીનો બીગાડો, અને દરેક બાબદમાં હદથી બાહેર જવાથી થતાં દરદો થાય છે. જો **શની** પાપદૃષ્ટિ કરતો હોય તો ચાલુ ક્રોનીક દરદો થાય અને તેનું કારણ સરદી અને નબળાઈ જાણવી. જો **હરશાચલ** ગ્રહ પાપદૃષ્ટિ કરતો હોય તો ચૈતન્યને લગતાં, રગોને લગતાં, એકસીદંત, અથવા નહીં સાજાં થાય તેવાં દરદો થાય. જો **નેપચ્યુન** ગ્રહ લગ્નને પાપદૃષ્ટિ કરતો હોય તો, કોઈ દવા પીવાનાં ઝેરની અસરથી દરદો ઉત્તપન્ન થાય. એ પ્રમાણે પહેલું ભુવન જે **તનભુવન** છે, યાને શરીરને લગતું છે, તે જે જે ગ્રહો સાથે પાપદૃષ્ટિ કરે, તે તે ગ્રહોને લગતી બીનાંઓ જોવાની જરૂર છે. હવે—

## રવી.

રવી મુખ્ય કરીને પુરૂષની જન્મ કુંડળીમાં તંદરૂસ્તી તથા જીંદગી આપનારો ગણાય છે, અને તેનાં ભુવન, જગ્યા અને બીજા ગ્રહો

સાથની દૃષ્ટી પ્રમાણે તે તંદરૂસ્તી કે માંદગી આપે. અને જીંદગી લંબાવે કે ટુંકી કરે તેમ છે. એની મુખ્ય હકુમત હૃદય ઉપર છે. અને હમેશાં ખાસ કરીને જાણવું કે જ્યારે રવી ઉદયનો હોય, તે વખતનાં જન્મની કુંડળીવાલો માણુસ શરીરે મજબુત અને દેહનો તંદરૂસ્ત હોય છે પણ જેમ જેમ રવી નીચાંનમાં જતો જાય છે, તેમ તેમ તે નબળી તંદરૂસ્તી આપે છે. વળી જ્યારે રવી ઉદયનો હોય ત્યારે પાપ ગ્રહોની દૃષ્ટીનું જોર તેની ઉપર વધારે ચાલતું નથી, પણ જો અસ્તનો હોય તો પાપ ગ્રહની દૃષ્ટી ઘણી ખરાબ અસર કરે છે. જો રવી, મેષ, મિથુન, સીંહ, તુળા ધન કે કુંભમાં હોય તો મજબુત બાંધો આપે, પણ એમાં તુળા અને કુંભ રાશી સહેજ નબળી જાણવી હવે જો વરખ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, કે મીન રાશીમાં રવી હોય તો, તે ઉપલી રાશીઓ કરતાં તંદરૂસ્તી કમતી આપે, અને ખાસ કરીને વરખ અને વૃશ્ચિક એ બે રાશીમાં સહેજ વધારે તંદરૂસ્તી આપે. જે પુરૂષો આતશી રાશીમા રવી હોય તે વખતે જન્મ લે છે, તેઓ ઘણી સારી તંદરૂસ્તી અને લાંબી જીંદગી ભોગવે છે, કારણ કે બીજી રાશીઓ કરતાં જીવન શક્તિ એ રાશીઓમાં વધારે પ્રબળ હોય છે, અને એ રાશીઓમાં જો માંદગી થાય છે તો ઘણી સખ્ત અને જાલેમ થાય છે, પણ ઘણી જલદી તંદરૂસ્તી પાછી મળે છે.

**આતશી રાશીઓથી** ઉતરતી પંકતીએ **પવનની** રાશીઓ ( Airy signs ) છે, અને જો રવી જન્મ વખતે પુરૂષને તે રાશીમાં હોય તો તેની તબીયત સારી હોય, પણ ફીકર ચીંતા અને મગજની ધચુપચુ ખાસીયતથી દુઃખ દરદ ઘણાં ઉત્તપન્ન કરે, અને તેવે વખતે જો બહારગામ જાય, હવા ફેરબદલ કરે, અથવા મગજને આસાયશ આપે તો તબીયત સુધરી જાય. **ખાકી રાશીમાં** ( Earthy sign ) ઘણો મજબુત બાંધો આપે છે, અને રખડ રવડ કે રગડમાં શરીર ઘણો જવાબ આપે છે, અને માંદગી ઘણી લાંબી અને સખ્ત હોય છે, અને દરદી ઘણો ધીમે ધીમે સાજો થાય છે. મકર રાશી શરૂઆતનાં જુવાનીનાં વખતમાં કંઇ મજબુતી આપતી નથી. એ પછી પાણીની રાશી ( Watery signs )

સર્વેથી નબળો બાંધો આપે છે, એમાં વૃશ્ચિક રાશી જરા મજબુત છે. પાણીની રાશીમાં રવી હોય તે શખ્સોને બાહેરની બાબદોની અસર ઘણી ઝપાટામાં થાય છે, અને વૃશ્ચિક રાશીમાં લોહચુંબક શક્તિ ( Magnetic force ) વધારે રહે છે. એ પ્રમાણે પુરૂષને **રવી** જે રાશીમાં હોય તે પ્રમાણેની શરીરિક મજબુતાઇ, બાંધો. તથા તંદરૂસ્તી સમજવી.

**રવીની બીજા ગ્રહોના સમાગમથી થતી અસરો**=જો રવી ચંદ્રમાંની પાપદૃષ્ટીમાં આવતો હોય તો તંદરૂસ્તી નબળી રાખે, અને તેથી ઘણું કરીને અવયવોને લગતાં ( Functional ) અને બંધારણને લગતાં ( Constitutional ) દરદો થવાનો સંભવ છે, તેમજ સરદી તુરત લાગી જઇ તેથી પણ માંદગી થવાનો સંભવ છે, વળી આંખને પણ હેરાનગતી થાય.

**શુક્ર** જો રવીને પાપદૃષ્ટી કરતો હોય તો તે ફક્ત ૪૫ અંશનીજ એસપેકટથી તેમ કરી શકે છે, અને તે કાંઇ ઘણી જરૂરીયાત ધરાવતું નથી, તો પણ ખાસ કરીને મોજશોખ અને ખાવાપીવામાં હદથી બાહેર જવાથી ઘણો ગેરફાયદો થાય છે.

**મંગળ** જો રવી સાથે પાપદૃષ્ટી કરે તો પુષ્કળ શરીરમાં ગરમી વ્યાપી રહે, અને બેસુમાર જીવનશક્તિ વધે. પણ તેથી તાવ ઘણી આવે, સોજાનાં અને લોહી વીકારનાં દરદો ઘણા થાય, જખમ પડે, ઘા વાગે અને અકસ્માતો ઘણા થાય.

**ગુરૂ** જો રવી સાથે પાપદૃષ્ટી કરે. તો જો કે ગુરૂ શુભ ગ્રહ છે છતાં રગત વીકાર કરે, લોહીનો બગાડો કરે, માથે લોહી ચડે ( Apoplexy ) તથા બેસુમાર લોહીયાર અંગ યાને **પ્લીથોરા** ( Plethora ) થાય, અને ખાસ કરીને રાજવંશી ઉચ્ચો ખોરાક અને તેમાં અનીયમીતપણું હોવાથી, અરૂચીક ઉત્તપન્ન કરનારાં અને રગતનો બગાડો કરનારાં દરદો થાય.

**શની** જો રવીને પાપદૃષ્ટી કરે તો તંદરૂસ્તીને નબળી કરે, અને લંબાણ જુનાં, અને ધીમાં, ચાલુ હમેશના દરદો આપે ( Chronic disorders ) અને મુખ્ય કરીને સરદીને લગતાંજ

દરદો હોય, બેદરકારી તેમજ નાસીપાસી અને કઢંગી હાલતો, ગરીબાઇ વીગેરેથી ઉત્તપન્ન થતાં દરદો આપે. એ સર્વેથી ખરાબમાં ખરાબ દ્રષ્ટી કહેવાય છે, કારણ કે ખુદ તંદરૂસ્તીનું એનાથી નખ્ખોદ વળે છે.

**હરશાચલ** ગ્રહ જો રવીને પાપદૃષ્ટિ કરતો હોય તો નહીં સાજાં થઈ શકે તેવાં દરદો આપે છે, અકસ્માત, તથા નહીં સમજ પડે તેવાં જ્ઞાનતંતુને લગતાં દરદો અને ભેજાંને માઠી અસર કરે છે. વળી કેટલીક વખતે દારૂગોળો ફાટવાથી થતાં એકસીદંત અને જુલમ જાસતીથી અને સીનમગીરથી થતાં અકસ્માતો આપે છે.

**નેપચ્યુન** જો રવીને પાપદૃષ્ટી કરે તો મન શકિતને લગતાં દરદો આપે તથા શરીર તવાતું જાય. અથવા તો ઝેર પીવાથી કે ઝેર લાગવાથી દુઃખ ઉત્તપન્ન થાય છે.

## ચંદ્રને થતી બીજા ગ્રહોની પાપદૃષ્ટીથી ઉપજતાં દરદો.

**ચંદ્ર** સ્ત્રીઓને માટે ખાસ જોવાનો છે. કારણકે સ્ત્રીઓની તંદરૂસ્તીનો આધાર ચંદ્ર ઉપર છે અને ચંદ્ર જેવાં બળ, કે ઉંચ નીચ હોય, તેમજ બીજા ગ્રહોનાં જેવા જેવા સમાગમમાં આવે તેવી રીતે સ્ત્રીની તંદરૂસ્તી અને લાંબી જીંદગીનું અનુમાન કરવું. વળી રવીની માફક ખુબ ધ્યાનમાં રાખવું કે ચંદ્ર ઉદય યાને શુદનો કે અસતયાને વદનો છે. સુદનો જન્મ હોય તો સારી તંદરૂસ્તી હોય છે, અને સુદમાં જો પાપગ્રહોની પાપદૃષ્ટી થાય તો તે કાંઇ ઘણી ગંભીર અસર કરતી નથી. ચંદ્ર માટે કર્ક અને મિન રાશી સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે એ પાણીની રાશીઓ ખુદ ચંદ્રના ગુણને મળતી આવે છે. પવનની રાશીઓ ( Airy signs ) પણ ચંદ્રને માફક આવતી છે, વળી વરખને કન્યા રાશીઓ કે જેઓ ખાકી રાશી (Earthy signs) છે, જેથી ચંદ્ર તેમાં હોય છે. ત્યારે તબીયત સારી રાખે છે. આતશી રાશી ચંદ્રને બીલકુલ માફક આવતી નથી. ચંદ્રને વૃશ્ચિક અને મકર રાશી સર્વેથી વધું ખરાબ છે. વૃશ્ચિક રાશી

અસ્વચ્છતા, અનીયમીતપણું વીગેરે સ્ત્રીને ઘણીજ ગેરફાયદો કરનારી અસરો કરે છે, ખાસ કરીને ગર્ભસ્થાન, અને છુપા માર્ગોને ભાગોનો બીગાડો કરે છે, તેમજ બીજી ઘણી ખરાબ અને કુટેવો ઉત્તપન્ન કરે છે, કે જેથી તબીયતનું નખ્ખોદ વળે છે, અનીયમીત જાતની વ્યાધીની વૃદ્ધી કરે છે, મકર રાશીમાં ચંદ્ર બળહીન થઇ જાય છે, અને જેઓ એ રાશીમાં જન્મે છે તેઓ હમેશાં નાજુક બાંધાનાં હોય છે. અને ખાસ કરી નાનપણમાં અને જુવાન જીંદગીમાં તબીયતનો બીગાડો રાખે છે.

**રવી** જો ચંદ્રને પાપદૃષ્ટી કરતો હોય તો. તબીયત નરમ રાખે, સરદી અને ઠંડકથી તબીયત બગડે અને ખાસ કરીને સ્ત્રીઓ માટે એ અસર સર્વેથી ખરાબ સમજવી.

**બુધ** જો ચંદ્ર ને પાપદૃષ્ટી કરતો હોય તો મનને લગતી વ્યાધિ થાય, જેવું કે બળાપો, જુરાપો, અદેખાઇ, નાસીપાસી, અને ખોટા વીચારોથી ઉત્તપન્ન થતી વ્યાધિઓ થાય છે.

**સુક્ર** જો ચંદ્રને પાપદૃષ્ટી કરતો હોય તો બેદરકારી, અનીયમીત અને વીચાર વગરની ચાલચલણ, પહેરવેશ, કે મોજશોખથી થતાં દરદો થવાનો સંભવ છે.

**મંગળ** જો ચંદ્રને પાપદૃષ્ટી કરતો હોય તો તાપ, અકસ્માત, સોજાનાં દરદ, પેડુનો દુઃખાવો, દસતાનને લગતા મરજો, રકતપાત, હુજંતાઇ અને બેવકુફીથી ઉત્તપન્ન થતાં દરદો વીગેરે થાય છે, અને સ્ત્રીઓનાં બાબમાં એ અસર ઘણીજ ખરાબ પ્રકારે દરેક બાબદમાં કરે છે, તથા વ્યભીચારી બનાવે છે.

**ગુરૂ** જો ચંદ્રને પાપદૃષ્ટી કરતો હોય તો, કલેજાંનાં દરદો, લીવર કમ્પલેન, તથા ઉંચ્ચા ખોરાકો મીઠાઇ મેવા અને રાજવંશી ખોરાકનાં અનીયમીતપણાંને લીધે થતાં દરદો થાય છે.

**શની** જો ચંદ્રને પાપદૃષ્ટી કરતો હોય તો, ઘણા ધીમા અને લાંબા કાળ સુધી ચાલુ રહેતાં દરદો, સરદી અને ઠંડકથી ઉત્તપન્ન થતાં દરદો, બેદરકારી અને શરીરની જતન નહીં રાખવાથી ઉપજતાં દરદો, અને શરીરની ચાલુ માંદગી તથા નબળાઇ વીગેરે થાય છે.

**હરશચલ** ગ્રહ જો ચંદ્ર સાથે પાપદૃષ્ટી કરતો હોય તો અકસ્માતથી અથવા તો જ્ઞાનતંતુઓનાં ખેંચાણથી કે કંઈ નહીં સમજી શકાય તેવાં કારણથી અને નબળાઇથી ઉપજતાં દરદો થાય છે.

**નેપચ્યુન** જો ચંદ્ર સાથે પાપદૃષ્ટી કરતો હોય તો મન અને વીચારને લગતાં દરદો તથા શરીર માંહેલી ભીતરની પ્રવાહીઓને લગતાં દરદો, કાંઇક માનશીક મનને લગતાં દરદો અથવા તો કંઇ ઝેર ચઢવાને લગતાં દરદો થાય છે.

એ પ્રમાણે **પુરૂષને માટે રવી** અને **સ્ત્રીને માટે,** ઉપર લખવા પ્રમાણે હરેક સ્ત્રી પુરૂષની જન્મ કુંડળીમાં જોવા, અને તેને ઉપલો બાબદો લાગુ પાડવી, કારણ કે તે ખાસ તેમજ સાધારણ બન્ને રીતે લાગુ પડી શકે છે, પણ એટલું ધ્યાન રાખવું કે હરેક કુંડળીમાંથી કાંઇ છુટી છુટી એસપેકટો તેરવી કાઢી તે ઉપર ઉપળું મત બાંધવું નહીં, પણ કુંડળીની દરેકે દરેક એસપેકટ સારી તેમજ માઠી બન્નેનો તોલ કરીને પછીજ અનુમાન બાંધવું એ બાબે આગળ જતાં આપણે વધુ લખીશું.

## શરીરની ચાલુ તંદરૂસ્તી.

શરીરનો બાંધો, તંદરૂસ્તી, જોર અને સાધારણ ટેવ જાણવાને માટે જન્મ લગ્ને જે રાશી હોય તે રાશીનાં ગુણદોષપર મોટો આધાર રાખે છે, કારણ કે જન્મ થતી વખતે, તે રાશીની સર્વે હકીકતને લગતી અસરો જન્મતાં બાળકને અસર કરે છે. સાધારણ દરેક અસર નીચે લખેલી રાશીઓ પોત પોતાના ગુણદોષ પ્રમાણે આપે છે, પણ તે તદન સાધારણજ જાણવી, અને ખાસ અસરતો દરેક રાશી જે જન્મ લગ્ને આવી હોય તેનાં અંશ યાને ડીગ્રી ઉપર મોટો આધાર રાખે છે. હરેક ડીગ્રી યાને અંશની અસર એક બીજાથી તદન ઉળટી રહે છે, જે આગળ જતાં સમજાવીશું હાલ તુરત તો સાધારણ ચાલુ અસરો રાશીઓ કેવી રીતે કરે છે, તથા શરીરનો બાંધો કેવો હોય છે, કેવી કેવી જાતનાં દરદો થવાનો સંભવ છે, અને તે દરદોની અસર કેવી છે વીગેરે સર્વ અત્રે નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

નહી. જો **મંગળ** હોય તો **શરીરના જુસ્સા** (Impulsion) **અને** હુડલાઇથી **ચેટેલાં રહવું તથા હુજતી થવું** નહી, **તથા મોઢાં અને માથાંપર** જખમ **અથવા** માર વાગતો અટકાવવો, **તથા માશનો** ખોરાક અને ઉશકેરનારી વસ્તુઓ કમતી ઉપયોગમાં લેવી. જો **ગુરૂ** હોયતો લોહીની સ્વચ્છતા જાળવવી અને પુષ્કળ ખુલ્લી હવામાં **કસરત** કરવી. જો **શની** હોય તો સરદી અને ઠંડકથી ખુબ સભાળવું નહીતો બહેરાપણું થવાનો સંભવ છે. જો **હરશાચલ** ગ્રહ હોય તો મુખ્યકરીને **આંખને** ખુબ તપાસવી અને તેની પુરતી સારવાર કરવી. **જો નેપચ્યુન** હોય તો, **ભેજાંને** ભમતા ખ્યાલોથી તદન દુર રાખવું અને સાધારણ અક્કલનું નખોદ વાલનારા વહેમી ખ્યાલોથી તદન દુર રહેવું.

**વરખ રાશી**—આ રાશી ઠંડી અને સુકી ખાસીયત ધરાવે છે, જેથી કાંઇ બાહરનું તત્વ એમાં આમેજ કરવાની જરૂર છે, તથા મોજ સોખ તરફ વધારે ધ્યાન રહે છે. જો **બુધ** એ રાશીમાં હોય તો, મોટે અવાજે બોલવાનું તથા ગાયણ ગાવાનું અને એવીજ રીતે બેપરવાઇથી ઘણાજ મોટા અવાજે બોલવાથી ઘણું નુકસાન થાય છે, માટે મોટા સાદે બોલવું કે બુમ બરાડા પાંડવા નહીં. જો **શુક્ર** હોય તો ગરદનનો ભાગ જરૂર શરદી અને ઠંડકથી બચાવવો કારણ કે એ ભાગમાં દરદ થવાનો સંભવ છે. જો **મંગળ** હોય તો અવાજ અને ગળાનાં સુરને કદી ખેંચવો કે હદબાહેર વાપરવો નહીં યાને થોડું ને ધીમે બોલવું. **ગુરૂ** જો હોય તો ખાવા પીવા, પેહરવા અને ફરવા હરવામાં હદબાહેર જવાથી ને ચાલુ મોજ સોખને ઉજાગરાથી તથા અનિયમિત થવાથી દેહને નુકસાન થાય છે. જો **શની** હોય તો ગળું અને ગળાની અંદરનો ભાગ શરદી અને ઠંડકથી પુષ્કળ તપાસવો જરૂર છે, જો **હરશાચલ** ગ્રહ હોય તો ગળાંને ખેંચવું નહી, ને જો **નેપચ્યુન** હોય તો આંખની ખુબ સંભાલ રાખવી.

**મિથુન**=રાશી ગરમ, પણ ભીનાશવાળી અને વિચાર અને ભેજાંને લગતી અસર કરનારી છે અને મુખ્ય ભાગે જ્ઞાનતંતુ (Nervous system) ને નુકશાન પુગાડે છે. જો **બુધ** મિથુનમાં હોય તો દમ લેવાના અવયવો તપાસવા જોઇએ, અને બોલતાં અને

ગાતાં ગળું તથા ફેફસાં તપાસવા જોઇએ. **શુક્ર** જો હોય તો ડ્રેસ વીગેરે ટાઈટ વાપરવા નહી તેમજ લોહીને સ્વચ્છ રાખવું. જો **મંગળ** હોય તો છાતીને ઢાંકેલી રાખવી તેમજ પેટમાં કચરો હોય તે જલદી બાહેર કાઢી નાખવો, યાને ઝાડો વીગેરે સાફ આવવો જોઇએ. જો **ગુરૂ** હોય તો અનિયમિત અને અરૂચીક ખોરાક ખાવો નહીં તેમજ ડ્રેસ પેહરવામાં પણ સમજ વાપડવી. જો **શની** હોય તો જરૂર બ્રીધીંગ એકસરસાઇઝ કરવી અને ગરમ કપડાથી શરીરને બચાવેલું રાખવું કારણ કે સરદી જલદી લાગવાનો ઘણોજ સંભવ રહે છે. જો **યુરેનસ** હોય તો હદથી બાહેર મનશકિતને વાપરવી નહીં તેમજ ઘણો અભ્યાસ કરવો નહીં તથા જ્ઞાનતંતુઓને સંભાળવા. જો **નેપચ્યુન** હોય તો ફેન્સી ડ્રેસને અગવડ આપે તથા શરીરને નુકસાન પુગાડે તેવા ડ્રેસો પેહરવા નહીં તથા ટાઈટ લેસ કે પટો બાંધવો નહીં.

**કર્ક**:—આ રાશી ઠંડી તથા ભીનાસવાલી છે અને ખાસકરીને જરપત કરનારી શકિત, હોજરી, તથા પેટનાં અવ્યવો અને મનશકિતને ઇજા પુગાડે છે. જો એ રાશીમાં **બુધ** હોય, તો હાય અફસોસ અને ચિંતાના વિચાર કરવા નહીં, અને મગજને મોજ મળે તેવી બાબદોપર ધ્યાન આપતા રહેવું, જો **શુક્ર** હોય તો અરૂચીક ખોરાક અને અનિયમીત ખોરાક ખાવો નહીં. જો **મંગળ** હોય તો, ચેપી રોગોથી તેમજ ઉડતા રોગોથી સંભાળવું, અને સ્ત્રીઓએ બચ્ચાંનાં જન્મ વખતે ઘણીજ સંભાળ રાખવી.

જો **ગુરૂ** હોયતો લોહીને સ્વચ્છ રાખવું ને ખાવા પીવામાં સંભાળ રાખવી, અને અજીર્ણ થાય નહીં તે તપાસવું જો **શની** હોય તો ખાવા પીવામાં પુષ્કળ સંભાળ રાખવી, તથા ઠંડક અને સરદીથી પુષ્કળ સંભાળવું. જો **હરશાચલ** હોય તો ન્હાતી વખતે ઘણીજ સંભાળ રાખવી, તેમજ વારંવાર પાણીમાં ભીંજાવું નહીં, તેમજ નદી, તળાવ કે દરીયામાં તરવા ઉતરવું નહીં. જો **નેપચ્યુન** ગ્રહ હોય તો વિચારને સ્વચ્છ રાખવા તેમજ જે વિચારોથી તબીયત બિગડતી હોય તે વિચારો કરવા નહીં.

**સિંહ રાશી**:—આ રાશી ગરમ અને આતશી છે, અને શરીરમાં એટલી બધી ગરમી ઉત્તપન્ન કરે છે, કે તેથી સમતોલપણું જલવાતું નથી. જો **બુધ** એ રાશીમાં હોય તો ઘણો અભ્યાસ કરીને શરીરને થાકવવું નહીં. જો **શુક્ર** હોય તો ડ્રેસ પેહરવામાં ઘણીજ સંભાળ લેવી, કારણ કે જરાબી ટાઇટ કે વાંધાભર્યા કપડાં પેહરવાથી પુષ્કળ નુકસાન થાય છે. જો **મંગળ** હોય તો સ્વભાવ અને ગુસ્સાને કાબુમાં રાખવો અને બિલકુલ ઉતાવળ્યા થવું નહીં. જો **ગુરૂ** હોય તો પુષ્કળ ખાવા પીવા મોજ મજાહ વીગેરે તેમજ ઘણા ઉંચા અને ખાવાને તથા જરપત થવાને ભારીલાગે તેવો ખોરાક ખાવો નહીં. જો **શની** હોય તો શરીરને કોઇપણ રીતે તાનવું કે ખેંચવું નહીં અથવા તો ઘણી મેહનત કરવી નહીં, આસાયશ વધારે લેવી, તેમજ કોઇપણ જાતનો આંચકો, કે ધાસ્તીનો શૉક (Shock) ખાવો નહીં. જો **હરશચલ** હોય તો કોઇ પણ જાતનો શૉક, ફીકર ચીંતા શરીરને ઘણીજ જોખમકારી છે. જો **શની** હોય, તેવે વખતે જરા જરા સ્ટીમ્યુલન્ટ (Stmulants) લેવાથી લોહીનો ફેરાવો સારો રાખે છે, કારણકે સીંહ રાશી હૃદયને લગની છે, ને તેમાં શની લોહીને ઠંડુ કરનારો છે જે સારો નહીં, તેમજ હરશચલ અચણુચ હૃદય બંધ કરી નાખનારો પણ સારો નહી તેથી એકાએક ધાસ્તીનો આંચકો ખાવો ઘણો જોખમકારી છે. જો **નેપચ્યુન** હોય તો અફીણ તથા દરેક જાતના કેફી પીના અને ઉંઘવાની દવા બિલકુલ લેવી નહીં કારણકે હૃદયને તે પુષ્કળ નુકસાન કરનારી છે.

**કન્યા રાશી**:—આ રાશી ઠંડી અને સુકી છે. અને ખાસકરીને પેટમાં જઠર અને આંતરડા તથા પાચનશકિતપર અસર કરે છે, તેમજ ભેજાંપર પણ એની અસર છે, જો **બુધ** એ રાશીમાં હોય તો મનને મુજવન કરવી નહીં, ભેજાં પાસે વધારે કામ લઇ તેને થાકવી નાખવું નહીં અને મધ્યમપણું સાચવવું. જો **શુક્ર** હોય તો, રહેવા, ખાવા, પીવા અને સંસારી દરેક રીતમાં મધ્યમ રહેવું. જો **મંગળ** હોય તો ખોરાકમાં ઘણીજ સાવચેતી રાખવી અને ચેપી તથા ઉડતા રોગથી બહુજ સંભાળવું. પિવાના પાણીને સ્વચ્છ રાખવું. જો **ગુરૂ** હોય તો ઉચા ખોરાક, રાજવંશી

જીંદગી, ને અનિયમીતપણાથી સાવચેત રહેવું, જો **શની** હોય તો દલગીરી અને ગુંગસપણું ઘણું થાય છે તેથી જરા ખુશ મીજાજમાં રહેવું, અને નામુરાદી અને ચીંતા મનમાંથી કાઢી નાખવી, કારણ કે તેથી તબીયતનો મોટો બગાડો થવાની ધાસ્તી છે, અને ખાસકરીને આતરડાં સાફ રાખવા અને ઝાડો રોજ સાફ લાવવો, નહીંતો આતરડાંને ખહી થવાની ધાસ્તી રહે છે. જો **યુરેનસ** હોય તો ઉતાવળે ચાવ્યા વગર ખાવું નહી તેમજ ખાધા પછી કદીપણ નાહવું નહીં. જો **નેપચ્યુન** હોય તો હાલ હવાલ ખોરાક ખાવો નહીં, ઝેરી વસ્તુઓથી દુર રહેવું, દારૂ કેફી પીનાં અને કોઇપણ જાતનું વ્યસન રાખવું નહીં.

**તુલા રાશી**:—આ રાશી ગરમ તથા ભીનાસવાળી છે, અને શરીરમાં એવી જાતની વ્યાધી ઉત્તપન્ન કરનારી છે કે જેથી શરીરનું સમતોલપણું બિલકુલ જળવાતું નથી. જો એ રાશીમાં **બુધ** હોય તો લાંબો વખત ઉભું રેહવું નહીં અને પુષ્કળ અભ્યાસ કરવો નહીં. જો **શુક્ર** હોય તો મિઠાસ વધારે ખાવો નહી અને મીઠાઇ તથા સાકર વીગેરે મીઠ્ઠી ચીજોથી દુર રહેવું. જો **મંગળ** હોય તો કેફી રોગો, ઉડતા રોગોથી સંભાળવું. જો **ગુરૂ** હોય તો પુષ્કળ ઉચા અને સ્વાદીષ્ટ મસાલાના પકવાન વીગેરે ખાવા નહીં તથા નિયમીત રહેવું. જો **શની** હોય તો શરીરનાં અવયવો ઘણા નબળા રહે છે, અને કમતાકતી ઉત્તપન્ન થાય છે, તથા સરદી અને ઠંડકથી કમરના ભાગ રહી જાય છે, માટે એ બાબેની પુષ્કળ સંભાળ રાખવી. જો **યુરેનસ** હોય તો શરીરનાં સ્નાયુઓને ખેચવા નહીં, જો **નેપચ્યુન** ગ્રહ હોય તો દવા પીવાથી અને રંડીબાજીથી પુશ્કળ નુકસાન થાય છે, માટે એ બન્ને બાબદથી પુષ્કળ સંભાળવું.

**વૃશ્ચિક રાશી**:—આ રાશી ઠંડી અને પાણીની છે, જેથી માનવીની ઇંદ્રીને લગતા તથા શરીરમાં ઉત્તપન્ન થતી હરેક જાતની પ્રવાહીને લગતાં દરદો ઉત્તપન્ન કરે છે. જો **બુધ** એ રાશીમાં હોય તો, ચીંતા, ફીકરને દુર કરવી, તથા દરેક રીતની બેદરકારી અને કુદરતી નિયમથી ભુલાવો ખાઇ બેદરકાર બનવું નહીં. જો **શુક્ર** હોય તો હદબાહેર કોઇબી ચીજમાં જવું નહીં, ખોરાક તેમજ સંસારી બાબદ

તથા અનિતીથી સમતોલ રેહવું, કારણ હદબાહેર અનિતીથી અને બેદરકારીથી ગંભીર દુઃખ થાય છે. જો મંગળ હોય તો ચેપી રોગ ઉડતા રોગ, અનિતીના રોગ અને છુપી ઇંદ્રીને લગતા રોગો થાય છે, માટે પુષ્કળ સંભાળ લેવાની જરૂર છે. જો ગુરૂ હોય તો ઉંચા ખોરાક, અનિયમીતપણું, ચરબીનો ખોરાક તથા પોતાની તબીયત પોતાનેજ હાથે ખરાબ કરવા જેવી નાલાયક ટેવ, કુટેવ વીગેરે હોય છે માટે ચેતેલા રહેવું. શની હોય તો સરદીથી ખુબ ચોંકેલા રહેવું અને કુદરતી કાયદાપ્રમાણે નિયમીત રહેવું, ઝાડો સાફ રાખવો, અનિતીથી દુર રહેવું. જો યુરેનસ હોય તો પીસાબના અવ્યવને સંભાળવું, તથા આતરડાં અને જઠરનાં અવ્યાવો તથા ગુરડા વીગેરે સંભાળવા કારણકે તેઓનાં ખેંચાણથી ગંભીર દુઃખ થાય છે. જો નેપચ્યુન હોય તો અનિતી, કુટેવ, (Self-abuse) અને અનિતીનાં હરેક દરદો તથા હવસ અને કેફી પીણું એ સર્વેથી દુર રહેવું અને ઘણુંજ સંભાળવું.

**ધન રાશીઃ**—આ રાશી ગરમ અને સુકી છે અને શરીરમાં જ્ઞાનતંતુઓની નબળાઇ અને તેજીને કમતી કરે છે. જો બુધ એ રાશીમાં હોય તો મગજને શાંત રાખવું, અને પુષ્કળ અભ્યાસ કરવો નહી. જો શુક્ર હોયતો ખાસકરીને સ્ત્રીઓ બિલકુલ કસરત કે સરત કે સ્પોર્ટ (Sports) કરવા નહી, ઘણાજ જોખંમકારી છે, જો મંગળ હોય તો સ્પોર્ટસમાં ઉછાછલાપણું કરવું નહી, અને બેદરકાર રહેવું નહી કારણકે એકસીદંત થવાનો ઘણો સંભવ રહે છે. જો ગુરૂ હોય તો લોહીને પુષ્કળ સ્વચ્છ રાખવું. જો શની હોય તો સરદી તથા ઠંડકથી જાંગ અને પગનાં ઉપલા ભાગ તથા કમરનાં ભાગને સંભાળવો, અને શરીરને કોઇબી રીતે હદથી બાહેર થાકવી નાખવું નહી. જો યુરેનસ ગ્રહ હોય તો સ્પોર્ટસ તથા મોજ મજાહ વખતે એકસીદંટ થવાનો ઘણોજ સંભવ છે, માટે સંભાળવું તથા સાવચેતીથી રહેવું. જો નેપચ્યુન હોય તો શરીરને નાકઉવત, શરીર બેદરકાર અને મંદ શરીર થાય છે.

**મકર રાશીઃ**—આ રાશી ઠંડી અને સુકી છે અને શરીરની શકિતને મંદ કરનારી તથા ચૈતન્ય ધીમું પાડનારી છે. જો બુધ

તેમાં હોય તો દરેક દલગીરી, અને ફીકર ચીતાના વિચારથી દુર રહેવું. જો **શુક્ર** હોય તો ચામડીપર કોઇપણ જાતનાં ક્રીમ દવા કે લોશન લગાડવા નહીં તેમજ બાળપર તેલ ભરવા નહીં, કારણ કે તેની અસર ઘણીજ ખરાબ થવાનો તથા ચામડીપર કોહવાત થવાનો સંભવ રહે છે. જો **મંગળ** તેમાં હોયતો પડવા ખડવાથી સંભાળવું, ઉચી જગ્યાપર ચઢતી વખતે સંભાળવું. જો **ગુરૂ** હોય તો લોહીને પુષ્કળ સંભાળવું કારણ કે લોહીની સ્વચ્છતાપર શરીરનાં રંગરૂપ અને તંદરૂસ્તીનો આધાર છે. જો **શની** હોય તો કપડા પહેરવામાં ઘણીજ સંભાળ રાખવી તથા ગરમ કપડા હમેશા આંગમાં રાખવા કે સરદી અને ઠંડકથી બચાવ થાય. જો **યુરેનસ** ગ્રહ હોય તો પગને એકસીડંત થતો સંભાળવો, ખાસ કરી ગુઠણને ઇજા થાય છે. જો **નેપચ્યુન** ગ્રહ હોય તો લોહીનો બગાડો અને કોસમેટીક અને એવા બીજા પદાર્થોથી તેમજ લોહીના બગાડાથી નુકસાન થાય, તે માટે સંભાળ રાખવી.

**કુંભ રાશી**=આ રાશી ગરમ ભિનાસવાળી અને પવનને લગતી છે, અને લોહીના ફેરાવા તથા રગો અને તે માંહેલા જ્ઞાનતતુઓનાં ચૈતન્યપર પુષ્કળ અસર કરનારી છે. જો **બુધ** એ રાશીમાં હોય તો ભેજાંપર વધું બોજો રાખવો નહીં તથા ફીકર ચીંતા કરવી નહીં, તથા દરેક ખ્યાલી બાબદો ભેજાંમાંથી કાઢી નાખવી અને ધખારો કરવો નહીં. જો **શુક્ર** હોય તો લોહીનાં બિગાડામાટે ચેતેલા રહેવું તથા લોહીને સ્વચ્છ રાખવાના ઉપાય લેવા. જો **મંગળ** હોય તો ઉડતા રોગોથી દુર રહેવું, કંઇપણ ચીજનો ચેપ લેવો નહીં અને લોહીને ઘણુંજ સંભાળવું, સાદો ખોરાક લેવો. જો **ગુરૂ** હોય તો ખોરાક અને અરૂચીક રીતે વસવાત કરવાથી થતા દરદો અને લોહીના બગાડાથી ચેતેલા રહેવું, મધ્યપણું જાળવવું. જો **શની** હોય તો ઘણી મેહનત કરવી નહીં, આંખને ઘણી ખેંચવી નહી, તથા કોઇપણ બાબદમાં શરીરની તાકાત કરતા વધુ મહેનત કરવી નહીં. જો **હરશાચલ** ગ્રહ હોય તો મગજશકિત અને જ્ઞાનતંતુઓને ઘણાજ સંભાળવા તથા અકસ્માતથી ચેતેલા રહેવું. જો **નેપચ્યુન** હોય તો વ્હેમથી દુર રહેવું અને ભેંજાંના ખ્યાલી વિચાર કરવા નહી. તથા હમેશાં સારા વિચારો કરતા રહેવું.

**મીન રાશી**=આ રાશી ઠંડી અને પાણીની રાશી છે, અને માણસની બેદરકારી અને ભુલ તથા વિસરફેમથી ઘણાં દરદો ઉત્તપન્ન કરે છે. જો **બુધ** એ રાશીમાં હોય તો પગના તળયાં સુકા રાખવા, અને ભેજાંપર કમતી બોજો રાખી મન મોકળું રાખવું. જો **શુક્ર** હોય તો ખાવા પિવામાં પુષ્કળ સંભાળ રાખવી કારણ કે હદબાહેર, અનિયમીત, અને અરૂચીકરીતે ખોરાકનો ઉપયોગ થવાથી બહુ મોટું નુકસાન થાય છે. જો **મંગળ** હોય તો દારૂનો લખ છોડી દેવો અને તદન મિતાહારી અને કેફી વસ્તુ બિલકુલજ પીવી નહીં. જો **ગુરૂ** હોય તો લોહીને પુષ્કળ સ્વચ્છ રાખવું, જો **શની** હોય તો સરદી અને ભિનાસથી દુર રહેવું અને ખાસકરીને પગના તળયાં કદીપણ ભિનાસમાં રાખવા નહી, કારણ કે સરદીનાં દરદોમાં મુખ્યભાગે ૯૯ ટકા જેટલા દરદો, ઠંડા અને ભિનાસવાળા પગના તળયાને આભારી છે. જો **યુરેનસ** હોય તો નાહતી વખતે સંભાળવું, તથા તરવા જતી વખતે ઘણુંજ સાવચેત ધ્યાન રાખવું, ડુબી જવાના એકસીદંત થવાનો ઘણો સંભવ રહે છે, વળી ખોરાક સાથે ઘણું પાણી પીવું નહી. જો **નેપચ્યુન** ગ્રહ હોયતો અનીતી અને કુંછદી દોસ્તીથી દુર રહેવું, દારૂ તદન પીવો નહીં અને આસમાની છુપા ભેદ અને માનસીક શકિતઓની (Mystical and Psychic) સાથે ચેડાં કાઢવા નહીં.

એ પ્રમાણે રાશીઓ અને તેમાં રહેલા ગ્રહોની અસર પ્રમાણે દુઃખ દરદને થતું અટકાવવાને ઉપર લખ્યાપ્રમાણે અમુક બાબદોપર ધ્યાન આપી ચોક્કસ ચીજો કરવી અથવા ચોક્કસ ચીજો વાપરવી કે નહીં વાપરવી તે સર્વે સમજી લઇ, સુખશાંતીનાં નિયમપ્રમાણે તંદરૂસ્તી જાળવવી.

## દરદોપર ચંદ્રની અસર.

અસલ જમાનાથી હાલ પણ આ વિદ્યાના ફીલસુફોમાં એવી માન્યતા છે, અને તે તદન ખરી છે, કે દરરોજના કેલેન્ડરમાં **ચંદ્ર** જે રાશીમાંથી પસાર થતો હોય, તે રાશીને લગતા શરીરનાં ભાગપર તે વખતે યાને તે દીવસે કોઇપણ જાતનું ઓપરેશન કરવું નહીં, એ ઉપરથી નિચલી બાબદો એક જયોતીષે તથા ડૉકટરી વિદ્યાવાળાઓએ જરૂર ધ્યાનમાં રાખવા જોગ થઇ પડશે.

# ઓપરેશન.

**માથુ, આંખ,** અને **દાંત** વીગેરેને લગતું ઓપરેશન જ્યારે ચંદ્ર **મેષ** રાશીમાં હોય ત્યારે કરવું નહીં. **ગળું, ફ્રશાખોલવી, તોન્સીલ** કાપવા, વીગેરે આવી જાતનાં ઓપરેશનો જ્યારે ચંદ્ર **વરખ** રાશીમાં હોય ત્યારે કરવા નહીં. જ્યારે ચંદ્ર **મિથુન** કે **ધન** રાશીમાં હોય ત્યારે **હાથ** પગ કાપવા કે તેને લગતા કંઇપણ ઓપરેશન કરવા નહીં. જ્યારે ચંદ્ર **કર્ક** રાશીમાં હોય ત્યારે **હોજરી અને પેટના ભાગપર** અને જ્યારે **સીંહ** રાશીમાં હોય ત્યારે **બરડાનાં કાઠા** વીગેરે ઓપરેશન કરવા નહીં. **આંતરડા અને** પેટની માંહેલા ભાગનાં અવ્યવોપર જ્યારે ચંદ્ર **કન્યા** રાશીમાં હોય ત્યારે ઓપરેશન બિલકુલ કરવું નહીં, તેમજ **ગુરડા** ઉપર જ્યારે ચંદ્ર **તુલા** રાશીમાં હોય ત્યારે ઓપરેશન કરવું નહીં. જ્યારે **વૃશ્ચિક** રાશીમાં ચંદ્ર હોય, ત્યારે **મસા, હરસ, એપેન્ડીસાઇટસ**, તથા **છુપી ઇંદ્રી** અને **ગર્ભસ્થાનને** લગતા દરેક ઓપરેશનો બિલકુલ કરવા નહીં. **જાંગ** અને પગનો ઉપલા ભાગ **ધન** રાશીમાં ચંદ્ર હોય ત્યારે ઓપરેટ કરવો નહીં. જ્યારે ચંદ્ર **મકર** રાશીમાં હોય **ગુઠણ** તથા ચામડીને લગતા દરદોનું વાઢોડકાપ કરવું નહીં. માંથાંનો દુ:ખાવો, **આંખ, ગુંટી,** વીગેરે **કુંભ** રાશીમાં ચંદ્ર હોય ત્યારે ઓપરેટ કરવું નહીં અને **મીન** રાશીમાં જ્યારે ચંદ્ર હોય ત્યારે **પગનાં તળ્યાં** અને **પાતલી** વીગેરેને ઓપરેશન કરવું નહીં, જ્યારે ચંદ્ર સ્થુલ રાશીમાં હોય ત્યારે **દવા** આપવી નહી તેમજ **જુલાબ** લેવો નહીં, અને જો મેષ, વરખ કે મકર રાશીનો ચંદ્ર હોય ને તે દીવસે શરૂઆતથી આપવામાં આવે તો વોમીટની અસર થાય. જ્યારે ચંદ્ર અને તન ભુવનનો માલેક એ બેઉ હોરાઇજન (Horizon) થી નીચે હોય ત્યારે **જુલાબ** અથવા ઝાડો લાવવાની દવા લેવી, અને વોમીટમાટે દવા લેવી હોય તો એવો વખત પસંદ કરવો, કે જે વખતે ચંદ્ર તથા તન ભુવનનો માલેક હોરાઇજનની ઉપર હોવો જોઇએ. વળી જ્યારે ચંદ્ર ભિનાસવાળી રાશીમાં હોય અને ખાસકરીને કર્ક કે મીન રાશીમાં હોય ત્યારે જુલાબ અથવા ફસ ખોલવી જોઇએ. વૃશ્ચિક રાશી

જુલાબ માટે નકામી છે, કારણ કે એ રાશીની અસર શરીરની અંદરનું ઝેર બહાર કાઢવાની છે, જ્યારે ચંદ્ર કર્ક કે **મીન** રાશીમાં હોય ત્યારે કોઇપણ બાબદની દવા પીવી ફાયદાકારક છે, કારણ કે એ રાશીઓ ભિનાશવાળી તેમજ શરીરમાં પચન કરનારી છે. જ્યારે **બાકીરાશીમાં** ચંદ્ર હોય ત્યારે **આંખને** લગતું ઓપરેશન કે દવા કદીપણ કરવી **નહી**, તેમજ જ્યારે રવી સાથે ચંદ્ર સ્કેવેર, ઓપોઝીશન કે કંજંગશનમાં હોય ત્યારે પણ આંખનું ઓપરેશન બિલકુલ કરવું **નહી.** આંખને માટે ચંદ્ર સારી એસપેકટસમાં હોવો જોઇયે, તેમજ **શુદનો** અને તેજસ્વી હોય, અને તેવે વખતે રવી કે બીજા કાંઇ પાપગ્રની પાપદૃષ્ટિમાં ચંદ્ર આવેલો નહીં હોય, તે વખતે આંખને લગતું હરેક કામ કરવું સારૂં છે.

પાંચમાં ભુવનની રાશી અને તેનો માલેક તથા તેમાં બેઠેલા ગ્રહો, **દવા દારૂ** જણાવે છે, કે દવા વાજબી કે અનગટીત આપવામાં આવી છે. દરદનો સિગનીફીકેટર યાને છઠ્ઠા ભુવનનો માલેક જો ડબલ રાશીનો હોયતો તે દરદ એકવાર સારૂ થઇ પાછું થશે યાતો, તે દરદ કોઇ બીજા દરદ પણ ઉત્તપન્ન કરવાનું કારણ થશે. દરદનો સિગનીફીકેટર જે રાશીમાં હોય તે રાશીને લગતો ભાગ ઘણુંકરીને દરદી હોય છે. હવે દરદ પારખવામાટે કુંડળી કાઢી તે ઉપર વિચાર પુગાડવો પડે છે તે કુંડળી કાઢવાનો ટાઇમ **દરદી જે ઘડીએ પોતે સીક પડે** ત્યારે, અથવા તો સીક પડયા પછી તદન નાઇલાજ થઇ પહેલ વહેલો **માંદગીને બીછાને સુવે** તે વખતે, અથવા જો એ બેઉ ટાઇમ નહીં માલમ પડે તો, દરદી પહેલ વહેલો ડૉકટર આગળ, **પોતાનાં દરદની વાત કરે** તે વખતે, અથવા જો દરદી બેફામીમાં હોય **ને ડાકટર પહેલ વેહેલો આવી તે દરદી બાબે કાંઇપણ બોલે,** તે ડૉકટરનાં પહેલા બોલેલા બોલ વખતે, જે વખત હોય યાણે જેટલા **વાગ્યા હોય,** તે વખતની કુંડળી કાઢવી અને તેમાં પ્રશ્નકુંડલીનું લગ્ન (Ascendant) અને છઠ્ઠા ભુવનની રાશી તથા તેવોનાં માલેકો દરદના સિગનીફીકેટર જાણવા. જો ચંદ્ર કોઇ શુભ ગ્રહનાં સમાગમમાં હોયતો દરદી જલદી સાજો થાય છે, પણ જો ચંદ્ર છઠ્ઠા કે આંઠમાના માલેકસાથે પાપદૃષ્ટિમાં હોયતો દવાની કંઇપણ અસર થતી નથી અને કેશ બગડતો જાયછે. ખાસકરીને જ્યારે ચંદ્ર

કોઇ પાપગ્રહ કે જે લગ્ન, ચંદ્ર તથા લગ્નનાં માલેક સાથે કંજંગશન, સ્કવેર કે ઓપોઝીશનમાં આવે છે અથવા તો છઠ્ઠાં ભુવનનાં માલેક સાથે એવી પાપદૃષ્ટિ કરે છે, ત્યારે દરદનું જોર વધતું જાય છે, દવા કારગત લાગતી નથી અને દરદી કટાકટી (Crisis) માંથી પસાર થાય છે, પણ જો એવી રીતે ચંદ્ર જ્યારે લગ્ન, નવમાં, દશમાં, કે અગ્યારમાં ભુવનનાં માલેકો સાથે ૬૦° કે ૧૨૦° અંશની શુભદૃષ્ટિમા આવે છે, તો કેસ સુધરતો જાય છે, દવા કારગત લાગે છે, અને દરદીને શાંતી મળે છે. ખાસ કરીને જો દરદ લાંબા વખતનું અને જન્મનું ચાલુ દરદ (Chronic) નહીં હોય, અને તે વખતે ચંદ્ર જે રાશી અંશ અને ભુવનમાં હોય, ત્યાંથી આગળ વધીને જ્યારે પોતાની અસળ જગ્યાથી ૪૫°, ૯૦°, ૧૩૫°, ૧૮૦°, અંશે પોતે દૃષ્ટી કરે તે વખતે દરદીને અકરાત ગભરાત થાય છે, તથા દરદમાં સારાં કે માઠાં માટે મોટો ફેરફાર થાય છે. દવા દારૂની વિધ્યા ઉપરાંત હાલમાં માન્સિક વિધ્યાથી (Psychic) તથા હીપ્નોટીઝમ (Hypnotizm) વીગેરેની વિધ્યાથી દરદો સાજાં કરવાગાં આવે છે, જે જો કે હાલમાં નવીન રૂઢી તરીકે સુધરેલી પ્રજા માને છે પણ ખરી રીતે જોતાં જમાનાઓના જમાનાં આગમજ એ વિધ્યા હરેક કામ કાજમાં સાધારણ રીતે જાયજ હતી, તે વિધ્યા મારફતે દુ:ખ સાજું કરવાની ત્રીટમેન્ટ જ્યારે ચંદ્ર કર્ક કે મીન રાશીમાં હોય ત્યારે **માન્સિક** શકિતથી અને જ્યારે મીથુન, તુલા કે ખાસ કરીને કુંભ રાશીમાં ચંદ્ર હોય ત્યારે હીપ્નોટીઝમથી કરવી લાભકારીક છે.

## દરદનો કૉરસ.

દરદનો **કૉરસ** યાને એક દરદની શરૂઆતથી તેનાં અંત સુધીમાં થતા ફેરફારો માટે જાણવા સારૂ, તથા તે દરદમાં જોખમભરી સ્થીતી કયારે થવાનાં સંભવો છે, તે માટે સીક પડવાની ઘડીની કુંડળી કાઢવાની જરૂર છે. એ માટે સીક પડવાનો પહેલો દીવસ અને વખત લેવો જોઇએ, અને તેથીબી વધુ બહેતરી માટે, જે વખતે દરદી સીક પડીને પોતાનાં બીછાને પડે, યાને માંદગીની શરૂઆત થાય તે વખત કુંડળી કાઢવા માટે ઘણો સારો લેખાય છે. તથા એ વખતને

અંગ્રેજી જ્યોતીષમાં (Decumbiture) કહે છે. આ કુંડળીમાં મુખ્ય આધાર ચંદ્રની ગતિ ઉપર રાખવામાં આવે છે, અને તેથી ખાસ ચંદ્રને તપાસવાની ઘણીજ જરૂર છે.

જો સીક પડતી વખતે ચંદ્ર, જે દરદનાં ગુણદોષ હોય, તે ગુણદોષથી ઉલટી ખાસીયતનાં, અને ખાસ કરીને શુભ ગુણવાળા ગ્રહને એપ્લાઇ થતો હોય, તો જાણવું કે દરદનું જોર નરમ પડી સુધારો આગળ થતો જશે, ને દરદી સાજો થશે, પણ જો ચંદ્ર સીક પડવાની પહેલી ઘડીની કુંડળી કાઢતાં તેમાં રવી, શની, મંગળ કે હરશચલ ગ્રહની પાપદૃષ્ટિમાં આવતો હોય તો મોત જાણવું અને જો દરદી જુવાન ઉમરનો હોય તો, એવી વખતે ગુરૂ કે શુક્રની શુભદૃષ્ટિથી તેને જવળેજ બચાવી શકે છે. દરદની શરૂઆતમાં જો ચંદ્ર અને રવી એ બેઉ ગ્રહ પાપગ્રહની સાથે હોય, અથવા તો તેઓનાં ઓપોજીશનમાં હોય, તો દરદી કદી બચવાનો નથી. જો ચંદ્ર માંદગીની શરૂઆતને ટાઇમે, રવીને એપ્લાઇ થતો હોય, અને પાપદૃષ્ટિથી ઘેરાયલો નહીં હોય, અથવા તો કોઈ શુભગ્રહનાં સમાગમમાં આવતો હોય, તો જાણવું કે દરદી જરૂર સાજો થશે, પણ જો રવી સાથે પાપદૃષ્ટિમાં હોય અથવા પાપગ્રહોની દૃષ્ટિથી દબાયલો હોય તો મોત થવાનો ભય રહે છે. જો કુંડળીના પહેલાં ભુવને મંગળ હોય તો દરદ ઘણું ઉતાવળ્યું અને અકરાત ગભરાતવાળું સખ્ત હોય અને જો ચંદ્ર કે રવી અથવા તેના **દીસપોઝીટરો** એ સર્વે પાપગ્રહોની પાપદૃષ્ટિમાં હોય તો મોત થાય.

હવે સર્વેથી મુખ્ય બાબદ એ છે કે, જ્યારે દરદ અથવા દુઃખ થાય છે, તે પોતાનો કોરસ કેમ લે છે, દરદ સાજું થતાં સુધીમાં અથવા અંત આવતાં સુધીમાં કેવી રીતનાં સંજોગો તથા કટોકટીના વખતો આવે છે, એ જોવાનું સર્વે ચંદ્રની ગતિપરજ છે. અત્રે એ બાબદ માટે આપણે કાંઇક બોલીશું :—

**નોંધઃ**—"આ જ્યોતિષ વિધ્યાના જ્ઞાન માટે તથા એ વિધ્યા માટે આપણે જે કાંઈ કહીશું તે થોડું છે, પણ આગળ જણાવવા પ્રમાણે એ જ્ઞાનનો નાશ થયલો હોવાથી એ વિધ્યા તદન અળખામણી થઇ પડી છે, છતાં વિધ્યાનો એ વિધ્વાને આખી દુન્યાની સર્વેથી પહેલી અને સર્વેથી શ્રેષ્ઠ લેખી ગયા છે, અને હાલના વિધ્વાનો પણ

એ વિધ્યા તરફ સારી લાગણી દર્શાવે છે, પણ કેટલાક **ભણેલમાં ખપતા આપણા કહેવાતા જ્ઞાનીઓ,** છડે ચોક એ વિધ્યાને **હંબગ** કહેવાને ચુકતા નથી, ખાસ કરીને કોલેજની સ્ટડી પછી તો જાણે તેઓ એ વિધ્યાને હંબગજ સમજવામાં મગરૂબી લે છે, પણ તેવું વિચારવા આગમજ **તેઓ પોતે કેટલા મુર્ખા બને છે,** તે વાંચનારેજ વિચારી લેવું. એ વર્ગમાં **કેટલાક** શરૂઆતનાં ડૉકટરી અભ્યાસીઓ પણ છે, કે જેઓ આ વિધ્યાનો, પોતાની વિધ્યા સાથનો સંબંધ તદનજ નાકબુલ ગણવાને, તથા ખુલ્લાં હંબગ તરીકે એ વિધ્યાને ગણવાને, **તથા પોતાની અક્કલ અને ટુંકા ભંડાળના દાણા વેરી નાંખવાને,** એક પણ ટક હાથથી જવા દેતા નથી, અને તેઓ માંહેલા કેટલાકો પોતે પાસ થઇ મેળવેલાં પેલાં સરતીફીકેટનાં કાગળ્યાં, અને નામ પાછળનાં પુછડાંની ગરૂરી, એટલી બધી તો તેઓપર ગાલેબ આવે છે કે, જો કે તેઓ **જયોતીષ વિધ્યાના એક સીમબોલ મારફતેજ પોતાના રોજના હરેક પ્રીસક્રીપશનો લખે છે,** તે છતાં તેઓ પોતાની મગરૂરીની ધુંધમાં આ વિધ્યાની સત્યતાને કબુલવાને સાફ નાપાડે છે. દરેક ડૉકટર પ્રીસક્રીપશન લખવા આગમજ મથાળે ℞ સીમબોલ લખે છે કે જે સીમબોલની ઉત્પત્તી બ્રેસપતીના ગ્રહના ♃ સીમબોલ ઉપરથી થઇ છે. વળી ડૉકટરો ટાઇફોઇડ ફીવર તથા એવા દરદોની (Crisis) નો ચોક્કસ વખત ગણે છે, કે જેમાં સપુર્ણ ચંદ્રની ગતિનોજ હીસાબ છે. (કે જે આ પ્રકરણમાં આગળ જતાં સમજાવ્યો છે) તો હવે એ કહેવાતા જ્ઞાનીઓ તે માટે શું પાત્યાં ગોઠવવા વિચારે છે, તે જાણીશું તો કંઇક સત્ય જાહેર થશે. અંત્રે હું ખુલ્લુ કહીશ, કે **તત્વ જ્ઞાન, અને અનુંઓના કાયદા પ્રમાણે ગ્રહોનાં વાઇબ્રેશન તથા અસરોને આપણી પૃથ્વી તેમજ તેની ઉપરની દરેકે દરેક જીવદાર કે સ્થુલ હસ્તીને સંબંધ છે, એ સચોત છે, અને તે સત્ય ઉપર કદીપણ આપણે આ વિધ્યાને ધીક્કારવી કે હંબગ લેખવી નામુનાસેબ** છે." હું એમ કહેવા માગતો નથી કે "આ વિધ્યા શીખી સૌ કોઈ જોશીમહારાજ પંતુંજી થઇ જાવો, ને ડાકટર સાહેબોએ પણ ધરાક આવતાં સાથે આંગળાં પ્હોળાં કરી

ધન મકર ને કુંભ ગણવા માડવું-નહીં, નહીં,—મારો એવો વિચાર નથી, પણ ગંભીર બાબદો વખતે, જો એક ડાકટર પોતાની વિધ્યાની સાથે સાથે, દરદીનાં "ટેમપરમેન્ટ" (Temperament) ખવાસ રીત રૂઢી, શરીરીક તત્વ, અને ગંભીર ચાલુ માંદગીમાં, આ વિધ્યાથી કાંઇક મળી આવતી ઉપ્યોગી બાબદનું અનુમાન કરે, બળકે દરદીના શરિરીક તત્વ બંધારણમાં જે અંદીઠ પંચભુતી તત્વો છે, તેનું પ્રમાણ તપાસીને ઉપ્ચાર કરે, તો કાંઇક વધુ લાભકારીક નીવડે." અસળ જમાનામાં હાલના જેટલા ડાકટરો હતા નહીં, તેમજ હાલના જેટલા દરદો પણ હતાં નહી. હાલમાં જેટલા ડૉકટરો પ્રજા સનમુખ બાહેર પડે છે, તેથી બમનાં નવા નવા દરદોનો ઉપદ્રવ થાય છે. અસળ જમાનાનાં હરેક વૈદ પોતે જ્યોતીષ હોવાનું માન ધરાવતા હતા, અને અત્રે ભલામણ કરીશું કે "આ વિધ્યાની કાળી બાજુ તથા તેનો ગેરઉપ્યોગ કરનારા, અને પૈસા કાજે ભોલાને ભોલવી ધુતનારા-ઓની બાબદ ધ્યાનમાં નહી લેતાં, હરેક સ્ત્રી પુરૂષે આ વિધ્યાનો ખાનગી અભ્યાસ કરી તેથી મળતો ફાયદો હાંસળ કરવો, કારણ આ વિધ્યા માનવીને સત્ય તરફ વધારે નજદીક ખેચનારી છે." આ પુસ્તકમાં જુદે જુદે ઠેકાણે કેટલીક બાબદો દર્શાવી છે, જે પુરતી સાહદતો આપે છે, કે જ્યોતીષ વિધ્યા માનવીને શરિરીક, સંસારીક, અને ધાર્મિક સર્વે કાર્યોમાં જરૂરની છે, એ વિધ્યાને પાછી ખિલવવાની અને તેનો સંપુર્ણ લાભ લેવાની ઘણી જરૂર છે."

હવે દરેક દરદ અથવા દુઃખ થવા પછી તે પોતાનો માર્ગ આગળ કાપે છે, જેમ કરતાં તેનું જોર કેટલીક વખતે વધે છે યાતો ધટે છે, તે પ્રમાણ જાણવા અને તે દિવસોપર સાવચેટ રેહવાને, ચંદ્રની ગતિ આપણને ઉપ્યોગી છે, કારણ કે દર ૨૮ દિવસે ચંદ્ર આખું ચક્ર ફરીને પોતાની અસળ જગ્યાપર પાછો આવે છે, અને જેમ જેમ એ ચક્ર પુરૂં કરવા માટે તે આગળ વધે છે, તેમ તેમ સાતમે, ૧૪ મે, ૨૧ મે દીવસે, ચંદ્ર પોતાની અસળ જગ્યાથી ( યાને માનવી સીક પડે તે ઘડીએ જે જગ્યાપર ચંદ્ર હોય તે જગ્યાથી ) પાપદૃષ્ટિમાં આવે છે, ત્યારે દરદનું જોર ઘણું વધે છે, અથવા તો

દરદ થવાની શરૂઆત વખતે જે એસપેકટ પ્રમાણે ગંભીર અસર કરે છે તેને (Crisis) કહે છે. ટાઇફોઇડ વીગેરે તાવના દરદો તથા એવી ગંભીર વ્યાધીઓ (Acute disease) વખતે, એ પ્રમાણે ચંદ્ર પોતાની અસળ જગ્યા સાથે એવાં ગંભીર સમાગમમાં આવવાથી, ડૉકટરો તે વખતે ઘણા સાવચેટ રહે છે, અને દરદી એ દિવસોપર ઘણો ગભરાય છે, યાતો એવી વખતે ગભરાત પછી દરદી સુધરતો જાય છે, યાતો દરદીની જીંદગીનો અંત આવતો જાય છે. વળી દરેક ચાલુ દરદ (Acute disease) ૨૮ દિવસથી આગળ વધતું નથી, અને જે દરદ ૨૮ દિવસથી આગળ વધે છે, તે (Chronic disease) લંબાણુ અથવા જન્મનું દરદ ગણાય છે. કોઇ માંદગી ફકટ સાતજ દિવસમાં સારી થાય છે, કોઇ નવમાં, કોઇ ચઉદમાં, ને કોઇ અઢાર દિવસમાં સારી થાય છે. એવી રીતે ચંદ્રની ચાલના એ ૨૮ દિવસમાં લગભગ આંઠ વખત માંદગી દરમ્યાન એવા કટાકટીનાં (Critical) દિવસો આવે છે, જેનો પાકો વખત યાને ચોક્કસ કલાક, ચંદ્રની મંદ કે તેજ ચાલના આધારપર હોવાથી જરાક ફરક આવે છે, પણ તે આંઠ કટાકટીના દિવસો નીચે પ્રમાણે છે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ચોઠો દિવસ. | પંચાગનો | ચંદ્ર | સેમીસ્કવેર | ૪૫° | માંદગીનો | ચંદ્ર. |
| સાતમો | ” | ” | સ્કવેર | ૯૦° | ” | ” |
| દશમો | ” | ” | સેકસ્વી કોડરેટ | ૧૩૫° | ” | ” |
| ચઉદમો | ” | ” | ઓપોઝીશન | ૧૮૦° | ” | ” |
| અઢારમો | ” | ” | સેકસ્વી કોડરેટ | ૧૩૫° | ” | ” |
| એકવીસમો | ” | ” | સ્કવેર | ૯૦° | ” | ” |
| ચોવીસમો | ” | ” | સેમી સ્કવેર | ૪૫° | ” | ” |
| અઠાવીસમો | ” | ” | કંજંગશન | ૩° | ” | ” |

આ ઉપર પ્રમાણે માંદગી દરમ્યાન આજારી માણસ સાજો થવા માંડે છે, યાતો મરણ નિપજે છે. અભ્યાસી અત્રે આ સત્ય જોઇ લેશે કે “માનવીના **શરિરીક બંધારણને ગ્રહો સાથે એવી રીતે મોત અને જીવતનો સંબંધ છે,** બીજા દાખલા તરીકે સ્ત્રીઓની માસીક માંદગીનો પણ ટાઇમ ૨૮ દિવસના ચંદ્રની ગતિ (મોશન) પરજ આધાર રાખે છે, અને જ્યારે એવી રીતે શરીર

બંધારણ સાથે ગ્રહોને સંબંધ છે, અને માનવી આખી જગતની સર્વેથી ઉત્તમમાં ઉત્તમ પેદાયશ છે, અને જ્યારે તેનાં પંચભુતી તત્વને ગ્રહોની અસર થાય છે, તો જગત્તની એવી કેઇ બીજી ચીજ છે કે જેને ગ્રહોની અસર નહી થતી હોય. એટમિક લૉ (Atomic law) સંપુર્ણ રીતે સમજાવે છે કે જગત્તની પેદાયશની હરેક વસ્તુ અણુંઓ અને પરમાણુઓની બનેલી છે, કે જે અણુઓ પંચભુતી તત્વનાં બનેલા છે."

આ ખુલાસા પછીથી પણ હજી પેલો કહેવાતો ભણેલ વર્ગ આ વિધ્યા માટે છટ નોનસન્સ અને "હંબગ" વીગેરે અનુમાનો બાંધે, તો તેઓ માટે શું વિચારવું, તે સમજુ વાંચકોનીજ મુનસફીપર છોડીશું. મારો જાતી અભ્યાસ ભલામણ કરે છે, કે દરેક માનવીએ પોતે ફુરસદ વખતે એ વિધ્યાની થોડી થોડી સ્ટડી કરવી, અને સત્ય શું છે, તે પોતાના અભ્યાસ અને ઓબ્ઝરવેશનથી જોઇ લેવું.

**નોધ:**—બસો વરસ અગાઉ ઇગ્લંડ અને યુરોપમાં ડૉકટરોની પરીક્ષા લેતી વખતે તેવોની "**એસ્ટ્રોલોજીકલ**" યાને જ્યોતીષ જ્ઞાનને લગતી પરીક્ષા પણ લેવામાં આવતી હતી, અને જો જ્યોતીષના જ્ઞાનમાં કાંઇપણ કચાસ રહેતી, તો તે શખ્સને ડૉકટરી ધંધો કરવાનું લાઇસન્સ બીલકુલ આપવામાં આવતું હતું નહીં.

આવા ઘણાક દાખલાઓ અને સત્યની સાહદતો મોજુદ છે, પણ તે અત્રે એડવરટાઇઝ કરવાને જગ્યા નથી.

## ઝાડપાલાની દવા અને ગ્રહો તથા એક ગ્રહનાં દુઃખનો બીજા ગ્રહથી ઉતાર.

દરેક દરદની દવા આપણા દેશોનાં ઝાડપાલામાં અને જડીબુટીમાં સમાયલી છે. હિંદુસ્તાન એવો મુલ્ક છે, કે જ્યાં દુન્યાના દરેક ભાગમાં ઉત્તપન્ન થતી રૂતુઓ, આ દેશના જુદા જુદા ભાગોમાં છે, જેથી ઠંડીના મુલ્કોની જડીબુટી ઝાડપાલો, તેમજ ગરમીના મુલકોની જડીબુટીને દવા વીગેરે સર્વે, આ ભારત ભુમીનાં જુદા જુદા પ્રદેશ, પહાડ અને ખીણોમાંથી મેળવી શકાય છે, પણ મુખ્ય મુસીબત તેઓને **પારખવાની**, તથા તેઓની **સપુર્ણ તંદરૂસ્ત હાલતમાં**,

**અને તેઓના વખત અનુસાર તોડવાની વીગેરે મુશકેલી છે. દરેક** ઝાડપાલો અને જડીબુટી જુદા જુદા ગ્રહોની અસર હેઠલ છે, અને તે સર્વે અંત્રે લખવાને બિલકુલ જગા ન હોવાથી, અભ્યાસીને "ગ્રહો અને તેને લગતા છોડવા "(The planets and their plants and herbs) ને લગતી અંગ્રેજી બુકો વાંચવાની ભલામણ કરીશું.

દરેક દરદ માટેનો ઝાડપાલો કે જડીબુટી, તે જે ગ્રહની અસર અંદર હોય, તે ગ્રહ જ્યારે **ઉંચનો** થાય, અથવા તો **કેન્દ્રનો** હોય, ખાસ કરીને **લગ્ને** કે **દશમે** જુનને હોય, અને ચંદ્રની શુભદૃષ્ટિમાં હોય, તે વખતે જો તે ગ્રહને લગતી દવા ઝાડપાલો કે જડીબુટી તોડીએ, તો તે તત્વ વિધ્યા અનુસાર પોતાની દરેક શકિત અને તેજ સાથની હોય છે, અને તે ઘણીજ અસર કરનારી રહે છે. સુકાઇ ગયલો, ખાલી મરતો એવો કીડ લાગેલો પાલો કે છોડ અસરકારક હોતો નથી, તોડતી વખતે દરેક દવા પોતાના પુર બહાર, રસ, અને પુખ્ત પાકવાળી અને ફળદ્રુપ હોવીજ જોઇએ. જો આવી સર્વે બાબદની દેખરેખ અને તપાસ રાખી નહીં શકાય તો, સાધારણ દવાઓ માટે, કાંઇ નહી તો, આખા દિવસના ૨૪ કલાકમાં, તે દવાને લગતો ગ્રહ જ્યારે પોતાનો અમલ કરતો હોય (Planetery hour જુવો કોષ્ટક પહેલા ભાગમાં) તેવે વખતે તે દવા જમાવ કરવી. દરેક દરદો ચોક્કસ ગ્રહની અસરથી છે, અને તેનું વારણ **તેના જેવીજ** અસર કરનારા અથવા તો તેથી **ઉલટી અસર** કરનારા અથવા તો તેના જેવાજ ભાઇબંધ ઉપચારથી તેનું વારણ કરવામાં આવે છે, જેને લગતી દવાઓના કોષ અને ગુણદોષો તથા અમુક દરદપર ચોક્કસ કેઇ દવા આપવી જોઇએ, તે સર્વે અત્રે લખવાને જગ્યા નથી, કારણ કે એને લગતી બાબદો જો લખીયે તો લગભગ બીજાં આવાં ઘણાક પુસ્તકો થાય. **જ્યોતીષ વૈદક વિધ્યામાં** દરદો બે રીતે સાજાં કરવામાં આવે છે, એક તો દરદ ઉત્તપન્ન કરતા ગ્રહને **મલતીજ અસર કરનારા** બીજા ગ્રહની મારફતે, અને બીજું તો દરદનાં ગ્રહથી તદન **ઉલટીજ અસર કરનારા** ગ્રહને લગતી દવા મારફતે ઉપ્ચાર કરવામાં આવે છે.

જેમ કે જો **મંગળના** ગ્રહને લગતી કાંઇ વ્યાધી થઇ તો મંગળ જાતે ગરમ છે અને સુક્કો છે, તેથી તેના જેવી અસર **રવીની** છે, વળી રવી મંગળની રાશી મેષમાં ઉંચનો થાય છે, તેથી મંગળના દરદ રવીની જડીબુટીથી સાજાં થાય, એજ પ્રમાણે **શુક્રને** લગતી જડીબુટી કે દવા, **ગુરૂને** લગતાં દરદો સાજાં કરે છે, કારણ કે ગુરૂને લગતી રાશીમાં શુક્ર પોતે ઉંચનો થાય છે. વળી **ગુરૂને** લગતી દવા તથા જડીબુટ્ટી **ચંદ્રને** લગતાં દરદો સાજાં કરે છે, યાને ચંદ્રની રાશીમાં ગુરૂ પોતે ઉંચનો થાય છે, એ પ્રમાણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે, કે દરેક દુઃખ દરદ, અને વ્યાધી, જે કોઇ ગ્રહથી ઉત્તપન્ન થઈ હોય, તે ગ્રહની રાશીમાં જે ગ્રહ ઉંચનો થતો હોય તેને લગતી દવા કે ઉપ્ચારથી દરદ સાજાં થાય છે, કારણ કે ગ્રહ જ્યારે બળવાન અને દુઃખ કરતો હોય છે, ત્યારે તેની વીરૂદ્ધ જવા કરતાં તેમાં મળી જવું, અને તેનાં જેવીજ પણ રૂડી અસર કરવામાં ઘણો ફાયદો છે, એને (Sympathetical cure) કહે છે. એજ પ્રમાણે ગ્રહનાં દરદની અસરથી ઉલટી અસર કરનારા ગ્રહની દવા મારફતે દરદ સાજાં કરવાની રીતને (Cures by antipathy) કહે છે, જેમ કે **શનીને** લગતાં દરદો સરદી કરનારાં છે, માટે તે દરદો ગરમીની દવાથી યાને **રવીની** દવાથી સાજાં થાય છે, કારણ કે મેષ રાશીમાં રવી ઉંચનો થાય છે, ત્યારે શની મેષમાં તદન નીચનો ગણાય છે. એજ પ્રમાણે **શુક્રનાં** દરદો, **મંગળને** લગતી દવાઓથી સાજાં થાય છે, કારણ કે શુક્રની રાશીમાં મંગળ નીચનો થાય છે, એવી રીતે સંપુર્ણ સ્ત્રુ દૃષ્ટી કરનારા ગ્રહો, એક બીજાથી ઉલટી અસર કરીને દરદ કે વ્યાધી સાજી કરે છે, જેમ કે પુષ્કળ ઠંડકમાં ગરમી આમેજ કરવાથી સરદી નરમ પડી જઇ શરીરનું સમતોલપણું જળવાય છે, ને વ્યાધી નાબુદ થાય છે, એ પ્રમાણે **ગુરૂના** દરદો, **બુધને** લગતી દવાઓથી સાજાં થાય છે. એ બાબદ એક વિધ્વાન **જયોતિષ તબીબ** કહી ગયો છે:—કે પહેલે **કયા ગ્રહથી દરદ થયું** તે તપાસવું બીજું **દરદથી શરીરનો કયો ભાગ દરદી થયો,** અને તે વ્યાધી **માસમાં, હાડકાંમાં,** કે **લોહીમાં** છે તે તપાસવું. ત્રીજું **કયો ગ્રહ** તે વ્યાધીવાળા **શરીરનાં ભાગનો માલેક છે,** એ પ્રમાણે ત્રણે બાબદ તપાસવી, પછી જે ગ્રહ દરદ કરતો હોય, અથવા દુઃખ આપતો હોય,

તેનેથી વિરૂદ્ધ શકિત ધરાવનારા ગ્રહની દવાથી **સાજું** કરવું, જેમ કે **ગુરૂના દરદો બુધની** દવાથી અને **બુધના દરદો ગુરની** દવાથી. **રવી** તથા **ચંદ્રના** દરદો શનીની દવાથી, અને **શનીના** દરદો રવી ચંદ્રની દવાથી, **મંગળના** દરદો શુક્રની દવાથી, ને **શુક્રના** દરદો મંગળની દવાથી સાજાં કરવા, વળી એમ પણ કહ્યું છે કે, દરેક ગ્રહ પોતાનું દુઃખ પોતાનીજ અસરથી સાજું કરે છે, જેમ કે રવી તથા ચંદ્ર **આંખને** સાજી કરે છે, શની **તલ્લિને** સાજી કરે છે, ગુરૂ **કલેજાને,** મંગળ **પિત્તને** તથા શુક્ર પોતાના જે દરદો હોય તેને પોતાનીજ દવા અને ઝાડપાલાથી સારાં કરે છે.

એ પ્રમાણે ગ્રહોનાં **દરદો** અને **દુઃખો** તથા ગ્રહોથી આવી પડતાં દરેક **હદેશાઓનું** નિવારણ ઉપર દર્શાવ્યાપ્રમાણે કરવાથી જરૂર ફાયદો થાય એ સંભવીત છે.

## ( પારસીઓ માટે. )

# ગૃહી વ્યાધી અને જરથોસ્તી ધર્મ.

આ બાબદ અંગ્રેજી જ્યોતીષ વિધ્યાથી તદન નિરાળી છે, પણ હમારા મિત્ર **(મી. બ. શો. બનાજી)** ની ખાસ ફરમાસથી, થોડુંક વિવેચન એ બાબદમાં અત્રે જરથોસ્તી વાંચકને ઉપયોગી થઇ પડશે.

**માજદીયશની જરથોસ્તી પાક ધર્મનાં** પુરાતનપણાંમાટે ગમે તેટલો મતભેદ હોય, તો પણ હું **મારી આસ્થા**પ્રમાણે કહું છું કે “ દુન્યાની પેદાશ થવાની આગમજથી “અહુનવર” ની ઉત્પત્તી હતી, અને દુન્યાની આખેરસુધી તેની હસ્તી રહેશે ” એ બાબદના સત્યને બિજા ધર્મવાલાઓ ( કે જેઓના ધર્મતરફ પણ આપણે માનની નજરથી જોઇશું ) ગમે તેવી ગોઠવણો અને ગણુત્રીથી ખોટી ઠેરવવા માગે, તો તે કંઈ બનવાનું નથીજ. પાક માજદાયશની જરથોસ્તી ધર્મની શ્રેષ્ટાઇમાટે પણ બીજું મતજ નથી. કેટલાક ભાઇઓ, કેટલાક મંડળો, અને કેટલાક અભ્યાસીઓ તથા કહેવાતા ધર્મનાં ઉસ્તાદો, એ **પાક મહજબને**માટે, પોતપોતામાં ખ્યાલી મતફેરથી, તથા “ ફાઇલોલૉજી ” અને બિજી કેટલીક ગણુત્રીઓ

મારફતે એક બીજાની ઉપર તુકતેચીની કરી, ઘણીક વખત બિજા ધર્મવાલાઓની નજરમાં હલકો પાડવા જેવી નાદાનીયત કરે છે, જે ખરેજ દલગીરી ઉપજવા જોગ છે. કમનસીબી એજ છે કે ધર્મનાં કીમતી પુસ્તકોનો નાશ થયો, અને ફકટ કંઇક છુટા કટકા બુકલા આપણે ધરાવીએ છીએ.

**વખશુરે વખશુરાન, પાક હજરત પેગમ્બર સાહેબ જરથુસ્ત્ર** (અનુશેરવાન) એ જે ભલી દીન માજદીયશનીને ખુલાસાવાર જાહેર કરી, તેની સ્થાપનાનો પાયો એવો મજબુત બાંધ્યો છે, કે કુલ્લેજેહાંનનાં થઇ ગયલા અને તેઓ પછી થવાનાં, તેમજ હવે પછી થનારા કોઇપણ પયગમ્બર, માહાત્મા, કે ગુરૂ કદીપણ રજભારબી તેને ડગમગાવી શકનાર નથીજ. એ પાયાનું **પહેલું રજકણ "હુમત્ત"** છે, કે જે રજકણુની બુલંદી એટલી બધી છે, કે તે બાબે આ પુસ્તકનાં કદનાં બિજા ઘણાક વ્હાલ્યુમો પ્રગટ કરી શકાય. **"હુમત્ત"** યાને **નેક વિચાર,** એવો તે આપણામાં હાલ કોણ છે કે જે આ **રજકણુનો** ભેદ **સંપુર્ણતાથી** સમજાવી શકે? એવી તે કેઇ દુન્યામાં ચીજ છે, કે જેનાં બાતેનમાં **વિચાર** સમાયલો નથી. જે માનવીઓ આપણાં પાક મહજબના પાયામાહેલાં **આ એકજ પહેલાં રજકણુ** માટે જરાક પણ સંદેહ કે શક લઇ જાયછે, તેવો ખુદ પોતે પોતાને ભુલી જાય છે, કે તેવોનાં પોતાના પેદાથવામાં પણ એજ **રજકણુ** મોટો ભાગ ભજવે છે. જે નિચલા દાખલાથી સચોત લેખાસે. **વૃદ્ધી કરનારો વિચાર** તે માનવીની પેદાયશના પાયાનું **રજકણુ** છે, જેમ કે વિચાર નરનારીમાં ઉત્તપન્ન થાય નહીં, તો તેવો એક બિજાંથી જોડાય નહી, જોડાંણપછીનો વિચાર સમાગમનું, સમાગમ વખતે વિચારથી લોહીનું મણીમાં બદલાવું, તે મણીનુ, માતાનાં ગર્ભમાં, માતાનાં વિચારથી પોષણ થવું, અને જન્મ થવા પછીથી પણ માતાપીતાનાં વિચારથી ઉદરભાવમાં વધવું, અને ઉમરે પુગતાં પોતે વિચાર કરતાં શિખવું, અને પછી તેજ વિચાર મારફતે પોતાની ઉત્તપત્તીની રૂઢી પ્રમાણેજ, પોતાના ફરજંદની ઉત્તપત્તી માટે **વિચારનેજ** વાપરવો, અને એ પ્રમાણે ખુદ માનવીની પેદાયશમાં **આ વિચારનું રજકણુ** આવો મોટો ભાગ ભજવે છે, તો દુન્યાની

બીજી ચિન્હોમાં અને દુન્યાનાં ભેદોમાં તે કેટલો મોટો ભાગ ભજવતો હશે, તેનું મેજાન કરવાની કોઇમાં તાકત નથી. **આવા માહાન ધર્મનાં આ એક રજકણનો ભેદ જ્યારે કોઇ પામી શકતું નથી, તો તે વખશુરે વખશુશને પાક દાદારથી મેળવેલી માથ્રવાણીના કલામોના જટ્ઠાનો ભેદ તે શું મેળવી શકનાર છે,** માટે આપણું આ પાક મહજબ **અને** શ્રેષ્ટમાં શ્રેષ્ઠ ધર્મને મગજનાં ફાટાથી વાદવિવાદ કરી ચુંઠી નાખવાને બદલે, **વગર શકે પોતાનાં અંતઃકરણમાં તેની જગા કરી,** પ્રકટ **અણુંઓના કાયદા** ( Law of Atomes ) અને આપણા ધર્મનાં મુખ્ય કલામ **"હુમત્ત"** ને ચાવીરૂપ સાથે લઇ, જેબી કાંઇ ભેદ જાણુવા ચાહશો, તે આપણી **માથ્રવાણીમાંથી** મળી શકે તેમ છે, કારણ કે એ બે ચીજ હરેક બાબદ, ચીજ, વીગેરેમાં આમેજ છે, જેમ કે:—જેવી રીતે **સુક્ષ્મમાં સુક્ષ્મ પરમાણું** જગત અને તેનાં બંધારણમાં **અંદીઠ પરમાત્માનું સ્વરૂપ છે** ( The infinite fine force,) તેમ માનવીની શારિરીક જગતમાં તેનાં જેવાજ સ્વરૂપમાં **વિચાર** કાર્ય કરે છે, તેથી વિચાર જે સુક્ષ્મમાં સુક્ષ્મ ધુરજણી કરે છે, તેવીજ ધુરજણી અને ફોર્સથી પરમાણું એક બિજામાં રૂપ લે **છે. હરેક ચીજની તપાસની અંતમાં તમો** (fine force) **યાને કુદરતનાં અંશ આગળ આવીને અટકશો, તેમ માનવીની આસપાસ તમો સર્વે ચીજમા પણ એજ અંશને વિચાર રૂપમાં જોશો.**

હું મારી મુળ મતલબથી ઘણો વેગળો નિકલી આવ્યો છું, પણ મારા ધર્મની શ્રેષ્ટાઇના સત્યની ધુનમાં મારા વિચારોએ મને દોરવી લિધો છે, પણ એટલું તો ખરૂંજ છે કે " માજદીયશની જરથોસ્તી ધર્મ સર્વેથી પુરાણો, સર્વેથી શ્રેષ્ઠ, સર્વથી પહેલો તેમ સર્વથી છેલ્લો છે અને રહેશે." ભલે કોઇનાં ધ્યાનમાં આ વાત નહીં ઉતરે પણ **એ મારી આસ્થા છે.** એ પર વાદવિવાદ કરવાની મારી શકિત નથી, કારણ કે અવસ્તાના અભ્યાસીઓનાં તથા બીજાં મંડળોના જુદા જુદા મતો છે, તેમાં વળી એકનો મિનીંગ બીજો નાકબુલ કરે, અને તેથી મતફેરી વધે, વળી "ફ્રાયલોલૉજી" ના ઓઠા હેઠલ પહેલો કેહશે હું ખરો, ને બીજો કહેશે હું ખરો, એવી રીતે

**એ** ઝગડાનો કોઇ કાંઇ **પણ** નિકાલો વરસો થયાં લાવ્યોજ નથી, એવીજ કાંઇક મતભેદ બાબદોમાટે દુર રહેવાને " **અખો ભગત** કહી ગયો છે કે:—

" ખટ દરશણનાં જુજવાં મતાં
માંહો માહે ખાધા ખતા
એકનું થાપ્યું બીજો હને
અન્યથી આપણે અધીકો ગણે
"અખ્ખા" એજ અંધારો કુવો
ઝગડો ભાગી કોઇ ન મુવો."

મારા વિચારનાં વમલમાં હું મુળ મતલબથી ઘણો વેગળો આવી ગયો છું. **હવે** પારસી હમદીન બીરાદરો તો જાણેજ છે, કે આપણા ધર્મની **માથ્રવાણી** અને બંદગી ઘણીજ પ્રબળ છે. ( **વાંચો " બંદગીનું બળ** ) અને મારા મિત્રની ખાએશ એજ હતી કે, ગ્રહથી પીડીત થતા માનવીએ બંદગીનાં કલામો પઢી પોતાનું દુ:ખ બનતાંસુધી કમ કરી શકે, તેવી કાંઇક સમજણ આપવી. હવે આ પુસ્તક અંગ્રેજી રૂઢી અને ગણત્રી પ્રમાણેનું જ્યોતીષ શિખવે છે, અને તેમાં શરીર અને તેનાં રોગો માટે કારણો સહીત ખુલાસો કરવામાં આવ્યો છે, અને દરદો તથા તેની દવાઓ પણ અંત્રે આપતે, પણ તે માટે અંત્રે પુરતી જગાની જોગવાઇ નથી, પણ **બંદગી** બાબદ આપણે કાંઇક નીચેપ્રમાણે ખુલાસો કરી શકીશું. બંદગી પોતાના તન મન અને કોઈનાં ભલાંને માટે, જો તેની ખરી ખુબીસાથે કરવામાં આવે તો તે કદી પણ ફોકટ જતી નથી. ગ્રહદુ:ખ નિવારણ માટે હાલનાં વખતમાં નીચેપ્રમાણે બંદગીઓ કરવામાં આવે છે:—

| ગ્રહ. | | બંદગી. |
|---|---|---|
| **રવી** | = | ખુરશેદ તથા મેહેરની નીઆએશ |
| **ચંદ્ર** | = | મોહર મઝદ તથા માહાબોખતાર નીઆએશ. |
| **મંગળ** | = | બેહરામ યઝદ ( બેહરામ યસ્ત ) |
| **બુધ** | = | તીર યજદ ( ખોરદાદ તથા તીરયસ્ત ) |
| **ગુરૂ** | = | દાદાર હોરમજદ ( હોરમજદ યસ્ત ) |

| ગ્રહ. | | બંદગી. |
|---|---|---|
| શુક્ર | = | અમરદાદ અમેશાસપંદ ( મોટી હપતન યસ્ત તથા તીર યસ્ત) |
| શની | = | અસપનદારમદ અમશાસ્પંદ ( આવાં તથા હપતન યસ્ત મોટી ) |
| રાહુ | = | હપતોરંગ (મોટી હપતન યસ્ત તથા એરામ યસ્ત) |

જ્યારે અમુક ગ્રહની પાપદૃષ્ટિથી માનવી પીડાતો હોય ત્યારે, તે ગ્રહને લગતા યઝદ અમેશાસપંદનાં રોજને દીવસે, દરૂન, બાજ, અફ્રગાંન, યજશને કરાવવાં, તથા રોજ પોતે જાતે તેની બંદગી પઢતાં રહેવું. હાલમાં કેટલાકો ફર્યાદ કરે છે, કે બંદગીની અસર હાલનાં આપણાં ભણતરથી થતી નથી, તે હું માની શકતો નથી, કબુળ કરી શકાય કે હાલનાં જમાનાની આપણીપાસે મોજુદ રહેલી બંદગી, તેની અસલ એબારતનાં છુટા છુટા કટકા છે, જે ગોઠવીને પાછળથી ખોરદેહ અવસ્તાતરીકે આપણામાં જાએજ છે; જેથી પાક હઝરત પેગમ્બર સાહેબનાં જોડેલાં અસલ મંત્રો અને વિચારોની એબારતના જેવાંજ વાઇબ્રેશન, આ પાછળથી મળેલા કટકા બુકલાનાં જોડાણથી સંપુર્ણરીતે અસર કરી શકતા ન હોય, તોપણ ઘણેક અંશે તેવો ધારેલી ઇચ્છા પૂર્ણ કરી શકે તેમાં સંદેહ નથી. આ ઉપલી ક્રીયાઓ અને ભણતર ઉપરાંત પરેજગારી, અને પારસી યોગનાં તરીકા પ્રમાણે તો ઘણી શ્રેષ્ટ **એકાગ્રહતા પવિત્રાઈ** અને **પાકીજગીની** જરૂર છે અસળ જમાનામાં **"કયુમરસે" "અહુનવરની" માથ્રવાણીસાથે પોતાના પવિત્ર મનના મોનાજાતથી શનીસચર સેતારાની સ્તુતી કરી હતી, એજ પ્રમાણે સીયામકે ગુરૂની, હુશંગે મંગળની, તેહમુરસે ખુરશેદની, જમશેદ પાદશાહે શુક્રની, ફરેદુને બુધની, મીનોચેહેરે ચંદ્રની સ્તુતી કરી હતી,** તેમજ ત્યાર પછી બિજા પરેજગારી કરી ગયલા પીર પયગંમ્બરોએ પણ **"અહુનવરની"** બંદગી કરી હતી. **હઝરત** પયગંમ્બર **સાહેબ સપેટમાન** જરથોસ્તે પણ અહુનવરની બંદગી ઉપરાંત, **દાદાર હોરમજદથી** મેળવેલી માથ્રવાણી અને મુખ્યત્વે **ગાથાની** બંદગીથી, દુન્યાની કુલ્લે પેદાયશ અને બાબદોની સ્તુતી કરી હતી. હવે એ સ્તુતીને

**વખશુરે વખશુરાન** પયગમ્બર હઝરત સપેતમાન જરથોસ્ત **સાહેબનાં** વખતની આગમજ, જે પાદશાહઓએ એવી સ્તુતી કરી હતી, તેને **ઇનવોકેશન** ( Invocation ) કેહવામાં આવેછે, પણ હઝરત પયગમ્બર સાહેબનાં વખત પછીથી છેક પાછલા જમાનામાં **આબેદો** ચોક્કસ રીતે એવી આરાધના કરતા હતા, જે નીચલી બાબદોને મળતી ક્રીયા હતી એવી માન્યતા છે.

" કોઇક **એકાંત ઉંચી** તથા નજદીકમાં **પાણી વેહતી** એવી **જગા** પસંદ કરવામાં આવે છે, તે જગાના સાત ચોરસ **કશ** ખેંચીને પાક કરવા પછીથી, તેનાં માહેલા વચલા કશની જગામાં ફરીને બીજા સાત કશ ખેંચે છે, અને પછી તે માંહેલા મધ્ય બિંદુમાં પોતે બેસી પોતાની આસ પાસ ત્રીજા સાત કશ ખેંચી, તેમાં બેસી રાત અને દીન પાંચો ગેહ **ગાથાનું** ભણુતર ભણવા ઉપરાંત, અમુક કાર્યમાટે અમુક **ફરેસતાનો આરાધના** કરવામાં આવે છે, અને એમ ૪૦ દીન તુલીક **તન, મન,** અને **અંતઃકરણની** પવિત્રાઇથી જે આરાધના કરવામાં આવે છે તેને સાલેકીની સરૂઆત કહે છે. આવી રીતે તપ જપ કરતાં હરેક લાએક અને અનુકુલ મુરાદ જરૂરજ હાંસલ થવા ઉપરાંત, **તન, મન** અને **કરણીની** પવિત્રાઇ ઘણીજ વધે છે. એ ક્રિયાને લગતી બીજી ઘણી સમજો તથા બાબદો છે, જે અંત્રે ખુલાસાવાર સમજાવવાને ઠીક ધારતો નથી, કારણ આ પુસ્તકની બાબદ આ બાબદથી નિરાળી છે. બીજી કેટલીક અસલ જમાનાની ગ્રહો તથા ફરેશતાઓને આરાધવાની ક્રિયાઓની રૂઢી અને અલાતો છે, જે પ્રમાણે બંદગી કરવાથી હરેક દુઃખ દફે થવા ઉપરાંત પાકીજગી મલે છે એ નિશ્ચિત સમજવું. એ ઉપરાંત નિચેપ્રમાણે પણ ચોક્કસ દરદોની આરાધના કરાવાનું ફરમાન છે, જેમ કે :—

" **માથુ** દુખેતો **બેરામ યજદને** આરાધે, **નાક** માટે **મોહર** યજદને, **આંખ** માટે **ખુરશેદ** યજદને, **મોહડાને** દરદ હોય તો **આવાં યજદને, ગરદનને** માટે **રામ** યજદને, **પગને** માટે **બહમન અમશાસ**ંપદને, **હૃદયને** માટે **ગોઆદ** યજદને, પગનાં **ગુઠણ** માટે **અશાપનદારમંદ** અમશાસંપદને, **આગલી** તથા **હાથને** માટે **હોમ** યજદને, **કમર** માટે **તીર** યજદને, **વીર્ય** માટે **આશાતાદ**

યજદને, **પીસાબ** માટે **આવાં** યજદને, **વાયુના રોગ** માટે **ગુવાદ** યજદને, **સ્ત્રીને દુધ** આવવા માટે **આવાં** યજદને, ફરજંદના **જન્મ વખતે અડચણ** થતી હોય તો **બેહરામ** યજદને, અને તે ઉપરાંત હરેક મોટામાં મોટા દુઃખ દરદ માટે **દાદાર હોરમજદની** આરાધના, **બાજ, દરૂન આફ્રરગાન, યજશને,** વીગેરે કરવાથી અથવા તો પવિત્ર જગામાં બેસી, એકીન અને આસ્થા સાથની **બંદગી** કરવાથી **દુઃખ દફે થાય** છે.

**નોંધ:**—"આ પ્રકરણમાં આપેલી સર્વે બાબદ ફકટ પારસી જરથોસ્તી માજદીયશની ધર્મપર એતેકાદ રાખનારાઓ માટે છે. બીજા ધર્મોમાં પણ આપણને એવી ઘણીક ચીજો મલે છે, અને તે માંહેલી સત્ય ચીજો તરફ આપણે માનની નજરથી જોઇશું આ પ્રકરણમાં જે કાંઇ વિચારો દર્શાવ્યા છે, **તે મારી આસ્થા છે.** જે હું માનું છું, તેજ હું લખું છું, અને મારા જેવા વિચાર ગ્રહણ કરી, તે માની લેવાને હું કોઈને કેહતો નથી. જેવા જેના વિચાર તેવી તેની આસ્થા, અને જેવી જેની આસ્થા તેવું તેના ધર્મનું એતકાદ ધારૂં છું.

## ગ્રહ અને કિંમતી ઝવેરાતની અસરો.

આ ઉપલું મથાલું વાચી, વળી આપણા પેલા મહાન વિધ્વાનો "**છટ નોન્સન્સ ને હંમબગ**" વીગેરે કેહવાને સરૂ કરશે, **પણ** જે **સત્ય** છે, તેને તે કોણ ખોટું પાડી શકનાર છે. જેમ હરેક **ચીજને** એક મેક સાથ તત્વ અને પ્રમાણુંઓ મારફતે **સંબંધ** છે, **તેમ હીરા** મોતી વીગેરે સર્વે ઝેવરાતો ધાતુઓ વીગેરે ને **પણ સંબંધ છે, જે** માટે કેમેસ્ત્રી, એસટ્રાનોમી, અને તારાઓની વિદયા તેની **સાહદતો** પુરી પાડે છે, અત્રે એને લગતી બીજી બધી બાબદો જો દર્શાવીએ તો એક મોટું પુસ્તક થાય, જેથી અંત્રે થોડીક ઉપયોગી બાબદોજ સમજાવીશું.

**પહેલું** તો દેશી તેમજ અંગ્રેજી પ્રમાણે ગ્રહો માટે જુદા જુદા ઝવેરાતો નેમેલા છે. **બીજું** એ ઝવેરાતોની પિછાણ, અને **ત્રીજું** તો ઝવેરાતનાં અણુંઓ અને તત્વ, તેની શારિરીક અને બીજી શકિત તથા અસરો વીગેરે છે.

દેશી રીતપ્રમાણે જ્યોતીષમાં **નબળા ગ્રહો** હોય તેની શાંતિ માટે જે **નંગ** પેહરવામાં આવે છે, તે નીચેપ્રમાણે છે, જેમ કે:–

**રવી** માટે **માણેક, ચંદ્ર** માટે **મોતી, મંગળ** માટે **પરવાળું, બુધ** માટે **પાનું, ગુરૂ** માટે **પોખરાજ, શુક્ર** માટે **હીરો, શની** માટે **લીલમ, રાહુ** માટે **ગોમેધર** અને **કેતુ** માટે **લસણયો.** હવે આ સાધારણ છે, અને એવોની અસર કેટલાક પ્રમાણમાં જ્યારે જુદી જુદી રાશીનાં હોય ત્યારે એક મેકથી ઉલટી હોય છે, જેથી દેશી ગ્રહ નંગ ઇચ્છીત ફળ આપી શકતું નથી. અંગ્રેજી ગ્રહ નંગ ખુદ નંગની ઉત્તપત્તીનાં બંધારણ તત્વ સાથ ખુદ રાશીઓનાં તત્વને મળતાં તત્વોનાં હોય છે, જેથી તેવો સ્વાભાવીક વધુ અસર કરી શકે તેમ છે. હવે અંગ્રેજી રૂઢીપ્રમાણે દરેક રાશીની અસર પ્રમાણેના ઝવેરાત નેમેલા છે, જે ચિત્રવિચીત્ર રંગ રૂપના હોય છે, તથા મુખ્ય ભાગે તેના ગુજરાતી નામો જણાયલા નથી, એટલામાટે પહેલે તેવોને અંગ્રેજીમાં લખી તેનો ખુલાસો બની શકે તેટલો આપ્યો છે. વધુ ખુલાસો લખવાને જગા નથી. હવે અંગ્રેજી જ્યોતીષ પ્રમાણે નીચે મુજબ ગ્રહોપર **નંગો** પેહરવામાં આવે છે, જેમ કે:—

**મેષ** માટે **એમેટીસ્ટ** (Amethyst), તથા **હીરો, વરખ** માટે **મૉસ ઍગેત** (Moss agate), **એમેરલ્ડ** (Emerald), **મિથુન** માટે **બેરીલ** (Beryl), અને **એકવામેરીન** (Aquamarine), **કર્ક** માટે **એમેરલ્ડ** (Emerald), અને **બલેક ઓનીક્ષ** (Black onyx), **સીંહ રાશી** માટે **માણેક** Ruby અને **હીરો** (Diamond), **કન્યા** રાશી માટે **પીંક જાસ્પર** (Pink jasper) અને **હયાશીંનથ** (Hyacinth.), **તુલા** રાશી માટે હીરો (Diamond), અને **ઓપાળ** (Opal), **વૃશ્ચિક** રાશી માટે **તોપાઝ** (Topaz), અને **મેલાચીત** (Malachite), **ધન** રાશી માટે **કારબનક** (Carbuncle) અને **ટરકોઇઝ** (Turquoise), **મકર** રાશી માટે **વાહીત ઓનીક્ષ** (White onyx) અને **મુનસ્ટોન** (Moonstone), **કુંભ** રાશી માટે **સફાયર** (Sapphire) અને **ઓપાળ** (Opal), અને **મીન** રાશી માટે **ક્રીસોલાઇટ** (Crysolite) અને **મુનસ્ટોન** (Moonstone.)

હવે એ ઉપલી બારે રાશીનાં બાર જુદા જુદા મહીનાઓ છે, અને જેનો જે માસમાં જન્મ થયો હોય, તે માસને લગતી રાશી પ્રમાણે એ **નંગો અને ઝવેરાત** પહેરે તો તેની ઘણી લાભકારક અસર થાય છે, તે ઉપરાંત **ખાસીયતનાં ગુણ** કામમાં રાખવાને ચંદ્રને લગતાં નંગો, જો શરિરીક દુઃખ માટે હોય તો જન્મ લગ્ને જે રાશી હોય, તે રાશીને લગતાં નંગ પહેરવાં, વળી નંગ બનતાં-સુધી તે રાશીને લગતીજ ધાતુમાં જડાવવાં, અને એવી રીતે જડાવવાં કે તે નંગનો ભાગ, ખુદ શરીરની ચામડીને વારંવાર લાગ્યા કરે, કે જેથી શરીર ઉપર તેની પુષ્કળ અસર થાય છે.

હવે એ અસર થવાનું સત્ય **અણુંઓના કાયદા** (Law of Attoms) મારફતે જોતાં, જમીનમાં કોયલો, રેતી કે ખણીજ પદાર્થો વચ્ચે સર્વે જાતનાં કિંમતી ઝવેરાતોની ઉત્પત્તી છે, અને ખુદ ઝવેરાતો પોતે જુદાં જુદાં તત્વથી બનેલાં છે, જેમ કે:—**પોખરાજ** (Topaz) એક ફીક્કા પીળા રંગનો હીરો છે, ઘણું કરીને બ્રાઝીલ અને ઇજીપ્તમાં એની ઉંચી જાતની પેદાયશ છે, અને એક નિર્મળ સાફ આબદાર નંગનો રંગ **શેરીનાં** જેવો હોય છે. કહે છે કે જો ખરા પોખરાજને ચોક્કસ રીતે ગરમી આપવામાં આવે છે તો તેનો રંગ ગુલાબી થાય છે, અને તેથી પણ વધુ ગરમી આપતાં તદન સફેદ નિર્મળ કાચ જેવો થાય છે. એનાં બંધારણનાં (Composition) તત્વો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| Aluminium ... ... ... ... | 30·2 |
| Silicon ... ... ... ... ... | 15·5 |
| Oxygen ... ... ... ... ... | 36·8 |
| Fluorine ... ... ... ... | 17·5 |
| | 100 |
| Specific Gravity ... ... ... | 3·5 |
| Hardness ... ... ... ... | 8.0 |

એ પ્રમાણે **પોખરાજ**, ધાતુ, ગેસ, ખાર, વીગેરે જમીનનાં ભીત્તરમાં કુદરતી રસાયણોથી અને કુદરતની અંદીઠ ગતિ (Fine

force) મારફતે બન્યું છે. હવે જેમ એક દવાનું મિક્ષચર દરદી માટે જુદી જુદી દવાઓ અને ખારોનાં મીક્ષચર કરી બનાવવામાં આવે છે, અને જેવી રીતે તે દવા દરદીને અસર કરે છે, તેજ પ્રમાણે પોખરાજની પણ અસર થવીજ જોઇએ, કારણ કે તેનાં તત્વોમાં સમાયલી રસાયણીઓ, દવાના મિક્ષચરમાં સમાયલી રસાયણીઓ જેવીજ છે. જોકે દવાના દેખાવ આકાર વાસ અને બીજી બાબદ, પોખરાજ ના દેખાવ વિગેરેથી તદન જુદી છે, લેકીન એ બન્નેમાં પોતપોતાનાં વધુ ઓછાં તત્વોની ખાસીયત પ્રમાણે, તે ચીજોનો ગમે તેવા આકાર કે રૂપમાં, તે તત્વો પોતપોતાની શકિતને લગતી અસર વાઇબ્રેશન યાને ધ્રુરજણી મારફતે જરૂર કરશેજ. એજ પ્રમાણે જુદા જુદા ઝવેરાતોનું તત્વ બંધારણ જુદી જુદી જાતનાં તત્વો તથા વધતા ઓછા પ્રમાણમાં હોય છે, તે સર્વે અત્રે લખવાને જગ્યા નથી, પણ થોડાં ઝવેરાતોનાં નામ, જાત, ગુણ, વીગેરે નીચે પ્રમાણે છે:—

**મોતી** (Pearl) એ કારબોનેટ ઑફ લાઇમનું બનેલું છે. ઘણું કરી દરેક રંગના મોતી મળી શકે છે. અસલ જમાનાથી કેહતી છે કે ખાસ કરીને મોતી સ્ત્રી જાતને પુષ્કળ ખેંચાણ કરનારી છે, અને ખાસ કરીને જેવોનો જન્મ મેહે મહીનામાં થયો હોય, અને તેવો મોતી પહેરે તો નાજુક પંઠનીઓનું ખેંચાણ તેની તરફ વધુ થાય એ ચોક્કસ છે.

**એમેથીસ્ટ** (Amethyst) આ નંગ ઉમદા જાંબુરા રંગ ઉપર હોય છે, સૌથી પહેલાં તે મેક્ષીકોમાં શોધી કાઢવામાં આવ્યું હતું, અને હાલમાં એની ઘણીજ માંગણી છે, કારણ કે કવચીતજ એ મળે છે. એ નંગ હજારો ને હજારો વર્ષ આગમજ જણાયલું છે, અને એની પુષ્કળ ભેદી તવારીખો છે. સાઇબીરીયામાંથી પણ એ નંગો મળે છે. એને **ધર્મગુરૂનું નંગ** યાને (Bishop's stone) કહે છે. અને એની ખાસીયત એવી છે કે એ પહેરનારનાં મગજને ઘણું શાંત રાખે છે, તથા છાકટપણાનો અટકાવ કરે છે.

**પોખરાજ** (Topaz) એ માટે આગળ લખ્યું છે, એ નંગ પહેરવાની અસર એવી છે કે, એ પેહરનારને કુછંદ અને વ્યભિચારથી

દુર રાખે છે, તથા ગુસ્સાને કાબુમાં રાખે છે, તથા દરેક ચીજની ઉંન્નતી કરે છે.

**પેરીદોત** (Peridot) આ નંગ પાનાનાં રંગનું આવે છે અને તે ઇજીપશીયન લોકોને ઘણુંજ વ્હાળું હોય છે, એ નંગ એરીઝોના તથા મેક્ષીકોમાં ઘેરા લીલા ઓલીવ રંગનું મળે છે. એ નંગ માનવીમાં પુષ્કળ હિંમતની અસર કરે છે, તથા સ્ત્રીઓને પતીવ્રતા રાખવા માટે તથા નમ્રતા વધારવા માટે જાણીતું થયલું છે.

**ગારનેત** (Garnet) એ નંગ (Lime and oxide of Iron) નું બનેલું છે. લાલ અને પીલા રંગનાં નંગ પેગુ (એસીઆ) માં મળે છે, અને સીલોન તેમજ બ્રાજીલમાં પણ તેની ઉત્તપત્તી છે. એ પહેરવાની અસર માટે ઘણીક તવારીખો છે જે સર્વે અત્રે લખી જણાવવાને જગ્યા નથી, પણ ખાસ કરી જેઓનો જન્મ જાનેવારી માસમાં થયો હોય તેઓને વધુ સારી અસર કરે છે, એની અસરમાં મનનું મક્કમપણું જાલવી રાખનારી તથા વફાદારીની અસર છે.

**તોરમેલીન** (Tourmaline) એ ઘણી જાતનાં રંગોનું આવે છે. કાળું, બ્રાઉન, લાલ વીગેરેને રૂબીલાઇત (Rubillite) કહે છે, લીલાંને (Brazilian emerald), બ્લુને (Indicolite) કહે છે. માઉન્ટ મીકા, સાઇબીરીઆ, સીલોન, બરમા વીગેરે ઠેકાણેથી મળે છે. (Physics) ના અભ્યાસીઓને, તથા નેત્રવૈદોને એ ઘણોજ અજાયબી પમાડનારો માલમ પડયો છે, કારણ કે એના કમ્પોજીશનમાં અગ્યાર જાતનાં ખાર આવે છે, અને તેથી એની અસર વિજલી જેવી હોય છે.

**એકવામેરીન** (Aquamarine) એ એક (Beryl) ની જાત છે અને ઘણાજ ખુલ્લા લીલા રંગનું હોય છે, લગભગ દરીયાનાં પાણીનાં જેવો રંગ હોય છે, સાઇબીરીઆ અને બ્રાજીલમાં સારી જાત મળી શકે છે, એને **નીલમણી** કહે છે.

**ઓપાળ** (Opal) આ લસણીઆ જેવો રંગ બદળાતો કિંમતી પથ્થર છે, અને તેમાં વરસાદની કમાનની માફક રંગો દેખાય છે, એને

અસલ જમાનામાં શુભ નસીબની નિશાણ યાને ગુડ લક તરીકે પ્રખ્યાત હતી. મરહુમ માતુશ્રી માહારાણી વીકટોરીઆ ગુડ લક તરીકે ઓપાળનાં નંગનાં પુષ્કળ શોખીન હતા.

**તર્કવોઇઝ** (Turquise) **ફીરોઝો** તદન આસમાની બ્લુ રંગનો હોય છે, અને ખોરાશાન તથાં બાકીના મુલકમાંથી ઉત્તમ નંગો મળી આવે છે. કહેતી છે કે એ પહેરનારને હરેક કામમાં ફત્તેહ મળે છે, અને ખાસ કરીને ડીસેમ્બર મહીનામાં જેનો જન્મ હોય તેઓને ઘણો લાભ કરે છે, પણ જ્યારે પહેરનારપર કાંઇક આફત આવી પડવાની હોય છે ત્યારે એ નંગનો બ્લુ રંગ ફીક્કો પડી જઇ અગમ-ચેતી આપે છે. એ પહેરનારને ઇજત આબરૂ ઘણી મળે છે, એવું અસલ જમાનાથી મનાતું આવ્યું છે.

**લીલું પાનું** (Emerald) ઘેરો મખમલી લીલો રંગ અને કાંઇપણ છાંત કે દોરા વગરનું નંગ ઘણુંજ ઉત્તમ અને કિમતી ગણાય છે, સૌથી સરસ નંગ કોલમબીયા અને રીવર મનરોમાંથી મળે છે. અસલ જમાનાથી કહેતી છે, અને પ્યાર મોહબતમાં એ નંગને લગતી બાબદો એટલી બધી તવારીખમાં છે કે, એ નંગ માટે કહેવામાં આવે છે, કે એ નંગ અખુત પ્યાર અને મોહબત બક્ષનારૂં છે, અને હરેક પાપ અને નીચપણાની સામે થનારૂં અને નેક રાહપર ચલાવનારૂં છે, અને મેહે માસમાં જન્મેલા માનવી માટે ખાસ શુભ અસર કરનારૂં છે.

**સેફાયર** (Sapphire) એ નંગ સીયામ બરમા, કાશમીર, સીલોન, ઓસ્ટ્રેલીઆ વીગેરે મુલકોની નદીનાં તળીયાંમાથી અથવા તો પડપડવાળી જમીનમાંથી મળે છે. સીયામીસ સૌથી ઉત્તમ ગણાય છે. સીગાલીસ ફીક્કા હોય છે, કેશમારી લાઇટ બ્લુ હોય છે યાને તેનામાં હરેક ચઢ ઉતર રંગનાં મળે છે. અસલ જમાનાનાં લોકોનાં કહેવા પ્રમાણે **નિર્દોષતા** એ નંગની મુખ્ય અસર છે, અને ખાસ કરીને એપ્રીલ મહીનામાં જેનો જન્મ થયો હોય તેને લાભકારી છે, વળી એ પહેરવાથી એ માંહેલી રસાયણી અને વૈદીક અસર શરીરપર ઘણી સારી થાય છે.

| નંગ | મીનીંગ | ફુલ | મહીનો |
|---|---|---|---|
| પેરીદોત | હીમ્મત | વાયોલેત | માર્ચ |
| સેફાયર | નિર્દોષતા | મારગ્યુરાઇટ | એપ્રીલ |

| નંગ | મીનીંગ | ફુલ | મહીનો |
|---|---|---|---|
| એમેરલ્ડ | પ્યારમાં ફત્તેહ | હાવથોરન | મેહ |
| એગેત | લાંબી જીંદગી, તંદુરસ્તી | ગુલાબ | જુન |
| રૂબી | દુઃખ નીવારણ | વોતર લિલી | જુલાઇ |
| સારદોનીક્ષ | પતીવ્રતાપણું | પોપી | આગષ્ટ |
| ક્રીસોલાઇટ | મુર્ખાઇનો નાશ | કનવોલવુલ્સ | સપ્ટેમ્બર |
| ઓપાળ | આશા | બ્લેકબેરી | અકટોબર |
| તોપાઝ | વફાદારી | ક્રીશનથીમંમ | નવેમ્બર |
| તરકવોઇઝ | ફત્તેહ | હોલી | ડીસેમ્બર |
| ગારનેત | દ્રઢતા | સ્નોડ્રોપ | જાનેવારી |
| એમેથીસ્ત | મનની શાંતિ | પ્રીમરોઝ | ફેબ્રુઆરી |

આ ઉપર લખવા પ્રમાણે ઘણી જાતનાં નંગો છે, તથા એક જાતનાં નંગમાંથી તેનાં જુદા જુદા રંગોને લીધે તેનાં કેટલીક વખતે ઘણાં જુદા જુદા નામો તવારીખમાં જણાયલાં છે, છતાં એટલું તો સત્ય છે કે નંગો ચોક્કસ જાતનાં પદાર્થોનાં રજકણ તથા અંશથી બનેલા છે, અને પંચભુતી તત્વ જેમ માનવીમાં અને આખી જગત્તમાં છે, તેમ નંગો અને ઝવેરાતમાં પણ છે, અને તત્વ તથા અણુંઓના કાયદા પ્રમાણે તેઓ એક બીજાથી સંબંધ ધરાવે છે, એટલે તેઓના બંધારણ તત્વના વાઇબ્રેશન બીજા તત્વોપર અને ખાસ કરીને માનવીના શારિરીક, સંસારીક અને આત્મિક બંધારણપર અસર કરનારાં છે. જેઓ એ બાબદ સ્વીકારવાને વમાસણમાં પડતા હોય, તેઓએ દરેક ઝવેરાતોનાં બંધારણ (Composition) તથા ઉત્તપત્તીનાં તત્વોનાં અંશોને લગતું જ્ઞાન મેળવી તે જ્ઞાન મારફતે બીજી દુન્યાની હરેક ચીજનાં તત્વોનાં અંશ સાથે મુકાબલો કરવે અંતમાં ખાત્રી થશે કે દુન્યા બળકે જગત્તની હરેકે હરેક ચીજને સીધી યા આડકત્રી રીતે એક બીજા સાથ ઘાડો સંબંધ છે, તથા એક બીજાંપર અસર કરી શકે છે.

**નોંધ** :—આ પુસ્તકનો **ચોઠો ભાગ** કે જે માનવીનાં દુઃખ દરદો અને વ્યાધીઓને લગતી બાબદનો છે, તે અત્રે ખતમ કર્યો છે. તથા

